# धोळ तथा पद वगेरे
## संग्रह.


## भाग १ लो.

પુષ્ટીમાર્ગના વૈષ્ણવોને સારૂ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

शा. जगजीवन काळीदास.

અમદાવાદમાં

મામાની હવેલી મધે અ૦ યુ૦ પ્રીન્ટીંગ અને
જ૦ એજન્સી કંપની ''લીમીટેડ''ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૩૮.

કિમ્મત રૂ૧-૮-૦

# अनुक्रमणिका.

૨૬ શ્રીલક્ષ્મણ સુતને હું નમુંને.
૨૭ શ્રીલક્ષ્મણભટજીને ઘેર એ કુળ દીવારે.
૨૮ આવને આવ ઉતાવળી.
૨૯ પોસ નામે શ્રીવિઠ્ઠલનાથજી.
૩૦ શ્રીવલ્લભ રાજકુમાર તમે કાંઈ કીધુંરે.
૩૧ આજ સહીયરરે વધામણાં.
૩૨ આજ માહરે આનંદ ઉર ન સમાયજી.
૩૩ ધન ધન દહાડોરે આજનો.
૩૪ આપણ જાઈએરે શ્રીગોકુળ ગામ સાહેલીરે.
૩૫ મેરે શ્રીનાથજી પ્યારે.
૩૬ ચાલોતો શ્રીજી જાઈએરે.
૩૭ શ્રીનાથજી તે છેલ બીરાજતાજો.
૩૮ ચાલો સખી નિરખીયે નંદકુમાર.
૩૯ શ્રીકાંકરોલી ગામ રળીયામણુંરે.
૪૦ તેડી જાઓ તો હમારાં મન ઠરે.
૪૧ શ્રીવલ્લભપ્રાણ આધારને નીરખવા ચાલો.
૪૨ શ્રીગોકુળ સાસરીએ જાવું.
૪૩ શ્રીવલભ કુળને વારીરે શ્રીનાથજી અલબેલા.
૪૪ શ્રીજી મેરા એસા રશીયા.
૪૫ પુરે જોયારે માહારા વ્રજના વાહાલાં.
૪૬ વૃંદ્રાવનનારે ચંદ્રમા.
૪૭ શ્રીવલભ સુતને નિરખીરે.
૪૮ શ્રીઠકરાણી ઘાટ સોહામણારે.
૪૯ ધન્ય કાંકરોલી ગામરે.
૫૦ ઓ વાહાલાજી ઉભલા રોહોને રંગ રશીયાજી.
૫૧ તમને સુંપેલા છે પ્રાણરે હો છબીલાજી.
૫૨ શ્રીદ્વારકાંનાથજીને લાગુ પાય કે.
૫૩ વર્ણવું શ્રીવંદ્રાવન સુખ ધામ કે.

૫૪ કાંકરોલી ગામનારે વાસી.
૫૫ અમે આવ્યા તમારે આશરે અલબેલાજી.
૫૬ વનમાં વાગેરે વાંસળી.
૫૭ વાંકે અંબોડે શ્રીનાથજીને
૫૮ હું બલીહારી તૈલંગ કુળ દીપક.
૫૯ એજન બીજુ.
૬૦ શ્રીવલ્લભ સુત વાહાલા લાગો.
૬૧ આનંદસાગર ઉલટ્યો.
૬૨ શ્રીગોકુળ ગામને ગાંદરે સાહેલીરે.
૬૩ લાલા લેહેરી તું રંગીલો.
૬૪ મોહન મલપતા ઘેર આવોરે.
૬૫ ગંગાબેટીએ ઝઘડો માંડીયો.
૬૬ હર્ખે શ્રીવલ્લભનંદને ગાઉ.
૬૭ સખી આજનો લહાવો લીજીએરે કાલ કોણે દીઠીછે.
૬૮ આજ આનંદ નંદજીને દ્વારરે.
૬૯ ધન્યધન્ય શ્રીગોકુળગામ અતિ રળીયામણું.
૭૦ હાંરે વાલો એહી સમેરે શ્રીનાથજી.
૭૧ કાંકરોલી રાજસાગર તિરકે.
૭૨ નાહાના સરખા શ્રીનાથજી.
૭૩ મીઠડા બોલા શ્રીનાથજી.
૭૪ મહારે મંદીર પધારો શ્રીનાથજી.
૭૫ પ્રથમ સમરૂ શ્રીવલ્લભનો પરીવારરે વાહાલાજી.
૭૬ ધન્યધન્ય શ્રીજમુનાં ગોકુળ નીકટ બીરાજે નવલે રંગે
૭૭ વ્રજ જન વલભરે
૭૮ સુંદીર ગોકુળ ગામરે બોહારી શ્યામ.
૭૯ શ્રી મદન મોહનલાલ.
૮૦ શ્રી વલ્લભકુળના રશિયા વાહાલા.
૮૧ ચાલી વંદ્રાવનને ચોક કે.

૮૨ વાહાલો શ્રી વલ્લભ વ્રહે પ્રગટીઆ.
૮૩ આજ સખી આનંદ હુઓરે.
૮૪ શ્રી વિઠલનાથ સોહામણાંરે-
૮૫ ધન્યધન્ય આજનો દીન.
૮૬ જીરે ધન્યધન્યરે આજનો દીન.
૮૭ ધન્યધન્યરે આજનો દીન.
૮૮ ઉભા રેહોતો કહું એક વાતડી.
૮૯ સરદ પુનમની રાત્ય જોઇ વાહાલે રમવા કીધું મનરે.
૯૦ તમે કયાંહાં ગયા વનમાળીરે ગીરધર સાંમળીઆ.
૯૧ વ્રજ અતી શોભીયું જન્મ તવ કરી.
૯૨ સરવ ગાઇને રહ્યાં.
૯૩ વાહાલા તારાં વચન સાંભળીને હરખ્યાં.
૯૪ સરખી સાહેલી સહુ મળીને.
૯૫ દીઠી સરદની રાત સોહામણીજો.
૯૬ મહારા વાહાલાના વનમાંહ્ય.
૯૭ શ્રી વિઠલનાથજી માહારાજનું ધોળ.
૯૮ કોઈ મને કૃષ્ણ દેખાડોરે શ્રી ગોકુળમાં.
૯૯ માહારે મંદીર પધારો શ્રી નાથજી.
૧૦૦ જીરે વઇશાક વદી એકાદશીરે.
૧૦૧ અથ શ્રી પુષ્ટિ મારગનાં દશ મરમનું ધોળ.
૧૦૨ પુષ્ટિ મારગ સિદ્ધાંતની.
૧૦૩ ધન્યશ્રી વલ્લભ અઢેલમાં પ્રભુ વશીયા જમુનાં તીરે.
૧૦૪ ઘેર આવોરે ગોપીયોના વાહાલા.
૧૦૫ મુખડાનું માંડણ મોતી.
૧૦૬ ભારેહી બાજી કાહાના તારી બેશ.
૧૦૭ સામરો નજાને મોરી પીર.
૧૦૮ જીરે કારતક માસ વદી અષ્ટમી.
૧૦૯ શ્રીવલ્લભકુળ ભલે પ્રગટીયા.

૧૧૦ સાભળ સુજની વધામણી.
૧૧૧ સેન ગોરી અમા શ્રીનાથજીને ખમા.
૧૧૨ નાગર નંદજીના લાલ.
૧૧૩ શ્રી ગોકુળ નાથજીના લાલરે.
૧૧૪ આ કળીમાં કારણ એક.
૧૧૫ ચાલો જળ જમુનાંરે નાહાવા.
૧૧૬ હરી તને પ્રસન તે કયમ થાશે.
૧૧૭ વ્રજ ચોરાશી કોશની વન યાત્રાની પરિક્રમા.
૧૧૮ વારે વારે સામુ ભાળે મુખ લાગે મીઠું.
૧૧૯ શ્રી ગોકળિયું મુકીને ક્યાંઈ જઈએ નહી.
૧૨૦ વારી વારી શ્રી ગોકુળ નાથજી તમારા લટકાને.
૧૨૧ પ્રગટ્યા પુરૂશોત્તમ લાલરે.
૧૨૨ લાલ તમારો લટકો જોઈ મને ચટકી લાગી પ્રેમ તણી
૧૨૩ ચાલો ચાલો કાલીંદ્રીને કાંઠડે.
૧૨૪ અથશ્રી ગોસાંઈજીનો વિવાહ ખેલ.
૧૨૫ વિવાહ મળીઓ શ્રવણ શુણીઓ.
૧૨૬ પનોતીએ દીધી છે આશિષજી.
૧૨૭ લગ્ન મોકલ્યું છે શ્રી વિઠલ નાથજી.
૧૨૮ વેહેલા થાઓ વ્રજ નાથજી.
૧૨૯ આવો પનોતી મૃગા નેણી.
૧૩૦ પ્રભુજીને માટે તે પધરાવોજી.
૧૩૧ તોરણજીવી ચોરીએ આવ્યાજી.
૧૩૨ વેહેવાઈ તારો માંડવડો સંભાળ કે.
૧૩૩ શ્રી વિઠ્ઠલ વર પરણીને પધારયાજી.
૧૩૪ શ્રીનટવરલાલને બારણેરે સુંદીરૂ શ્રીછોટાલાલ બલીહારીરેલાલ
૧૩૫ નાથ કેસે ગજકો બંધ છોડાયો.
૧૩૬ જીરે જીરે પ્રથમ સુરજપોળ જાણોજી.
૧૩૭ પૂષ્ટિ માર્ગના પંચ તત્વ નિત્ય ગાયજી.

૧૩૮ સખી સરદ પુનમની રાત મુજને વાલીજી.
૧૩૯ ધન્ય ધન્ય શ્રી દ્વારકાં નાથજીરે.
૧૪૦ શ્રી લક્ષ્મણ ભટજીને દ્વાર ચાલો તો જોવા જઇએજી.
૧૪૧ શ્રી વલભ પ્રગટયા પ્રગટયારે.
૧૪૨ શ્રી વલભ શ્રી વિઠુલ શ્રીજી શ્રી પુમનાં.
૧૪૩ તમારાં નઇણાંછે કામણગારાં.
૧૪૪ સજની સહુકો ચાલો જોવા જઇએ જો.
૧૪૫ લટકાળા બાળ શ્રી વિઠુલ વરને નિરખ્યું તે ધન્ય ધન્ય
૧૪૬ જીરે ધન્ય ધન્ય શ્રાવણ માસ.
૧૪૭ શ્રી વલભ દુર્લભ જુગમાં કહીએ.
૧૪૮ છબીલા છબી તારી જોઇરે.
૧૪૯ ચેત ચેત ચિરંજીવી તો રેહેવું નથી જો.
૧૫૦ શ્રી ગોકુળમાં એક નંદનું ધામ.
૧૫૧ શ્રી વલભ પ્રભુજી પરણ્યું.
૧૫૨ કળીજુગ સબ જુગતે અધીકાઈ.
૧૫૩ તનક દેરી માઈ.
૧૫૪ શ્રી ક્રશ્ન કમળ મુખ નિરખવા.
૧૫૫ જે શ્રી વલભ દેવકી.
૧૫૬ સાધન સબ સુને ભએ.
૧૫૭ શ્રી વિઠુલનાથ નામ રસ અમરીત.
૧૫૮ સુંદીર ગોકુળીયું જોવાના મુજને કોડ.
૧૫૯ શ્રી ગોકુળ સુખ બાસ બીરાજે.
૧૬૦ વિપ્ર શિરોમણ તૈલંગનાથ.
૧૬૧ શ્રી વલભ વિઠુલ શ્રીજીરે રમવાને આવો.
૧૬૨ સરવે સયર સમાણી મળી આવોરે.
૧૬૩ શ્રી વલભ દુર્લભ પુગમાં કહીએ.
૧૬૪ ગોકુળની ગોપીઓરે ચાલી જળ ભરવા.
૧૬૫ સામા સંબંધીડા ગોકુળ કયારે જઇશું.

૧૬૬ ભજો ગોપાળ ભુલ મત જાઓ.
૧૬૭ આવો મળો સાહેલડીજી.
૧૬૮ શ્રી વલ્લભ વિઠ્ઠલ ના જાણ્યા તેણે સર્વસ્વત ખોયુંરે.
૧૬૯ શ્રી વલ્લભ પ્રભુજીને શર્ણ ન આયો.
૧૭૦ વળી વેગે દરશન આપીઆં.
૧૭૧ શ્રી વલ્લભ કુળ વ્રજનું જીવન.
૧૭૨ ભલે પ્રગટયા શ્રી ગીરીવરધારીલાલ.
૧૭૩ ચત્રુભુજ છે ચારૂરે.
૧૭૪ શ્રી વલ્લભ પ્રભુને કરૂં પરણામજી.
૧૭૫ વેણ મધુરીરે વાય.
૧૭૬ આંજ મહારે ઘેર આવીઆરે.
૧૭૭ પ્યારી પ્રગટયા શ્રી વ્રજભુખણલાલ.
૧૭૮ વંદુ શ્રીવલ્લભ નાથજીનો વંશજી.
૧૭૯ હરીબસો હરીબસો મેરે આંખે નેનમે હરીબસો.
૧૮૦ વાંકે અંબોડે શ્રીનાથજી.
૧૮૧ આવોરે આવોરે સુહાગી.
૧૮૨ હરીભજન વિના સોનર જીવે કેસો.
૧૮૩ જય બોલો શ્રી વ્રજરાયલાલની.
૧૮૪ આનંદ સાગર ઉલટયો રસનાયે વહેછે પ્રવાહ.
૧૮૫ શ્રીમદન મોહનલાલ આગળ વીનતી કીધી.
૧૮૬ શ્રીગોકુળ ગામરે અતી રળીઆમણુંરે.
૧૮૭ શ્રી ગોકુળ નાથ સોહામણજી.
૧૮૮ જયજય લાલ ગોર્ધન ધારી.
૧૮૯ સર્ખારે શ્રીવિઠલ નંદન આવોરે મહારે બારણે.
૧૯૦ તાહારા દલ કેરી વાત મેં જાણીરે.
૧૯૧ કોમળ અંગેરે ઓ સુજની.
૧૯૨ શ્રી દામોદરદાસ હરશાર્નારે હરખે ભર્યા.
૧૯૩ ગોવરધનેશ ગુરૂને ચરણે નમુરે.

૧૯૪ જાુમનાં જાતારે ઘાટે.
૧૯૫ આલો આલોરે શ્રી માહારાજ.
૧૯૬ ભલે આવી લાગી માહાજમ રાતકે.
૧૯૭ પાંચ રંગ પ્રભુજીના ગાઈએરે.
૧૯૮ જયશ્રી કૃશ્નરે ભાઈ.
૧૯૯ શ્રી ગોવિંદરાયજીરે રશીઆ.
૨૦૦ શ્રીલક્ષમણ સુતનેરે ગાઉ.
૨૦૧ કૃશ્નદાસમે ધન મન મોદકરે ઘણું.
૨૦૨ સંભરવાળા દાસ દામોદરને હરી.
૨૦૩ પદમનાભ તે દાસ બ્યાસ સુખ અતિ ઘણું.
૨૦૪ પુરૂશોતમદાસ સદા સુખ અતીઘણું.
૨૦૫ ગદાધરદાસ કપીલ કડામાંહે ખરા.
૨૦૬ શ્રાવણ સુદી એકાદશીનું પોળ.
૨૦૭ વઈશાક સુદી એકાદશીનું પોળ.
૨૦૮ શ્રીવિઠલનાથજીના લાલછો અલી લટકાળા.
૨૦૯ અથશ્રી કકાનો ભાવ.
૨૧૦ મેહેતો તમો મેહેતો તમો જાણીઆરે.
૨૧૧ સજની ચાલો ઉછવ આજજી.
૨૧૨ જ્યાકુ બેદ રટત.
૨૧૩ ઉત્તમ કુળ અવતાર કહ્યાજો.
૨૧૪ ચાલો સઈરો સુંદીર વરને જોઈએ.
૨૧૫ પર્મકૃપાળ શ્રીવલભ નંદન.
૨૧૬ મોહે જુગભેદ બચન પાલો.
૨૧૭ શ્રીવલભ વિઠુલ હરો ન જાણ્યા.
૨૧૮ તમારૂ જોવા સરખું રૂપ.
૨૧૯ ચાલો સખી આજ વંદ્રાવનમાં જઈએ.
૨૨૦ શ્રી પુરૂશોતમ પ્રગટહુવા.
૨૨૧ શ્રીવંદ્રાતેબનની વાટેરે.

२२२ रशीओ रसे भर्यारे.
२२३ लागी मने नेह जडोरे.
२२४ घेलीथई फरूंरे घेला गीरधारीनी संगेरे
२२५ प्रितनी वातडीरे जेने लागी होय ते जाणेरे.
२२६ कारण ए शुं कहुंरे.
२२७ माहारा रूपाळा रणछोड.
२२८ अथश्री जगननाथजीना शणगारे.
२२९ श्रीजीबावा लटकाळा
२३० आज आणंद माहारे उर न समायजी.
२३१ ताते जानी भजे वनवारी.
२३२ देखो हरीज्युको एक स्वभाव.
२३३ श्रीवलभ जुको भारो भरूसो.
२३४ श्रीगोवरधनकी रहीए तलेटी.
२३५ तमु शर्णागत आयो.
२३६ अमतो श्रीविठलनाथ उपाशी.
२३७ द्रढ इनि चरण केरो भरूसो.
२३८ एक पलक जो रहीए वंद्रावन.
२३९ श्रीविठलनाथ बसतजीआ जाके.
२४० हरीजनकु हरीनाम बडो धन.
२४१ श्रीविठलनाथ धणी अमारे.
२४२ श्रीगोवरधन ओर कीधर चलो.
३४३ भजीए श्रीवलभजीके चरण.
२४४ श्रीगोकुळ रस चाखे.
२४५ श्रीवलभ माहाराज.
२४६ समज सोच विचारी.
२४७ आज काम कल काम.
२४८ नीरधीन लेहरी गोवींद गा.
२४९ जो बसुदेव कीए पुरन तप

# धोळ तथा पद वीगेरे संग्रह.

## भाग पेहेलो.

---

## ધોળ. ૧.

### અથ શ્રી સર્વોતમજીનું ધોળ.

ભલે પ્રગટ્યા શ્રીવલ્લભ દેવ, પુરૂષોતમ ભુતળફરી-જી, નહી પ્રાકૃત ધર્મનો લેશ, અપ્રાકૃત નિજ વપુ ધરીજી ૧ કરે નિગમ નિરૂપણ એમ, તે સાકારની સ્તુતી કરેજી; માહાકળાંકાળાદિક દોશ, પંડીતની દ્રષ્ટ તિમર ભરીજી. ૨ મહીમા નવ જાણે જેહ, તે કહીએ ખરા સૂર હરીજી; વાલે દયા કરી સુખ રૂપ, નિજ લીલા પ્રગટ કરીજી. ૩ જેહેરી વાણી અતિ દૂર બોધ, થાએ સુબોધ જેણે કરીજી; જેનાં અષ્ટોતેર સત નામ, તે કહીએ માહા અઘ હરીજી. ૪ જેના રૂષીવર અગ્નિકુમાર, જકતી છંદ નામે ધરાંજી; શ્રી કૃશ્ન કમળ મૂખ દેવ, બીજી દ્રષ્ટ કરૂણા ભરીજી. ૫ કરે ભકિતમાં અંતરાય, તેહના સનપીએ જાણે સરીજી, આપે અધરામૃતની સીધ્ય, તે મધ્યેનિશ્ચયકરીજી, ૬

ચાલ ફરી છે.

વહાલો આનંદ પરમાનંદ કેહેવાય, શ્રીકશ્ન કમળ મૂખ

કૃપા નિધિ થાય ૭ વાહાલો દૈવી ઓધારન પ્રેતના ઉપા
ય, જેહના સ્મર્ણ માત્રથી આરત જાય. ૮ શ્રી ભાગવત
ગુઢાર્થ પ્રગટાય, તે સાકાર બ્રહ્મના વાદ સ્થપાય. ૯ વેદ
મારગ ચૌદ ભોવન કહેવાય, માયા વાદ નિરાકાર સહુ
ગાય. ૧૦ સર્વે વાદ નિરાશ કરે તે લખાય, ભક્તિ મા-
રગ સરસ કમળ વિકશાય. ૧૧ શ્રી સૌદ્રાદિકના ઓદ્ધાર
સમર્થ, જેહના સાધન બળથી ન થાય અર્થ, ૧૨ અંગી
કાર માત્રથી સર્વસ કીએ, કીધાં શ્રી ગોપીજન પતીને
પ્રીએ; ૧૩ અંગીકાર કરે મર્યાદાનું સાર, માહા કરૂણા
વત સમરથ અપાર. ૧૪ વાહાલો અભેદાન દેવાને બહુ
ચતુર, માહા ઉદાન ચરિત્ર કરે બહુ પુર. ૧૫ લીલા દેખા-
ડી પ્રાકૃતની જેહ, તેહેને મિશે મોહ્યાછે સુર રીપુ તેહ.
૧૬ વિશ્વાનર શ્રી વલ્લભ છે નામ, વાહાલો સુંદીર રૂપ
સ્વજન હિતકામ. ૧૭ વાહાલો ભક્તિ કરે જન શિક્ષાને
કાજ, આપે અખિલ દ્રષ્ટ શ્રી વલભરાજ. ૧૮ સર્વ લક્ષ-
ણુથી સંપન વિવેક, શ્રી કૃશ્ન જ્ઞાન દાતા ગુરૂ એક. ૧૯
પોતાના આનંદ થકી બહુ પુષ્ટ, છે કમળ પત્રશાં નેત્ર સં
તુષ્ટ. ૨૦ કૃપાદ્રષ્ટીની વૃષ્ટીથી હરખ્યાં મન, જેરે દાસ
દાસીજન પિયે છે અનંન. ૨૧ રોશદ્રષ્ટી કરે ભક્તિ શત્રુ
પ્રજાળ, ભક્તિ શેવિત સુખ શેવા રશાળ. ૨૨જેરે ભક્તિ
વિના નહી શેવા સાધ્ય,૮ તે કારણુથી કહીએ દુરારાધ્ય,
૨૩ જેહના ચર્ણ શર્ણ દુર્લભ દરશાય, તેહના ઉગ્રપ્રતાપ

ત્રિલોક કહેવાય. ૨૪ વચનામૃત કરી પુર્યા શેવકના અર્થ, શ્રી ભાગવત અમૃત મથન જે સમર્થ. ૨૫ એનું સારક-હીએ વૃજ સુંદરીનો ભાવ, તેહનું પરિપુર્ણછે દેહ ભરાવ. ૨૬ સાનિધાનથી દાન કરે કષ્ટ પ્રેમ, ભક્તિ મુક્તિ દેવાને જે-હને નેમ. ૨૭ એક રાશલીલામાં તેહનું તાન, પ્રભુ કૃપા કરી કરે કથાનું દાન. ૨૮ વાહાલો વિરહના અનુભવને એ કાજ, સર્વ ત્યાગ જણાવો શ્રીવલ્લભરાજ. ૨૯ ઉપ-દેશ કર્યા ભક્તિના ચાર, લોકમાંહે કર્યો કર્મ માર્ગ પ્રચાર. ૩૦ વેદ સાસ્ત્ર કરે જગનાદીક દાન, તેહનું ફળ મર્યાદા ભક્તિનું દાન. ૩૧ પ્રભુ પુર્ણનંદછો પુર્ણકામ, સરસ્વતીના પતી દેવ ઈશ અભિરામ. ૩૨ વહાલે શહસ્ત્ર કર્યાં પુરૂ ષોતમ નામ, નિજ જનને આશ્ચર્ય એછે ધામ. ૩૩ ભ-ક્તિ માર્ગની રીતનો કરવા ઉપદેશ, બહુ ગ્રંથે કરી ટાળ્યો સંષયનો લેશ. ૩૪ જેહેને પામવાને છાંડ્યા પ્રાણથી પ્રિયે, એવા ભક્તિ સમાજ બીરાજે હઈએ. ૩૫ આપસાધન કરે નિજ દાસને કાજ, એવા સામર્થ શ્રીવલભ મહારાજ. ૩૬ કરવા ભક્તિ પ્રચાલ તે ભુતળમાંહે, વશ કીધા પીતા થઈ ગ્રહીને બાણ, ૩૭ સર્વે સામર્થ ધર્યું પોતાને વંશ, સર્વે દુર કરી ટાળ્યો વિશ્વેનો અંશ. ૩૮ પ્રભુ પતિવૃતાના પતિ સાક્ષાત, કરે આલોક પરલોક દાન વિક્ષાત. ૩૯ જે-હેના અંતઃકરણનું ગુઢ અપાર, અંગિકૃતને જણાવો મનનો વિચાર. ૪૦ ઉપાસનાદિક માર્ગ જે અન્ય, તેહનો મોહ

ટાળી કીધો શેવક અનન્ય. ૪૧ કરો નિશ્ચે જે ભક્તિ સર્વથી વિશેશ, કીધો શર્ણ માર્ગનો જુઓ ઉપદેશ. ૪૨ શ્રીક્રશ્ન નામની જણાવી વાત, લીલા કુંજ બીહારી પરિપુરણ ગાત, ૪૩ કથા રસ મગન સદાછે ચિત, વિસરૂં છે તેથી સર્વે બીજુ વિત. ૪૪ પ્રીયછે ઘણુ વૃજને વૃજનો વાસ, કેરે પુશ્ટી લીલા એકાંત વિલાસ. ૪૫ કરે ભકિત ઇછા પરિપુર્ણ દાન, નહી નિજ લીલાનું કોઇને ગ્નાન. ૪૬ અતી મોહીક જેહેનું શીળ ઘણુ, નહી લોક વિશે આશક્તિ છે અણુ. ૪૭ નિજ ભક્તિ વિશે આશક્તિછે એક, પ્રભુ પાવન કીધા પતિત અનેક. ૪૮ જે કરે પોતાના ગુણનું ગાન, તેહના રદયકમળ રેહેવાનુંઠામ. ૪૯ પ્રભુ નિજ સ્વરૂપ અમૃત લેહેરી, તેણે રસ વાસના બીજી સર્વે હરી. ૫૦ પ્રભુ પોતે સર્વ થકી છે પર, નવકરે તુલ્યતા કોઈ અપર ૫૧ લીલારસ અમૃતતો રંગ બહુ, ભીંજવ્યાં છે ભક્ત શરીર સહુ. ૫૨ રૂચી આવે ગોવર્ધન ગીરી વાસ, તે લીલા માંહે અતીસે ઉલાસ. ૫૩ કરે યગ્ન ભોગ યગ્નનનાં કર્મ, આપે અર્થ કામને મોક્ષનું ધર્મ. ૫૪ પ્રભુ સત્ય વચન છોત્રીગુણાતીત, નિત્ય ચતુરાઈછે અતી અગણીત. ૫૫ જે કરે પોતાની કીરતી પ્રકાશ, કર્યું વ્યાસ શુત્રને નૌતમ ભાસ. ૫૬ અતી તુચ્છ તુલ્ય જે માયાવાદ, કરી ભસ્મને સ્થાપો બ્રહ્મ ભાસ. ૫૭ આલ્લણુ અલોકીક અતી કાન્ત, હસ્તું મુખ સોભેછે બહુ ભ્રાંત.

५८ પ્રભુ ત્રીલોકનું ભુસણ સાર, વહાલો પ્રગટ ભાગ ધ-
રણીનું અપાર. ५९ પ્રભુ સુંદીરતાછે અતી અનુંપ, કયમ
વર્ણન કરી શકુ એ રૂપ. ६० માગે છે સહુ પોતાનાજન,
ચર્ણાવિંદની રજ જે ધન્ય. ६१ એ કહ્યાં એકસોને આઠે
નામ, શ્રીવલ્લભ આનંદનું જે ધામ. ६२ ।। ચાલ્ય ફરીછો

એ શુદ્ધ કરી નીત્ય ગાયરે, તેહનું મન પહેલુ સ્થીર
થાયરે. ६३ અધરામૃતની શીધ્ય વામેરે, જ્યાંહાં સંપય
નહી તે નામેરે. ६४ એ પામ્યા વિના મોક્ષહિનરે, અકૃ
તમાં મુક્તિછે લીનરે. ६५ તેથી સર્વોતમ જપ કરવારે,
શ્રી કૃશ્ન રસે મન ભરવારે. ६६ શ્રી વિઠ્ઠલ રૂચીત એ
નામેરે, જે ગાય્ય તેહનું થાય કામેરે. ६७ તેહેનો જનમ
સુફળછે લેખેરે, શ્રી વ્રજભુષણનાં સુખ દેખેરે. ६८

---

# ધોળ २.

## અથ શ્રી નવરત્નનું ધોળ.

શ્રીમદ વલ્લભ મહા પ્રભુને નમુજી, શ્રી વિઠ્ઠલ પ્રભુને
લાગુ પાય, શ્રી બાળકૃશ્નજીને પરણમુજી, શ્રી વ્રજભુષ-
ણજી પરમકૃપાળ. શ્રીમદ० १ શ્રી વલ્લભદેવે માહા કરૂ-
ણા કરીજી, જેથી જીવનુ કાજ થાય; સર્વે વૈશ્નવની કતી
એ કરીજી, સઘળી ચીંતા નીર્વત થાય શ્રીમદ० २ દ્રઢ
આશ્રય શ્રીમહાપ્રભુજીનો રાખીએજી, ચીંતા નવ ધરી-
એ લગાર, સર્વ આત્મા શ્રીજીને સમરપિયેજી; એછે ભ

કત તણો આધાર શ્રીમદ૦ ૩ પુષ્ટી માર્ગમાં શ્રીજી રેહે સદાજી, જીવ કીધાછે અંગીકાર; અલોકીકની ગતી ના આપે કદા, પ્રભુ નથી જોતા અધીકાર શ્રીમદ૦ ૪ નાગ નિવેદન કીધા થકીજી, પ્રભુ રાખે પોતાની પાસ; વશ ન થાય એ પ્રભુ કોથકીજી, વશ થઈ રહ્યા શ્રી વલ્લભી પાસ શ્રીમદ૦ ૫ નિવેદન મંત્રનું સ્મરણ કરવુંજી, સર્વદા ભગવત સાથ; એ વૈશ્નવની સંગે ના ફરવુજી, કૃપા થાય ત્રાદશી હાથ શ્રીમદ૦ ૬ ફળની ચિંતા નવ રાખીએજી, પ્રભુ સર્વેશ્વર કેહેવાય; સર્વના આત્મા શ્રીજી એ સાખી આજી, દુર ભકતથી કયમ રેહેવાય શ્રીમદ૦ ૭ એમને ગમે તે કરો એવું જાણવુંજી, હરીનું બર્દ છેરે દયાળ; સ્ત્રી પુત્રાદિક પુષ્ટિમાં આણવુંજી, જોગટાના વિચાર મયાળ. શ્રીમદ૦ ૮ નિવેદન કરવું સર્વે સંગાથસુજી, અનવિનયો ગની ચીંતા ન રાખ; અજ્ઞાની હોય કીંતા જ્ઞાનસુજી, સમજુ અધિકછે એવું માં રાખ શ્રીમદ૦ ૯ જેણે આત્મા નિવેદન કીધુંછેજી, તેના ઓધારમાં સંસય ના જાણ; પ્રાણ સંગાથે શ્રી માહાપ્રભુજીએ દીધુંછેજી, તેથી મનમાં સંપે ના આણ, શ્રીમદ૦ ૧૦ સમર્પણ મંત્ર મહા સમર્થ છેજી, ન જાણીસ પોચ્યો સાક્ષાત: એકે અંશકળા નથી પુર્ણછેજી, શ્રીજી પુરૂષોતમ સાક્ષાત શ્રીમદ૦ ૧૧ એ પ્રભુ સર્વ થકી પોતે પરછેજી, વળી મહા સમર્થછે નાથ; ભક્તનાં દુઃખ હરે સુખ કરેછેજી, ચીંતા નવ કીજીએજી

માથે એ નાથ શ્રીમદ૦ લૌકીક વૈદીક કર્મજી, તે હરી સિધ થાવા દે નહીં; તોએપણ શેવા સ્મરણને ધર્મજી, તેથી મન દુર કીજે નહી શ્રીમદ૦ ૧૩ પુષ્ટી માર્ગમાં પ્રભુજી રેહે સદાજી, વળી જીવનું કીધુ શું હોય; પ્રભુ કરે તે તો સુખમાંની રહીએજી, ઉદ્વેગ ન ધેરે મન–માંહ શ્રીમદ૦ ૧૪ દીનતાભાવ મનમાં રાખીએજી, બીજા સાધનનું શું કામ, શ્રીસર્વે શેવા સાધવાજી, ગુરૂની આગ્ના થકી એ કામ શ્રીમદ૦ ૧૫ ગુરૂની આગ્ના ઓળંગનના કરીએજી, એમની ઇચ્છાએ થાય તે થાય, આપણા મન પ્રભુજીમાં દીજીએજી, પ્રભુથી અધીક રાખીએ ભાવ શ્રીમદ૦ ૧૬ શેવા કરો નિત્યે ચિત પ્રીત્યશુંજી, તો સુખે રહો યુગમાંહ; પરીક્ષા અર્થે કદા શ્રીજી ચીતશુંજી, સાક્ષી થઈ રેહે સુખ હોય શ્રીમદ૦ ૧૭ તોએ ધીરજ રાખી શેવા કરોજી, હરી સુખ કર્તાછે સત્ય; એમની લીલા જાણી ચીંતા દુર કરોજી, વૈશ્નવને એહ જુગત્ય શ્રીમદ૦ ૧૮ એકાદશ ઇંદ્રીઓ પ્રભુજીના સનમુખજી, શેવામાં દીવશાને રાત્ર; એકે ઇંદ્રી વીમુખ નવ કીજીએજી, સર્વોતમ ભક્તિ અહો રાત્ર. શ્રીમદ૦ ૧૯ શ્રીકૃષ્ન શર્ણમમ સદા જપોજી, ન વિસારીએ પળમાત્ર; એ જુગ્તે કરી ચિંતા દુર તજોજી, થાશો શ્રીજીની કૃપા પાત્ર. શ્રીમદ૦ ૨૦ શ્રી મહા પ્રભુજી કેહ માહરો એ મતજી, વળી એછે નિરાધાર; સર્વે વૈશ્નવ રાખજોચિત ધરીજી, શ્રીજી શ્રીવ-

ક્ષ્મજી આધાર. શ્રીમદ૦ ૨૧ એ અમુલ્ય રત્ન જે કોઈ ચિત ધરીજી, તેહને પુષ્ટિ ભક્તિ દ્રઢ ફળ હોય; જે કોઈ ધોળ ગાએ ને સાંભળેજી, તેહને પરમાનંદ સુખ હોય. શ્રીમદ૦ ૨૨ ઇતિશ્રી નવ રત્નનું ધોળ સંપૂર્ણ.

---

## ધોળ. ૩

ઉતમવ્રત એકાદશી; સાહેલીરે; આજ માહારે અપવાસ, જુમનાજી જઈએ ઝીલવા સાહેલીરે૦ રંગીલી ગલી રળીઆંમણી સાહેલીરે; વૈશ્નવની ભીડાભીડ, જુમનાં૦ સાહેલીરે. સરખી શાહીયર ટોળે મળી સાહેલીરે; હઈડે હરખ ના માય જુમનાંજી જઇએ ઝીલવાસાહેલીરે. વહુ બેટી હીંડે મલપતાં સાહેલીરે, સઉકોને દરસન થાય જુમનાં૦ સાહેલીરે. સાકર કેરા કહરા પડ્યા સાહેલીરે, દુધડે વરશ્યા મેહ જુમનાં૦ સાહેલીરે. ગોકુળ ગામ રળીઆંમણુ સાહેરીરે; સુંદર જુમનાનાં નીર, જુમનાં૦ સાહેલીરે. જુમનાંજીમાં ઝીલતાં સાહેલીરે, છુટા મેહેલીકેશ જુમનાં૦ સાહેલીરે. રમણુ રેતીમાં લોટતાં સાહેલીરે, ટુટ્યા નવસર હાર જુમનાં૦ સાહેલીરે. વ્રજવાસી સામા મળ્યા સાહેલીરે. હરખે સાઈશુ કેરા જુમનાં૦ સાહેલીરે. પરસાદ મેહેલો મોકળા સાહેલીરે, ઠોર તણો નહી પાર જુમનાં૦ સાહેલીરે. માધવદાસની વીનતી સાહેલીરે; આપોની વ્રજમાંવાસ જુમનાંજી જઇએ ઝીલવા સાહેલીરે.

# ધોળ ૪.

## અથ શ્રી ચોરાશી વૈશ્નવનું ધોળ.

શ્રી ગુરૂ જગપદ કમળ રજવંદુ, વંદુ નિત્ય ધરી નેમ; દુઃખ હરણ સુખસેં નિધી, ફળદાયક ભકિત પ્રેમ. ૧ શ્રી વલ્લભ શ્રી વીઠલ પ્રભુ, શ્રી કૃશ્ન પુરણકામ; ચોરાશી માહા ભક્ત તેના, કરૂ વર્ણવ નામ. ૨ જેનું સ્મરણ કેરથી, અઘદુઃખ ક્લેશ જાય; પુષ્ટિ પંથ પ્રભુ પ્રસન હોય, માહાપતિત પાવન થાય. ૩ મનવાંછિત ફળ સીધ પામે ગાતાં એ અભિધાન; શ્રી મહા પ્રભુ નીજાનંદનું, કરે તેને દાન. ૪ ।। ઢાળ ।। શ્રી દામોદરદાસ હરશાંનીરે, કૃશ્નદાસ મેઘ નવદે વાણીરે. ૫ સંભરવાળા દામોદરદાસરે,જેનો કનોજ મધ્યે વાસરે. ૬ પદ્મનાભદાસ હરીભક્તરે, તુલશાં પદ પ્રભુ આશક્તરે. ૭ વધુ તેની કહીએ પાર્વતીરે, સુત રૂગનાથદાસ સમર્તીરે. ૮ રજોબાઈ વૈશ્નવ ક્ષત્રાણીરે, શેવા શ્રી વલ્લભવરની આણીરે; વૈશ્નવ શેઠ પરસોતમદાસરે કાશીપુર મધ્યે તેનો વાસરે. ૧૦ બાઇ રૂક્ષ્મણી પુત્રી તેનીરે, શેવા અતુલીત કહીએ જેનીરે. ૧૧ શેઠના સુત ગોપાલદાસરે, શેવા સ્મરણથી ઉલાસરે. ૧૨ રામદાસ હરી રંગ રાતારે, ગદાધરદાસ જગત વિખ્યાતારે. ૧૩ વેણી દાસ માધવદાસ ભાઈરે, હરીવંશ પાઠક સુખ દાઈરે. ૧૪ ગોવીંદદાસ ભલા લો વખાણીરે, વૈશ્નવ કહીએ એમાં

ક્ષત્રાણીરે. ૧૫ ગજનધાવને શેવ્યા મોરારીરે, દાસ નારણ બ્રહ્મચારીરે. ૧૬ માહાવનની વૈશ્નવ ક્ષત્રાણીરે, જાદવ દાસ સુરીલો જાણીરે. ૧૭ ક્ષત્રી વૈશ્નવ દેવકપુરરે, શેઠ દીનકર પ્રેમી પુરરે. ૧૮ પ્રભુદાસ ભાટ હરીજનરે, દાસ પુરૂષોતમ ધન્ય ધન્યરે. ૧૯ ત્રીપુરદાસ વૈશ્નવ કાયસ્તરે, પુરણમલ રશીક રસમસ્તરે. ૨૦ જાદવ ઇંદ્રદાસ પ્રજાપત્યરે, ગોસાંઇદાસ શેવા હરી અંતરે. ૨૧ માધવભટ કાશ્મીરમાં વાસરે, વાંસવાડાના ગોપાલદાસરે. ૨૨ પદ્મ રાવલની અતી શેવારે, પુરૂષોતમ જોશી તેવારે. ૨૩ જગનનાથ જોશી તેના ભ્રાતરે, વળી વૈશ્નવ તેની માતરે. ૨૪ જોશી નરહર હરીના દાસરે, ગામ ગોધરે રાણા વ્યાસરે. ૨૫ વૈશ્નવ રજપુતાણી હરીની દાસીરે, રામદાસ ગુજરાત ના વાસીરે. ૨૬ દવે ગોવંદ હરીરસ માતારે, રજો માધવ બેઉ ભ્રાતારે. ૨૭ ઉતમ અષ્ટ લોકદાસ સેવા ભારીરે, શેવક શ્રીજીના કેહેતા મેહેતારીરે ૨૮ ઇશ્વરદાસ દવે રસ મગ્નરે, હરી હરી જાન સુચિત લગ્નરે. ૨૯ વૈશ્નવ છકડા વાસુદેવદાસરે, શેવા અર્થે રેહેતો પ્રભુ પાસરે. ૩૦ કૃશ્નદાસ ગગરી સુખ કંદરે, બાબા વેણુ હરીત દુખ દંદરે. ૩૧ એ બેહુના એક ખવાસરે, તેહનુ નામતે જાદવદાસરે. ૩૨ સ્થાનેશ્વર વિપ્ર તે જગતાનંદરે, શેવ્યા શ્રી હરી અતીઆનંદરે. ૩૩ બ્રાહ્મણી અડેલીની વશ્નવ બાઇરે, આનંદદાસ વિશંભરદાસ ભાઇરે. ૩૪ વૈશ્નવ ક્ષત્રાણિ પ્રભુ પ્રીતપેરે. રા

મદાસ મીશાના પ્રોહીતરે. ૩૫ કૃશ્નદાસી ખવાસણી જા
ણીરે, જેહેની માનીશ્રી વલ્લભે વાણીરે. ૩૬ બુલામીશ્રી
શ્રી વલ્લભ વરનારે, રામનંદ પંડિત સ્થાનેસ્વરનારે. ૩૭
વૈશ્નવદાસ રસ પુરરે, જીવણદાસ તે ક્ષત્રી કપુરરે. ૩૮ સા
રસ્વત દ્વીજ ભગવાનદાસરે, જેનુ ચીત સદા પ્રભુ પાસરે.
૩૯ વૈશ્નવ ભગવાનદાસ ભીતરીઆરે. શ્રીજીની શેવામાં
ઠરીઆરે. ૪૦ ચતુરદાસ સનોઢીઆ કહીએરે, ગોડ વિપ્ર
અચ્યુતદાસ લહીએરે. ૪૧ સારસ્વત વળી અચ્યુતદાસરે,
નારણદાસ અંબાલે વાસરે. ૪૨ નારણદાસ ભટ મથુરાં
નારે, નારણદાસ લવાણ ઠઠાનારે. ૪૩ ક્ષત્રાણિ ગોરજાસ
ભરાઇરે, સાસુને વહુ વૈશ્નવ બાઇરે. ૪૪ સીંહાનંદના ક્ષ
ત્રી સારરે, વૈશ્નવ અડેલના એક સુતારરે. ૪૫ એક વૈશ્નવ
હરી ગુણ ગાતારે, દામોદરદાસની માતારે. ૪૬ સીંહાનંદ
ક્ષત્રાણીના વાસરે, કવી લધા પુરૂષોતમ દાસરે. ૪૭ કવી
રાજ ભાટ ગુણ ગાવેરે, ગોપાળદાસ ઈટોરાના કહાવેરે.
૪૮ જનાર્દનદાસ વૈશ્નવ ક્ષત્રીરે, ગડુસ્વામી બ્રાહ્મણ હરી
મિત્રરે. ૪૯ કનયાસાલ ક્ષત્રિ પ્રકાંસરે, વિપ્ર એડીઆના
હરીદાસરે. ૫૦ બાળ કૃશ્ન બદ્રાઆણદાસરે, સેવા સમરણના
અભ્યાસરે. ૫૧ વૈશ્નવ રામદાસ ચુહાણરે, સેવા સ્મરણમાં
સુજાણરે. ૫૨ મણી ચિત સદુ પાંડે ભવાનીરે, નરોબા
ઈ હરી મનમાનીરે. ૫૩ નરહર સન્યાસી હરી ભ્રાતરે,
જેહની હરીપદ નિર્મળ મત્યરે. ૫૪ ગોપાળદાસ કહીએ

જટાધારીરે, વાસ વ્રજમાં શેવ્યા ગીરધારીરે. ૫૫ સંત પોખર રત્ન વેચ્યું નારીરે, કશ્નદાસે પરાણ સોંપી પ્યારી રે. ૫૬ આગ્રે ચોપડા સત દાસરે, સુરદાસે શેવા અવિ નાશરે. ૫૭ પટલ માવજી રજી સહીતરે, પતી પત્નિ પ્રભુ ચિતરે. ૫૮ ગોપાળદાસ નરોડાના કાહાવેરે, શેવે સ્યામને હર્ષે હુલરાવેરે. ૫૯ સુરદાસ શીરોમણ ભક્તરે, ગાયા ગીરધારી જાણે જગતરે ૬૦ સર્વોપરિદાસ પર્માનં દરે, ગાયા ગુણ નિધી બાળ મુકંદરે. ૬૧ કુંભનદાસ માહા રસ કંદરે, સખી ભાવે શેવ્યા શ્રી ગોવીંદરે. ૬૨ સુત કૃ શ્નદાસ દ્રઢ હેવારે, છોડ્યા પ્રાણ ન છોડી ગઉ શેવારે.૬૩ કૃશ્નદાસ કહીએ અધીકારીરે, ગાયા શેવ્યા શ્રી રાસ બીહારીરે, ૬૪ ગાયા વૈશ્નવ એ ચોરાશીરે, શ્રી વલ્લભ પદ નિકટના વાસીરે. ૬૫।। ચાલ ફરીછે ।। સકળ તત્વનુ તત્વછે, એ સાર માંહે સાર; એ પાઠ કરતાં આત્રમાં, વશ થાય શ્રી નંદકુમાર. ૬૬ શ્રી વલભ શ્રીવીઠલ પ્રભુ, જે પ્રસંન કરવા ચાહે; નથી અન્ય ઉપાય એહેને, હરીભક્તના ગુણ ગાય. ૬૭ શ્રી આચાર્યજી મહા પ્રભુજીના, અંત રંગ એ ભક્ત; મુજ ઉપર કરૂણા કરી, દો શ્રીવલ્લભ આશક્ત. ૬૮ વૈશ્નવ પદ કમળ, રજરતી તણી આશ; ગાય ગુણ હરીદાસના, દયારામનો દાસ. ૬૯.

---

# ધોળ. ૫

## અથ ચોરાશિ વૈશ્નવનું ધોળ ૩

(તે લીલામાં જે જે સ્વરૂપ હતું તે સ્વરૂપ સાથે લખ્યું છે.)

શ્રી વલ્લભ પ્રભુ ચર્ણ રજને, નમુનિત્ય ધરીમાન; ચિંતા ચિતથી સહુ ટળે, ને મીટે ઉર અજ્ઞાન. ૧ શ્રીવિઠલ પ્રભુ પદ પરશ, રજવંદુ નિત્ય ધરી નેમ; દુઃખ હરણ સુખ શ્રી નીધી, વળી દાએક ભકિત પ્રેમ. ૨ શ્રી આચાર્યજી મા-હા પ્રભુના, ચોરાશી જે ભક્ત, તેહેના ગુણ વર્ણવું, જુગ માંહે જાણે જગત. ૩ તેમના મૂળ સ્વરૂપનું, કરૂં નામ તે વિક્ષાત; સાંભળતાં સુખ અતી ઘણું, પ્રભુ પ્રસન હોય સાક્ષાત. ૪ ાઢાળાા દેશી ચાલતી, શ્રી દામોદરદાસ હર-શાંનીરે, લલીતાજીનું પ્રાગટ જાણીરે. ૫ કૃશ્નદાસ મેઘન વળીકહીયેરે, વીશાખાજીનું પ્રાગટ લહીએરે. ૬ હેતે હરીભ ક્તના ગુણ ગારેરે, તેહેનો જન્મ કૃતારથ થારેરે. ૭ સંભરવાળા દામોદરદાસેરે, કુંજ રચનામાં ચિત્ર હુલાસેરે. ૮ એ કહીએ જ્ઞાતમાં ક્ષત્રીરે, હતી દાશી વિદુરજીની સ્ત્રીરે. ૯ પદ્મનાભદાસ ભરપુરેરે, કોટીકમાં વિરલાસુરેરે. ૧૦ ચંપકલતા સખી તે કહીએરે, મણી કુંડળા તે તુલસા લહીએરે. ૧૧ વધુ શુતની કહીએ પાર્વતીરે, રૂપ વીલીની રૂપવતીરે. ૧૨ રૂઘનાથદાસ સુત નામેરે, સખી રૂપ તે ગુણ અભીરામેરે. ૧૩ રજોબાઇ વૈશ્નવ ક્ષત્રાણીરે, લલી

તાજીની દાસી જાણીરે. ૧૪ રતીકળા સખીનું નામરે, માહા પ્રભુજી શેવ્યાનું કામરે. ૧૫ દાસ શેઠ પુરૂષોત્તમ કહીએરે, ઇંદુ લેખાનું પ્રાગટ લહીએરે. ૧૬ સખી મોદની તેહની જાણીરે, પુત્રી રૂક્ષ્માણી તે તો વખાણીરે. ૧૭ શેઠના સુત ગોપાળદાસરે, સખી ગાયન કળાનો હુલ્લાસરે. ૧૮ રામદાસ દ્વિજ સારસ્વતરે, પ્રેમ મંજરી સખી રસ મતરે. ૧૯ ગદાધર કપીલ સારસ્વતરે, ગામ કડામાં રે હેતા આવ્યા વ્રતરે. ૨૦ જુથ કુમારીકામાં નામરે, કલ કંઠી સખી શુભ ગ્રામરે. ૨૧ વેણીદાસ તે ક્ષત્રી કહીએરે બેલ નંદરાયજીના લહીએરે. ૨૨ માધવદાસ તેમના ભ્રાતરે, શખી રત્ન પ્રભા સાક્ષાતરે. ૨૩ હરીવંસ પાઠેક સુ ખદાઈરે, સખી ગલી ઉતાલીકા તાઇરે. ૨૪ ગોવીંદદાસ ભલા તમ આવેશારે, નંદ રાયજીના ઘરના ભેશારે. ૨૫ કડામાંહે અંબા ક્ષત્રાણીરે, લીલા માંહે રોહણીજી જા ણીરે. ૨૬ ગજન ધાવન ક્ષત્રી ચેનારે, સખી નામ તે એ નું શુભ તેનારે. ૨૭ બ્રહ્મચારી નારાયણદાસરે, માહાવનમાં તેના નિવાસરે. ૨૮ સખી મથુરે ઇક્ષણા નામરે, ભત્રી જા ચતુરા ધામરે. ૨૯ ક્ષત્રાણી માહા વનમાં રેહેતીરે, સ ખી નામ તે ભદ્રા કેહેતીરે. ૩૦ જીઆદાસ શુર વળી ક્ષત્રીરે, સખી નામ તે શામાવતીરે. ૩૧ વૈશ્નવ ક્ષત્રી તેદેવ કપુરરે, સખી નામ પ્રવિના પુરરે, ૩૨ સ્ત્રી તેનીતે શેવાય શીલ્લીરે, સખી નામ તેનું રશીલ્લીરે. ૩૩ શેઠ દીનકર શ્ર-

વણ રસીલારે, સખી આતુરી નામ તે લીલારે ૩૪ ધરા નંદ તે દીનકર દાસરે ધ્રુવનંદ તે મુકુંદદાસરે. ૩૫ ક્ષત્રી પ્રભુદાસ જળ લોટારે, સખી નામ તે મનમથ મોટારે૩૬ શીહાનંદ ભાટ પ્રભુદાસરે, કુસ હેશી સખી સાક્ષાતરે. ૩૭ પુરૂષોતમ દાસતે ક્ષત્રીરે, વળી વૈશ્નવ હેમની સ્ત્રીરે. ૩૮ પુરશા નામ તે માધવી કહીએરે, સખી સ્ત્રી માલતી લહીએરે. ૩૯ ત્રીપુરદાસ વૈશ્નવ કાયસ્તરે સખી નામ તે હરણી પ્રશશતરે ૪૦ પુર્ણમલ અંબાલે વાસરે, સખી ચિત્રલેખા સુખ રાસરે. ૪૧ જાદવ ઈંદ્રદાસ પ્રજાપત્યરે, ગાયા નામ તે મદોનમસ્તરે. ૪૨ ગોસાંઈદાસ મથુરાંના વાસીરે, ગોવીંદ કુંડના સુવા નીવાશીરે. ૪૩ માધવભટ કાશમરી કહીએરે, નામ રત્ના કુમારકામાં લહીએરે. ૪૪ વાંસવાડાના ગોપાળદાસરે, રશ પ્રકાશ રશમાં હુલાશરે. ૪૫ પદ્મરાવળ ઉજેણમાં કહીએરે, રાજ લીલા દ્વારકામાં લહીએરે. ૪૬ શ્રી રૂક્ષ્માણીજીની ખવાશીરે,સખી નામ તે બીમળા હુલાશીરે. ૪૭ વૈશ્નવ જોશી પુરૂષોત્તમ જેહરે ગુણ ચુડા સખી નામ તેહરે. ૪૮ સ્ત્રિ વૈશ્નવ એમની કહીએરે, દુર્વા સખી નામ તે લહીએરે. ૪૯ જગંનાથ જોશી વળિ કહીએરે, સખી નામ શૌરભી લહીએરે. ૫૦ સખી છબી સીધી તેહની માતરે, ગંધ રેખા તે નર હુર ભ્રાતરે. ૫૧ રાણા વ્યાસ ગોધરા ગામરે, નાગરવેલ સખી નું નામરે. ૫૨ ગોવીંદ દુવે ખડાલીમાં કહીએરે તન

મધ્ય દ્વારકામાં લહીએરે. ૫૩ રા રજા દુવે માધવ દુવે કહીએરે, લલીતાજીની સખીઓ લહીએરે. ૫૪ રાજો સખી તે કુંજરી નામરે, માધો રસ રસાળિકા ગ્રામરે. ૫૫ ઉત્તમ શ્લોકદાસ શેવા ભારીરે, સખી શિલ્લા નામ નિરધારીરે. ૫૬ ઇશ્વરદાસ દુવે વળિ કહીએરે, સખી નામ તે મેનાં લહીએરે. ૫૭ વૈશ્નવ છકડા વાસુદેવ દાસરે, શીંહાનંદમાં તેહનો વાસરે. ૫૮ સખાનંદરાયજીના કહીએરે, મનસુખા ગોપ તે લહીએરં. ૫૯ બાબ બેણુ સખી સુરેશાનીરે, કૃશ્નદાસ કોમળતા તેહનીરે. ૬૦ જાદવદાસ ખવાસ તે કહીએરે, સખી નામ તીલકની લહીએરે. ૬૧ સ્થાનેસ્વર વિપ્ર જગતાનંદરે, સખી માધુરી મન આનંદરે. ૬૨ આનંદદાસ નાગરી કહીએરે, વિશ્વંભરદાસ વલ્લભા લહીએરે. ૬૩ બ્રાંમણી એક અડેલમાં રેહેતીરે, સખી સશી કળા સહુ કેહેતીરે. ૬૪ વૈશ્નવ ક્ષત્રાંણી એક બાઇરે, સખી નામ તે લીલા ગાઇરે. ૬૫ ક્ષત્રાણી ગોરજા સંભરાઇરે, સાસુ વહુને સદા સુખ દાઇરે. ૬૬ સખી નંદાતે ગુરજા કહીએરે, સંભરાઇ તે વૃંદા લહીએરે. ૬૭ કૃશ્નદાસ ખવાસણી જાણીરે, વ્રજ મંગળા સખી વખાણીરે. ૬૮ બોલા મિશ્ર લાહોરના કહીએરે સખી નામ સુમંદારા લહીએરે. ૬૯ રામદાસ મીરાના પ્રોહીતરે સખી કદ્રાયા નામ સહીતરે. ૭૦ વૈશ્નવ રામદાસ ચોહાણુરેમધુ એની સખી પ્રમાણુરે. ૭૧ રામાનંદ પંડીત સ્થાનેસ્વરરે,

કુંજ લીલા માતમ ચેરરે. ૭૨ વિશ્નુદાસ છીપા રસ છક-
માંરે, સખી કમળા અતી જગસંગમાંરે. ૭૩ ક્ષત્રિ જીવ-
ણદાસ કપુરરે, સખી ઇશ્વરી અતી સુખ પુરરે. ૭૪ સા-
રશ્વત દ્વિજ ભગવાનદાસરે, વસુ ગંધ સખીનો સુવાશરે. ૭૫
ભગવાનદાસ ભીતરીઆ કહીએરે, સખી નામ સુંદરી લહી
એરે.૭૬ અચ્યુતદાસ સનોડીઆ કહીએરે, સખી માધુરી-
નામ તે લહીએરે૭૭અચ્યુતદાસ તે ગૌડ બ્રહ્મણરે,મોહની
સખી નામ તે જાણરે. ૭૮ અચ્યુતદાસકડાના કહીએરે,
સખી નામ રશાત્મીકા લહીએરે. ૭૯ નારણદાસ અં·
બાલે કે વાસીરે, સખી નામ તે વ્રજ વિલાશીરે. ૮૦
નારણદાસ ભાટ મથુરાનારે, તે તો બાદર ગોકુળમાંનારે.
૮૧ નારણદાસ લવાણા ઠઠામાંરે, સખી કેતકર નામ ષ
ટામાંરે. ૮૨ ક્ષત્રાણી સીહાનંદમાં રેહતીરે, સુનંદા નામ
સખી કેહતીરે. ૮૩ દામોદરદાસની માતરે, વીરબાઈનામ
સાક્ષાતરે. ૮૪ લીલા માંહે પુલ્રી દીજી કહીએરે, વનદેવી
તે તો લહીએરે. ૮૫ સ્ત્રી પુરૂષ આનંદકે કહીએરે, વી
શાખાજીની સખીઓ લહીએરે. ૮૬ રંગાનામ તે પુરૂશ
જાણરે, દશા નામ તે સ્ત્રી વખાણરે. ૮૭ શુથાર ખાતી
અડેલમાં રેહતારે, શખા નામ શુદામા કેહતારે. ૮૮ ક્ષત્રી
અન્ય માર્ગિનો સ્નેહીરે, સખી મોહની નામ તે તે
હીરે. ૮૯ કવિ લધુ પુરૂષોતમ કહીએરે, નંદરાય તણા
ભાટ લહીએરે. ૯૦ ઉમાશંકર તેનું નામરે, જશ વરણ

બ્યાનું તેહેને કામેરે. ૯૧ કવિરાજ ભાટ મથુરાંનારે, શાંડલ્ય નામ પુરાનારે, ૯૨ ગોપાળદાસ નરોડાના ક્ષત્રિરે, સંગીત કળા ગુણ બત્રાંરે. ૯૩ જનાર્દનદાસ ક્ષત્રી કહીએરે, સખી કક્ષાવતી નામ લહીએરે. ૯૪ ગદુ સ્વામી બ્રાહ્મણ વંદ્રાવનમાંરે, સખી વંદી નામેદ આનંદમાંરે. ૯૫ કનૈઆ શાહ્ય ક્ષત્રી જેહરે, આગ્રાના વાશી તેહરે. ૯૬ સખી લલી તાજીની કહીએરે, સખી નામ કમોદની લહીએરે. ૯૭ વિપ્ર ઓડીઆ નરહરીદાસરે, શુંગર સખીનો શુવાસરે ૯૮ નરહર સંન્યાશી વળી કહીએરે, સખી નામ ગુલાબી લહીએરે. ૯૯ શદુ પાંન્ડે આનારમાં વાસરે, ચંદ્રભાણ ઓપ સાક્ષાતરે. ૧૦૦ વળી ભાઈ માણકચંદ કહીએરે, મધુ મંગળા નામ તે લહીએરે. ૧૦૧ શદુપાંન્ડે વધુ ભવાનીરે બેટી નરો ઘણી મનમાંનીરે. ૧૦૨ જશોદાજીની નણદીઓ હોયરે, બેટી રામેદ શામેદ હોયરે. ૧૦૩ ગોપાળદાસ કહીએ જટાધારીરે, શુભદ્રા સખી નિરધારીરે. ૧૦૪ કક્ષદાસ શાસ્ત્રિ આનંદારે, સખી નામેત નંદા શુમંદારે. ૧૦૫ સવદાસેન ચોપડા ક્ષત્રીરે, સખી ચંદ્રિકા નામ પ્રશસ્તીરે. ૧૦૬ સુંદરદાસ સખી નામ શીલારે, માધવાસ સખી નામ લીલારે. ૧૦૭ પટેલ માધવજીવીરજી કહીયેરે, સખી સુપા હરખા લહીએરે. ૧૦૮ ગોપાળદાસનરોડાનો વાશરે, જશવંત નંદનો ખવાસરે. ૧૦૯ બાળકક્ષ બાદરાયણદાસરે, સ્ત્રિ સહીત મોરવીમાં વાસરે. ૧૧૦ શ્રુતિરૂપા

સખી નામ કહીએરે. ત્રિ નામ તે ગંગા લહીએરે. ૧૧૧ સુરદાસ તે સાગર શુરેરે, ગાયા ગિરધારી ગુણ ભરપુરેરે. ૧૧૨ સખા કૃશ્નનું પ્રાગટ કહીએરે, સખી ચંપકલતા તે લહીએરે. ૧૧૩ સાગર વળી પરમાનંદદાસેરે, બાળ લીલા માં ગ્નાન ઉલ્લાસેરે. ૧૧૪ સખા તુકનું પ્રાગટ જેહેરે,સખી ચંદ્રભાગા કહીએ તેહુરે. ૧૧૫ કુમનદાસ કદર સમસ્તરે, શ્રીજીનાસ્વરૂપમાં અશક્તરે. ૧૧૬ સખા અરજુન તેતો કહીએરે, વિશાખાજીનું પ્રાગટ લહીએરે. ૧૧૭ સુતકૃશ્નદાસ દઠ પુરારે, ગોશેવામાં અતી સુરારે. ૧૧૮ લીલા માટે તે અમનું નામરે, ગોપ ગાયો ચરાવાનું કામરે. ૧૧૯ અધિકારી તે કૃશ્નદાસેરે, રાશ લીલામાં તમનો અભ્યાસરે. ૧૨૦ સખા રીશભ નામતે કહીએરે, લલીતાજીનું પ્રાગટ લહીરે. ૧૨૧ ॥ વલણ ॥ ચોરાશી ચિત લાયકે, કરે પાઠ નિત્ય ધરી નેમ; પુષ્ટિ પ્રથમ પ્રસન થયે, રદે બઢાવે અતી પ્રેમ. ૧૨૨ ક્રિયા શ્રી હરી રાયજી, કરીદીન જાણી દાસ; મુલ ચોરાશી ભક્તનાં, તે નામ કર્યાં પ્રકાશ. ૧૨૩ શ્રી આચાર્યજી માહા પ્રભુનાં, અંગ દ્વાદશ જેહ; ધર્મ સાથે ધરમી કહીએ, સપ્ત દ્વાદશ તેહ. ૧૨૪ ચોરાશી વ્રજ કોશ માટે, ચોરાશી એ ભક્ત; પ્રેમ લક્ષણ પુરીપુરે શ્રી વલભ પદ અશક્ત. ૧૨૫ એ વૈશ્નવ પદ કમળ રજ, રતી તણી છે અતી આશ, ગાએ ગુણ હરીદાસના, પદરજ શ્રી વલભદાસ. ૧૨૬

## ધોળ ૬.

શ્રી લક્ષમણ ભટજીનાં ભાવે લીજે ભામણાં, તૈલંગ તીલકને વિપ્ર સીરોમણ ભુપજો; એમના સુત શ્રી વલ ભનાં લેઉ વારણાં, દીવ્ય રૂપે પ્રગટ્યા અનર અનુપજો શ્રી લક્ષમણ. ૧ ધરમ ધોરીધંન એ સુત વલ્લભ દેવના, પ્રગટ કરયો વેદ તણો વિસ્તારજો; ગુણ સહોદર ભરી આ શ્રીગોપીનાથજી, હળ મુસળધર હલધરનો અવતાર જો. શ્રી લક્ષમણ. ૨ શ્રી ગોવરધનધર વીરશ્રી વલ્લભદેવ ના, રસના રૂપી કહીએ નંદ કુમારજો; એ પુરૂષોતમ પ્ર ગટીઆ શ્રી વિઠલ નાથજી, નિર્ગુણ બ્રહ્મ તે સગુણ સ્નેહી સારજો શ્રી લક્ષમણ. ૩ શ્રી વીઠલ નાથજીના સાતે લાલ સોહામણા, સહુથી મોટા શ્રી ગીરધરજી મહારાજજો; શર્ણ આવે તે સોંપે શ્રી નાથજી, કરવા શું સેવા કેરાં કાજજો. શ્રી લક્ષમણ. ૪ શ્રી ગોવીંદરાય તણા મન પ્રસન ઉલાસમાં, આવે તેને આપે આનંદ દાન જો; શ્રી બાળકૃષ્ણજી કોમળ અંગે રસે ભરયા, કરાવે છે અધર સુધારસ પાનજો. શ્રી લક્ષમણ. ૫ શ્રીગોકુળનાથજી જણાવે યુગમાં જીવને, હેવા પોતે કહીને પરમ દયાળજો; શ્રીરઘુપતીજી રૂડલે નિરખતાં, વદન સુધનની ભુલેલ સંભાળજો. શ્રીલક્ષમણ. ૬ જોવા સરખા દીશે શ્રી જદુનાથજી, એ છે બેહની અબળાનો આધારજો; દેખો

દેવી જીવ સદા ઘનસ્યામજી, સીરપરરે અમરત રસની ધારજો. શ્રી લક્ષમણ. ૭ એ સાતે લાલ તણો વંશ સદા સંસારમાં, પ્રગટ બીરાજે પુરૂસોતમ પરિગ્રહજો; જીમનાદાસ અધમને કહીએ અધન એ, શુ જાણે શ્રીવલ્લભ કુળનો મર્મજો. શ્રી લક્ષમણ. ૮

---

## ધોળ ૭.

### અથ શ્રી બેસઆવનનું ધોળ.

શ્રીમદવલ્લભ પ્રભુજીને નમુશ્રી વીઠલેશ; સાત સ્વરૂપ સહિત સઘળો વંશાત્મક વિશેસ. ૧ સેવક શ્રી વિઠલેશ જીના, બેસહેને બાવન; જેહનું નામ ઉચાર માત્રથી, થાય સહુ પાવન. ૨ ટેક. ગુણ ગોવીંદદાસના ગાઈએરે, હીત સ્વામી પરચિત લઈએરે. ૩ નંદદાસ કૃશ્ન આશકતરે, ચતુરભુજદાસ સદા અનુરકતરે. ૪ નિત્ય નાગજીભાઈ આચરીએરે, કૃશ્ન ભટજીને મન ધરીએરે. ૫ ચાચાજી નારણદાસરે, વિઠલદાસ ભકત ઉદાસરે. ૬ કૃશ્નદાસ મોરારીદાસરે, બાપ બેટા મંન હુલ્લાસરે. ૭ હરીદાસ જનાર્દનદાસરે, રૂપ મોરારી રસ રાસરે. ૮ અલીખાન વલીખાન જાદરે, જેમલ રજપુત હરીવાદીરે. ૯ માધવદાસને નાહાલચંદરે, માધવદાસ કાયસ્થ ગુણવંતરે. ૧૦ કાયસ્થ ધણીને ધણીયાણીરે, રૂપચંદ નંદા સુભવાણીરે. ૧૧ એક બ્રાહ્મણ

રાઘવદાસરે, ગોપાળદાસ ગુજરાતનો વાસરે. ૧૨ રાજા લાખાને એક બાઇરે, હરીદાસ ખવાસ સુખદાઇરે. ૧૩ શેઠ ગાનચંદ જદુનાથરે, ભાઇલો કોઠારી હરી હાથરે. ૧૪ માણેકચંદને એની નારીરે, હરજી કોઠારી ગુણ ભારીરે. ૧૫ ગોપાળદાસ બ્રાહ્મણ બંગાળીરે, વ્યાસ ગણેશ બહુ ભાગ્યશાળીરે. ૧૬ મદસુધનદાસ છે હરી વાહાલારે, એક કણબી માલા વાળારે. ૧૭ એક વૈશ્નવની છે કન્યારે, રામાનંદને ચર્ણાવી કન્યારે. ૧૮ એક વૈશ્નવ બેટી ટેકીરે, તે તો પરણી ધર્મ વિવેકીરે. ૧૯ વૈશ્નવ એક તરૂના સંગી-રે, પાથો ગુજરી હરી રસ રંગીરે. ૨૦ એક વ્રજ વાસી સુત નારીરે, ગોપીનાથદાસ ગાઉ ચારીરે. ૨૧ કણબી ગુજરાતી બે ભાઇરે, દ્વિજ પત્નિ આગે રાઇરે. ૨૨ એક ગોડીઓ પંડીત શોભેરે, એક રઘુપતી દરસન લોભેરે. ૨૩ એક પંડીતને કાહાન બાઇરે, વૈશ્નવ ક્ષત્રી છે આગ-રાઇરે. ૨૪ એહ ઢીમરને દ્વિજ રેકુરે, નારણદાસ હરીને તેડુરે. ૨૫ એક વૈશ્નવ સુતર વાળારે, રાજા આશકર્ણ પ્રભુ વાહાલારે. ૨૬ બે હતી પતીત એ કણબીરે, વહુ અજબ કુંવર બહુ ધર્મીરે. ૨૭ એક પ્રોહીત વેસ્યા કન્યા-રે, ગંગાબાઈ છે પુર્ણ ધન્યારે. ૨૮ એક રાજાને એક ધોબીરે, બે સાચોરા રસ લોભીરે. ૨૯ એક વૈશ્નવ મ-દન ગોપાળેરે, બે કણબી પટેલ રસાળેરે. ૩૦ એક સેવક એક વિરકતરે, દયા ભવઇઆ આશકતરે. ૩૧ એક વા-

ણીઓને એક નારીરે, એક પરમ વૈશ્નવતા ધારીરે. ૩૨ એક ક્ષત્રાણી વિરક્તરે, વાઘજી રજપુત આશક્તરે. ૩૩ એક ગોપાળદાસ ભીતરીઆરે, બીજા આઠ શેવક અનુસરીઆરે. ૩૪ ગોપાળદાસ સીંધલ ભોળાભાઇરે, શેઠ પુત્રી દીવાનીની જાઇરે. ૩૫ એક કજડી રૂપા ભાઇરે, હરીદાસ સુતા સુખદાઇરે. ૩૬ એક ક્ષત્રી વૈશ્નવ બાઇરે, રાજા રાણી પુત્રને દાઇરે. ૩૭ શાહુકારનો બેટો બીલાસીરે, એક વૈશ્નવકોડ પ્રકાસીરે. ૩૮ એક વેશ્યા ભોવનની વાસીરે, તે હરી ગુણ માંહી નીવાસીરે. ૩૯ પુંત્રજી વડો વિરક્તરે, વેણીદાસ છીપાછે ભક્તરે. ૪૦ એક સામલદાસ એક નાઇરે, પુત્ર પઠાણનો સુખદાઇરે. ૪૧ ઓઝા દામોદરદાસ છે ભક્તરે, બેટી શાહુકારની આશક્તરે. ૪૨ વૈશ્નવ એક ખડબુચાવાળોરે, શેઠ આગરાઇને મન ભાળોરે. ૪૩ એક કાપડવાળો શોભેરે, કણબી આંજણો વૈશ્નવ લોભેરે. ૪૪ એક શાસ્ત્રી મોરારદાસરે, લાછબાઇ ભાટ ગુણ રાસરે. ૪૫ રાજા રાણી હરીમન ભાવેરે, એક વૈશ્નવ ડોળ જુલાવેરે. ૪૬ દ્વિજ શેઠ સોની પરમાનંદરે, મેહેરા પુરૂસોતમ ગુણવંતરે. ૪૭ એક બે ભાઇચંદન લાવ્યારે, ચોપડા ભંડારીને મન ભાવ્યારે. ૪૮ ઠગએકદસ એકશંગીરે, માતા બેટી હરીરસ રંગીરે ૪૯ એક ધ્રસ્તીને વિરક્તરે, બીજા બે ભાઇ આશક્તરે. ૫૦ જીવા પારેખને જેપાળેરે, દોશી માધવદાસ દલાલેરે. ૫૧ બેટો પટેલનો

નિત્ય આવેરે, બેટી પટવારીને મન ભાવેરે. ૫૨ હરીદાસ જમાઈ માણેકચંદરે, પ્રભુ ત્યાગ કરો એ મનરે. ૫૩ એક ચીરીકી પરિક્રમા કરતારે, એક નિત્ય ઉઠી વૃજમાં ફરતારે. ૫૪ બે કણબીએ કરી હેર્વીરે, લેઈ કુવામાં નાખી દેર્વીરે. ૫૫ કણબણ ગુજરાતની વાર્સીરે, બેટી બીરબલની સુખ રાર્સીરે. ૫૬ રાજા જોધસીંગ દક્ષિણનારે, વળી પ્રોહિત તેના ધરનારે. ૫૭ સાસુ વહુ સુરતના વાસીઈ, રાજા પુત્રનો સુખ રાર્સીરે. ૫૮ શેઠ સુત નારો ગુજરાતીરે, એક બ્રાંહ્મણી નાગરજાતીરે. ૫૯ શ્રીવીઠલેસ શ્રીજીને રૂપેરે, દીધુ દરસન બેન અનુપેરે. ૬૦ એક દુસંગ મીટો વિરક્તરે, બીજા ભાઈ આશક્તરે. ૬૧ વેણીદાસ છીપા છે ભક્તરે, એક રજપુત કાંહાના આશક્તરે. ૬૨ દ્વિજની પત્ની વૈશ્નવ સંગર્થારે, ખોયા કોડ પોતાના અંગર્થારે. ૬૩ એક નુન્ય અધિક બે આવેરે, એક દ્રવ્ય સામગ્રી લાવેરે. ૬૪ એક કણબી આપચરાવેરે, એક રાસની રત ચિતલાવેરે. ૬૫ જોક ઠગને એક ગુજરાતીરે, સીતા બાઈ છે દક્ષણી જાતીરે. ૬૬ એક વૈશ્નવને એક બાઈરે, દામોદરદાસ સુખ દાઈરે. ૬૭ વડનગરીમાં માધવદાસરે, એક વૈશ્નવ માહા વનવાસરે. ૬૮ ગુજરાતના દાસ મોરારી રે, ભક્ત ભીમ અતી હેતકારી રે. ૬૯ એક દાસ ગોવર્ધન ધારીરે, રામદાસ પરમ આચારીરે. ૭૦ જીયાદાસને નરહરીદાસરે, રાજા ટોડરમલ સુખ રાસરે.

૭૧ નરસીદાસ પીતાંબરદાસરે, ધર્મદાસ ગોપાળ પ્રકાશરે. ૭૨ એક બ્રાહ્મણ માધવદાસરે, એક વેપારી સુખ રાસરે. ૭૩ એક બ્રાહ્મણને એક નારીરે, એક સ્ત્રીછે સુખકારી-રે. ૭૪ એક જન ભગવાન બે ભાઇરે, એક ઢીમલ સુખ દાઇરે. ૭૫ દ્વિજ પત્નિ પત્નિ પટેલરે, એક સોદાગર રસ રેલરે. ૭૬ મીસ્ત્રીદાસ ચત્રુભુજ ભાવેરે, ગોપાળદાસ ગો-રવા કહાવે રે. ૭૭ એક ક્ષત્રી રઘુનાથરે, ઓધો તરવાડી હરી હાથરે. ૭૮ દવે ઇશ્વરદાસ સાચોરારે, સતદાસ ક્ષત્રી ગુણ ગોરારે. ૭૯ ક્ષત્રી સુતને સુત બ્રાહ્મણનોરે, એક વૈશ્નવ રાજનગરનોરે. ૮૦ વૈશ્નવ ભગવાનદાસ સોહા-વેરે, એક દક્ષણી વૈશ્નવ આવેરે. ૮૧ સ્વામી કૃશ્નદાસ વીલાસીરે, એક ક્ષત્રી મથુરાં વાસીરે. ૮૨ દ્વિજ જોશી રાજા ભીમારે, સાહુકાર સુત સુખ સીમારે. ૮૩ એકક્ષત્રી જાદવદાસરે, હરીજન મથુરાંવાસરે. ૮૪ સાહુકાર વળી ક્ષત્રાણીરે, એક વ્રજવાસી સુભ વાણીરે. ૮૫ દાસપુરૂષો-તમ પોકરાણારે, વળિ દુરગાદાસ ગુણ ગાતારે. ૮૬ ક્ષ ત્રી ચાવડા ધાનદાસરે, લક્ષ્મીદાસ ગુજરાતમાં વાસરે. ૮૭ તારાચંદને ચતુર બીહારીરે, વૈશ્નવ ગુજરાતી અતી ભારીરે. ૮૮ હરીદાસ મોહનદાસરે, માધોસાર સુત ગુણ રાસરે. ૮૯ દ્વિજ બેટી ક્ષત્રી કન્યારે, એક ચોર શેવક થયો ધન્યારે. ૯૦ એક ઉત્તમ અષ્ટ લોક દાસરે, ખેડા-વાળ ભગત રસ રાસરે. ૯૧ સાસુ ને સસરો શાનીરે, ર-

જખુતની બેટી પરમાણીરે. ૯૨ સાચોરા દ્વિજ આનંદ દાસરે, એક ભીલડીછે સુખ રાસરે. ૯૩ સધનદાસ દેવા-ભાઈ કણબીરે, રાજ્ય પુત્ર મોહોનદાસ ધર્મીરે. ૯૪ નર નારી વસે છે પ્રાગરે, માધવદાસ સુરત અનુરાગરે. ૯૫ ભટ કલ્યાણજી વીરાબાઈરે, મહરા પુરૂષોતમ સુખદાઈરે. ૯૬ રૂડા રતનજી અધિકારીરે, રૂપ બાઈ પરમ ગુણ ભા-રીરે. ૯૭ વૈશ્નવ ક્ષત્રી છે આગરાઈરે, એક મહીધરને કુલબાઈરે. ૯૮ દેવ ભીમ ભંડારીરે, રાજા માનસિંહ અધિકારીરે. ૯૯ દવે પ્રોહિત સુત વિક્ષાતરે, કક્ષદાસ ગો રવાજાતરે. ૧૦૦ વડનગરા માધવદાસરે, દ્વિજ ઉજાણીના સુખ રાસરે. ૧૦૧ નારણદાસ સનોડીઆ ગ્નાનીરે, લ-ક્ષ્મીદાસ રજોક્ષત્રાણીરે. ૧૦૨ રાજા બીરબલને તાન શે-નરે, આનંદ નાપરી સુંદર બેનરે. ૧૦૩ વેણીદાસ દામો દર દાસરે, વીજાનગરીમાંછે વાસરે. ૧૦૪ એક એક ફૂળ લખી લીધુરે, લખી સ્વરૂપ હઈઆમાં લીધુંરે, ૧૦૫ ચા લ ફરિછે ॥ જથામતી એ કહાં છે, વળી બીજા છે અ પાર; પરમતત્વનું તત્વ છે, એ ભક્તના આધાર. ૧૦૬ ભક્ત રાજ શીરોમણીને, એકનો આધાર, કરયાછે વળી કેર છે, વળી કરશે નીરધાર. ૧૦૭ તે માટે સરવે પ્રાતઃ ઉઠીને, નામે કરો કરાહાર; કંઠમાં ધારણ કરો તો, હરી મળે સુખસાર. ૧૦૮ સર્વે ભગવતીને નમન કરીને, એ જ માગુ નેમ; શ્રી વીઠલ વરની સૃષ્ટિ ઉપર, રહો દુર્લ ભ પ્રેમ. ૧૦૯

# ધોળ. ૮

## અથ શ્રી દીનતાનું ધોળ.

શ્રી વીઠ્ઠલ વર માહારારે તમને તો શું કહીએ, પ્રાણજીવણ છોરે પ્રભુ જયમ રાખો ત્યમ રહીએ. ૧ આશ તમારીરે મહોટી વાલા હમને, છળ નવ દેશોરે અરજ કરૂંછું તમને. ૨ દયા કરીનેરે દરસન અમને દેજો, શ્રી વ્રજભુવણ લાલજીરે જીવને શરણે લેજો. ૩ વલ્લભ કુળ પ્રગટયારે અનેક જીવને તાર્યા, કોઈ જનમનારે પ્રભુ માગેથી ઉગાર્યા. ૪ એ વિશ્વાસેરે અમો રહ્યાં છીએ વળગાં, પાલવ નહી મુકુરે કયમ કરી કરશો અળગાં. ૫ જે પોતાના કીધારે તે મુકયા કયમ જાશે, બરદ તમારારે પ્રભુ ભક્ત વચ્છળ કેહેવાશે. ૬ જીવના દોશજરે કેહેતાં પાર નહી આવે, અઘોર કળીમાંરે પ્રભુ તમ વિના કોણ છોડાવે. ૭ પ્રદેશ પધારોરે દાસલડાને કાજ, રીત ચલાવોરે શ્રી વલ્લભજી મહારાજ. ૮ કૃત્ય હમારાંરે જો વાહાલા ચિત ધરશો, જીવ અથડાશેરે હેવું તો ન કરશો. ૯ પૂર્ણ પુરૂષોતમરે પ્રભુજી તમે કાહાવો, હમારે સર્વસેરે તમ સાથે છે દાવો. ૧૦ સિક્ષા હમનેરે જે ઘટે તે દેજો, શ્રી વીઠ્ઠલ વર નાથજીરે જીવને શર્ણે લેજો. ૧૧ દાસની વિનંતીરે પ્રભુ હઈઆમાં લઈએ, શ્રી વિઠ્ઠલવર મારારે તમને તો શું કહીએ. ૧૨

---

# ધોળ. ૯

## અથ શ્રી વીનતીનું ધોળ.

વ્રજના જીવન કરૂં વિનંતી શ્રીગોકુળનારે ચંદ, વ્રજના જીવન કરૂ વિનંતી, શ્રીવલ્લભનંદ. વેગે તે આણું મોકલો, શ્રીગોકુળનારે ચંદ; વ્રજના જીવન. ૧ તમારા દર્શન વિના વલ્લભરે, કોહોજી કેમ રહેવાય; મનડાં તે કેઈ પેર વાળીએ, નયણે નિર ભરાય; શ્રી વ્રજના જીવન. ૨ અરજ સુણી આદર કરીરે, શ્રી જીમનાજી માંહ; વિયોગતણું દુઃખ દોહલું, કોહોજી કયમ રેહેવાય; વ્રજના જીવન. ૩ દુર રહે કયમ ચાલશેરે કોહોજી કોહોની એ રીત્ય; આજ કાલનું કોઈ નથી, છે પૂર્વની પ્રિત; વ્રજના જીવન. ૪ હરીરે હઈયામાં જાણજોરે, છે પૂર્વનો સ્નેહ, દયારે કરોરે દીનાનાથજી, નીકર તજીશું આ દેહ; વ્રજના જીવન. ૫ નયણે ભરી કયારે નિર્ખીશુંરે, શ્રી ઠકરાણી ઘાટ; અંતરમાં ઈચ્છા ઘણી, જોઉ વ્રજનીરે વાટ; વ્રજના જીવન. ૬ આરે સુકાઈને સરીર થયાંરે, હરી હળધીર વાર; નયણાં તે રાખ્યા નવ રેહે, ભરી ભરી આવે છે નિર; વ્રજના જીવન. ૭ રાંક ઉપર શાં રૂઠાણારે, પ્રભુ દીન દયાળ; દાસ પોતાના જાણીને, કરજોરે સંભાળ; વ્રજના જીવન. ૮.

---

## ધોળ. ૧૦

શ્રીવલ્લભજી કરૂં વિનતીરે, મારા પ્રાણ આધાર દી-નજાણી કરૂણા કરીરે, પ્રભુજી કીજીએ સહાયશ્રીવલ્લભજી ૧ અનુક્રમ કરીને વર્ણવુરે, શ્રીભાગવતરૂપ; દ્વાદસ અંગ પ્રભુજી તણા, શોભા પરમ અનુપ શ્રીવલ્લભજી. ૨ અ-ધિકાર લીલા પ્રથમ સ્કંધછેરે, દક્ષણ ચરણનું ધામ; પાંચ ચરણનું ધામછે, દ્વિતીય સ્કંધ લીલા જ્ઞાન, શ્રીવલ્લભજી. ૩ સર્ગ લીલા ત્રતિય સ્કંધછેરે, હરીનો એક બાહુ જે-હ; વિસ્વર્ગ લીલારે ચતુર સ્કંધછે, બીજો બાહુ જેહ શ્રી વલ્લભજી. ૪ સ્થાન લીલા પંચમ સ્કંધછે રે, પાછલો ભાગ કરી જાણ; પોષણ લીલીરે સપ્તમ સ્કંધછે, કરી ઉદર વખાણ શ્રી વલ્લભજી. ૫ લીલા સપ્તમસ્કંધછેરે, દક્ષણ હસ્ત કેહેવાય; એક હસ્તને અષ્ટમસ્કંધછે રે; મનવંતરે લીલા ગાય શ્રીવલ્લભજી. ૬ નવમે સ્કંધે ઈસાનુ કથારે, બીજો સ્થાન જેહ; દસમે સ્કંધે નિરોધ લીલા રેદછે સ-મેરે ધરી નેહ શ્રીવલ્લભજી. ૭ મુક્તિ લીલા એકાદસ સ્કંધછે, એતો મુસ્તગ; આસરે લીલા દ્વાદસ સ્કંધછે. ૮ હરીદાસ પ્રભુ સોભા નિરખીને, ધરી ભજીએ ચિત; ક્ષણ ક્ષણ હરીને નિહાલીએ, ગુણ ગાઈએ નિત્ય. ૯શ્રી વલ્લભજી કરૂં વિનતીરે, માહારા પ્રાણ આધાર.

---

# ધોળ. ૧૧

## અથશ્રી પ્રાગટનું ધોળ.

લક્ષમણ ભટજીનું ધામરે, દીસે અતી સુખકારી; કાકરખંભા ગામરે, તે ઉપર જાઉ વારી. ૧ છે તૈલંગા બ્રાહ્મણરે, માહા યુગ પવિત્ર જાણી; એમના કુળ મધેરે, શ્રી વલ્લભ પ્રગટા જાણી. ૨ શ્રી વલ્લભ ગુણ ગાવુરે, આનંદ પ્રેમ ભરી; શ્રી હરીના મુખથીરે, પ્રગટા દેહ ધરી. ૩ તૈલંગ કુળ મંડનરે, શ્રીલક્ષ્મણ તાત સહી; શેષનાગ સરીખારે, જેને માથે શહસ્ત્ર ફણી. ૪ તેતો પાર ન પામેરે, લીલા રસ સિંધુ તણી; અગ્નિ મધે પ્રગટયારે, શ્રીવલ્લભનાથ ધણી. ૫ અગ્નિ મધ્યે રમતારે, માતાજીએ દીઠા જ્યારે; એછે સુત માહારારે, ધાઇને આવ્યાં ત્યારે. ૬ અગ્નિએ માગ દીધોરે, માતાજીને આવ્યાં જાણી, બેહુ કર સાહીનેરે, કુંવરને લીધા તાણી ૭ અમરાવતી જુવેરે, રત્ન પુષ્પ વેમાન ચડી; દેવ દુંદભી વાગ્યાંરે, ચોદીશ લાગી ઝડી. ૮ સુર વિનતા સહુકોરે, જોવાને આવ્યાં મળી; અંજળી ભરી ભરીરે, પુષ્પની વૃષ્ટી કરી. ૯ ફેરી વ્રજ પ્રગટયારે, દ્વિજ કુળ રૂપ ધરી; એ સોભા જોઇરે, કહે હરી દાસ વળી. ૧૦ વ્રજમાં વાસ આપજોરે, વિનંતી શવણે ધરી; શ્રી લક્ષ્મણ ભટજીનું ધામરે, અતિસુખકારી સમાપ્ત.

# ધોળ. ૧૨

ધન્ય આઠો અંધારી રાત્રકે, ભાદરવા વદીરે લોલ; ધ-
ન્ય મથુરાં ધન્ય ગોકુળ ગામકે, ધન્ય જીમનાં નદીરેલોલ.
૧ જ્યાંહાં પ્રગટ્યાં શ્રી સુંદીર શ્યામકે, કમળ દળ લો-
ચનારેલોલ; પુરવા વ્રજજંન કેરી હામકે, ભક્ત દુઃખ મો-
ચનારે લોલ. ૨ પ્રગટ્યા મથુરામાં જદુરાયકે, શ્રીવસુદેવ
ગ્રેહેરે લોલ; નિર્ખે દેવકીજી મુખચંદ કે, મન આનંદ લહે
રે લોલ. ૩ વિનંતી કરી કેહે ધન્ય આજ કે, હેવા પ્રભુ
નિરખીઆરે લોલ; આંગણે ઉભા શ્રી વસુદેવ કે, અતી
ઘણું હરખીઆરે લોલ. ૪ રત્નતણાં કરવા બહુ જત્ન કે,
કહો ક્યમ કીજીએરે લોલ: એહેવું સ્વરૂપ દુર કરી નાથ
કે, બીજુ વપુ લીજીએરે લોલ. ૫ પ્રભુજીએ કીધું બાળ
સ્વરૂપ કે, કેહેછે તાતનેરે લોલ; મુજને ગોકુલમાં જઇ સોં
પો કે, જશોદા મ તનેરે લોલ. ૬ ભાગી ભોગળ ખોલી
કમાડ કે, કાળા ગ્રહે તણારે લોલ; જેહેના કૃષ્ણ સરીખા
પુત્ર કે, તેહેને શી મણારે લોલ. ૭ સુતા દ્વારપાલ સર્વ સા
થ કે, કર્યું કૌતક હરીરે લોલ; આગ્ના માગી શ્રી ગોકુળ
કે, માયા આવતીરે લોલ. ૮ મુસ્તક લીધા શ્રી જદુરાય
કે, ચાલ્યા શ્રી ગોકુળ ભણીરે લોલ; વરસે મેઘ ધરી ર-
હ્યો છત્ર કે, શેષ શહસ્ત્ર ફણીરે લોલ. ૯ પધારયા નદ ત-
ણે દરબાર કે, સુતાં સહુ દીઠડાંરે લોલ; પોઢાડા જશોદા-

જીની શેજ કે, ગીરધર સીઠડારે લોલ. ૧૦ કન્યા લીધી શ્રીવસુદેવ કે, આવ્યા મથુરાં ફરીરે લોલ; જશોદા જાગ્યાં દીઠા પુત્ર કે, કહે હર્ખ ભરીરે લોલ. ૧૧ તેડો સગાં કુટંબી આજ કે, સહુ વ્રજ સાથનેરે લોલ; તેડો બેહેન તમારી ચાર કે, નવજેદ માતનેરે લોલ. ૧૨ આપો મણી માણક ભંડાર કે, આભ્રણ જેહનેરે લોલ; આપો દ્વીજ જનને બહુ દાન કે, ગૌવચ્છ તેહનેરે લોલ. ૧૩ આંગણે નંદ તણે અતી ભીડ કે, આવ્યા વ્રજ જન તાંહીંરે લોલ, બાંધી કાચ્છ ખેલે નર નાર કે, હળધ ઘ્રત દુધ દહીંરે લોલ, ૧૪ હેવા ઓચ્છવ નિત્ય અખંડ કે, શ્રી વહલભ બારણેરે લોલ; હઈડે હર્ષ તણો નહી પાર કે, વૈશ્નવ જાય વારણેરે લોલ. ૧૫ શોભા જોઈ કહે હરીદાસ કે, દરશન નિત્ય આપજોરે લોલ; તમારી લીલા નિત્ય અપાર કે, રૂદયમાં સ્થાપજોરે લોલ. ૧૬ ધન્ય આઠો અંધારી રાત્ર કે ભાદ્રવા વદીરે લોલ. ૧૬ સંપૂર્ણ.

---

## ધોળ ૧૩.

આનંદ સાગર ઉલટચોરે લોલ, શ્રીવાસુદેવજીને દ્વારજો; આઠમ શ્રાવણની વદીરે લોલ, રોહણી નક્ષત્ર બુધવારજો; પ્રગટ્યા શ્રીકૃશ્ન મન ભાવતારે લોલ. ૧ પીળાં પીતાંબર પેહેરીઆરે લોલ, ઓઢા ઉપર્ણું સારજો; મુસ્તક મુગટ બીરા-

બીરાજતારે લોલ, કુંડળ ઝળકેછે કાનજો પ્રગટ્યા. ૨ ભાલ તીલક મૃગમદ તણારે લોલ, ખીટલીઆળા કેશજો; ચારે ભુજાએ આયુધ ધરીરે લોલ, શંખ ચક્રને ગદા પદ્મજો પ્રગટ્યા. ૩ નાકે નથ બેસર શોભીતારે લોલ, ચુનીછે લાલ ગુલાલજો; અધરપર મોતી લટકતાંરે લોલ, હ-પચીએ હીરલાની કાંતજો પ્રગટ્યા. ૪ બાંહે બાજુબંધ બેરખારે લોલ, પોંચિછે રત્ન જડાવજો; હાથે હાથ ફુળ સોહીએ મુદ્રીકારે લોલ, ઉરગજમોતીના હારજો પ્રગટ્યા. ૫ કેડે બાંધીછે કટી મેખળારે લોલ, ચર્ણે ઝાંઝરનો ઝમકારજો; એવા પ્રભુજીને નીરખતારે લોલ, સર્વે ગયાછે દુઃખ દુરજો પ્રગટ્યા. ૬ વસુદેવ દેવકીજી હરખીઆંરે લોલ, નીરખ્યા શ્રીમુખ સ્વરૂપજો, એવા પ્રભુને ક્યાં રાખશુંરે લોલ, કોપેછે કંસરાય ભુપજો પ્રગટ્યા. ૭ ત્યારે પ્રભુજી એમ બોલીયાંરે લોલ, સાંભળો મોરી વાતજો, શ્રીનંદતણા દરબારમાંરે લોલ, તેડી મુકી આવો મારા તાતજો પ્રગટ્યા. ૮ કન્યા લઇને ઘેર આવજોરે લોલ, સરેશ સઘળાં કાજજો; તે તમે કંશને દેખાડજોરે લોલ, તો મોડેશ એના માનજો પ્રગટ્યા. ૯ એમ કહી માયા ફેરવીરે લોલ, ધરીઆં છે બાળ સ્વરૂપજો; વસુદેવ દેવકી વિસ્મે થયાંરે લોલ, સ્વપ્નું લાધ્યું છે મને સારજો પ્રગટ્યા. ૧૦ ભાગી ભુગળ ખોલાં પાટીઆંરે લોલ, સુતા છે સહુ દરવાનજો; મુસ્તકે લેઈ હરીને નિશરારે લોલ, લીધી શ્રી ગોકુળની વાટજો

પ્રગટ્યા. ૧૧ ઝરમર વરસેછે મેહુલારે લોલ, ચોદશે ચમકે
છે વીજળજો; આઘે સિંહ વડુકીઆરે લોલ, શેષ નાગે કી-
ધી છે છાંઅજો પ્રગટ્યા. ૧૨ શ્રી જમનાજી વેહે છે રસ
પુરમાંરે લોલ, ઉડેછે લેહેર તોરંગજો; હરીના ચર્ણ સ્પ-
ર્શવારે લોલ, હેઠાં થયાં તે જળ નીરજો પ્રગટ્યા. ૧૩ દી
ધો માગને ચાલ્યા ઉતરીરે લોલ, પોહોતા શ્રીનંદ દ્વારજો;
સુતા દીઠા સહુ સાથનેરે લોલ, મનમાં કીધો છે વિચાર
જો પ્રગટ્યા. ૧૪ શ્રી જસોદાજીની શેજમાંરે લોલ, પો-
ઢ્યા શ્રી ગીરધરલાલજો; કન્યા લઈ પાછા વળ્યારે લોલ,
જો જો પ્રભુજીના ખ્યાલજો પ્રગટ્યા. ૧૫ જાગ્યાં જશોદા-
જી તે સમેરે લોલ, નિરખ્યા શ્રી સુંદીર શ્યામજો; નંદજી
મન હરખ્યા ઘણુંરે લોલ, આપ્યાંછે રત્નના દાનજો પ્રગ
ટ્યા. ૧૬ ઘેર ઘેર તોરણ બાંધીઆંરે લાલ, માનની મંગળ
ગાયજો; વ્રજસહુ ઉમંગો પ્રેમસુરે લાલ, આનંદ ઓછવ
થાયજો પ્રગટ્યા. ૧૭ હળધર દહીં ગ્રથ દુધનારે લોલ; મ
ચ્યો છે ત્રીયા કીચજો; તાળિ વાગેને ફરે કુદડી રે લાલ,
નાચે છે સહુ નર નારજો પ્રગટ્યા. ૧૮ બ્રહ્માને શિવ મુની
દેવતારે લોલ, બોલેછે જય જય કારજો; દેવનાં દુંદભી વા
ગીઆંરે લાલ, પુષ્પની વૃષ્ટિ થાયજો પ્રગટ્યા. ૧૯ એ સુ
ખ શોભા શી કહુંરે લાલ, કેહેતાં ન આવે પારજો; શ્રીવ
લ્લભ ચર્ણ પ્રતાપથુંરે લોલ, શોભા જુએછે બલીહારજો

પ્રગટ્યા શ્રી કૃશ્ન મન ભાવતારે લોલ. ૨૦ સંપૂર્ણ

---

## ધોળ. ૧૪

ચાલો સખી શ્રીગોકુલ જઈએ, વિનંતી વાહાલાને કહીએ; કે સેહેજે સુખીઆં બહુ થઈએ, ચાલો સખી. ૧ ધન્ય ધન્ય શ્રી ગોકુળગામ, પ્રગટ્યા પુરણ કામ જેહેનું મુની ધેરે ધ્યાન, ચાલોરે સખી. ૨ મળી સહુ વ્રજ તણી નારી, પેહેરી કસુંબલ સારી; કે લટકે ઘુઘટડો મારી ચાલોરે સખી. ૩ મળી સહુ સઈયરની ટોળી, પેહેરી પચરંગી ચોળી; ચાલે ભમર ભોળી, ચાલો સખી. ૪ કર મુક્તાફૂળની થાળિ, જોતાં વદન સદન વાળી; કે માંહોમાંહે લે તાળી, ચાલો સખી. ૫ તોરણ બાંધ્યા છે ટોડે, જય જય શબ્દ જાચક બોલે; કે વૈશ્નવ જન મળીયા કોડે, ચાલોરે સખી. ૬ ધન્ય ધન્ય ઠકરાણી ઘાટ, બેઠા શ્રી વિઠ્ઠલનાથ; સોહીએ કુંવર સાત, ચાલો સખી. ૭ ધન્ય ધન્ય જુમનાની લેહેરી, મધુરીસી મોહનની વેણી; સુણતાં થઈ ગઈછું ઘેલી, ચાલો સખી. ૮ પ્રગટ્યા ગીરીવર ગીરધારી, કરી વ્રજ લીલા વિસ્તારી; માધવદાસ જોઈ જાય બલીહારી, ચાલો સખી શ્રીગોકુળ જઈએ.૯

# ધોળ ૧૫.

## અથ શ્રી ગોવર્ધન વાશી લીખ્ય તે.

શ્રી ગોવર્ધન વાશી સાંવરો, લાલ તુંમ વિનારે; શ્રીજી તુમ વિના રહ્યો ન જાયહો, વ્રજરાજય લડંતો લાડીલો; નીકી મોહનરે, આછી મધુરી શી મોર્લી બજાયહો; શ્રી ગોવર્ધન વાશી સાંવરો. ટેક. બંક ચિત મુશકાયકે લાલ, સુંદીર બદન દેખાય, લોચન તલપો મીન જ્યું લાલ; ક્ષણુંભર પલક બહી જાય હો, શ્રી ગોવર્ધન. ૧ સપ્ત સ્વર બંધાનકે લાલ મોહન બેન બજાય, સુરત સુહાઈ બાંધકે લાલ, મધુરે મધુરે ગાય; શ્રી ગોવર્ધન. ૨ રસીક રસીલી બોલની લાલ, ગીરી ચઢિ ગૌવાં બોલાય; ગંગ બોલાય ધુમરિસે લાલ, ઉંચે હેરે સુનાય હો; શ્રી ગોવર્ધન. ૩ દ્રષ્ટ પરિ જ્યાં દીવસ તે લાલ, તબ તે રૂચે નહી અન; રજની નિંદ્રા નવ આવહી લાલ, વિશરો ભોજન પાનહો; શ્રી ગોવર્ધન. ૪ દરશનકું નૈનાં તપે લાલ, બચન સુનનકો કાન; મીલવેકો હૈરો તપે લાલ, મેરે જીએકો જીવન પ્રાણુહો; શ્રી ગોવર્ધન. ૫ મન અભિલાખાયું રહી લાલ, લાગી નેનની મેખ; એક ટક દેખું આવતો લાલ, નાગર નટવર ભેખહો; શ્રી ગોવર્ધન. ૬ પુર્ણ સશિ મુખ દેખકે લાલ, ચિત મોટો ઓહી ઠોર; રૂપસુધારશ પાનકે લાલ, સાદર ચંદ્ર ચકોરહો; શ્રી ગોવર્ધન. ૭ લોક લાજ કુળ

બેદટી લાલ, છાંડો સકળ વિવેક, કમળ કવિ રવી જ્યું બઢે લાલ, ક્ષણું ક્ષણું પ્રિત્ય વિશેકહો; શ્રી ગોવર્ધન. ૮ મનમથ કોટીક વારણે લાલ, દેખી ડગમગી ચાલ; જુવતી જંન મન ફંદના લાલ, અંબુજ નેન વિશાળહો; શ્રી ગોવર્ધન. ૯ એ રઢ લાગી લાડીલે લાલ, જેસે ચાતક મોર; પ્રેમ નીર બખાંય કે લાલ, નવ ઘન નંદ કીશોરહો; શ્રી ગોવર્ધન. ૧૦ કુંજ ભોવંન ક્રિડા કરે લાલ, સુખ નિધી મદન ગોપાલ; અમશ્રી વંદ્રાવન માલતી લાલ તુમ ભોગી ભમર ભુપાળહો; શ્રી ગોવર્ધન. ૧૧ જુગ જુગ અવિચળ રાજીએ લાલ, એ સુખ શૈલ નિવાસ; શ્રી ગોવર્ધન ધરરૂપ લાલ, બલીહારી ચત્રૂભુજદાસહો; શ્રી ગોવર્ધન વાશી. ૧૨

---

## ધોળ ૧૬.

શ્રી ગોકુળ ગામ અતી શોભીતા, શોભીતા મંદીર માળીઆં; ચોક ચિત્રામણ શોભીતા, શોભીતા જડીત્રને જાળીઆં. ૧ મણી માંણુક સ્થંભ શોભીતા, શોભીતા હીંડોળા ખાટરે; પાટીએ પંચરંગી શોભીતા, શોભીતા ગુગળીના ઘાટરે. ૨ ત્યાંહાંરે બીરાજે શ્રી વલ્લભરાયજી, ભલી ભલી વૈશ્નવની જોડરે; પ્રેમે પ્રભુજી પધારીઆ, પુર્યા નિગમના કોડરે. ૩ કુમ કુમ થાળરૂ કરે ધરી, ભરી મુ-કતાફળ સારરે; વૃંજ ત્રીયા વેગે વધાવાને, આવે છે માંડવા માંહેરે. ૪ અગિન થકી વાહાલો પ્રગટીઆ, કીધો છે

અતી ઘણો શ્રમરે; હેવા પ્રભુજીને નિર્ખીને, કોઈ ના જાણું તેહેનો મર્મરે. ૫ શ્રી વલ્લભ ચરણે જં નમે, તેની તે પોહોતે છે આશરે; માધવદાસની વિનતી, રાખજો દ્રઢ વિશ્વાસરે. ૬ શ્રી ગોકુળ ગામ અતી શોભીતા, શોભીતા મંદીર માળીઆં. સંપૂર્ણ.

---

## ધોળ ૧૭.

રૂક્ષ્માંણીજાઆ શ્રી વલ્લભ પુત્ર વધાવો વ્રજરાજને; સખી શ્રીરે ગોકુળના ભુપ, વધાવો વ્રજનાથને, એમનું નામ મનોહર રૂપ, વધાવો. એક સકલ સોહાસણિ, મળી વ્રજ કેરી નાર, એક આવે ઉતાવળી, વીસરી વીવેક વીચાર; એકના મનમાં મોદ ભરીઆં, મલી મંગલ ગાએ ચાર. વધાવો. ૧ એક એકની ઝાલે આંગળી, પેહેરયાં પીતાંબર સાર; એકે દક્ષણીના ચીર પેહેરયાં, ચોલીએ મોતીની હાર; એકને ચરણે ચુંદડી, એકે શણીઆ શોળ શણગાર. વધાવો વ્રજનાથને. ૨ એકને વાગે ધુધરા, તેનો શબ્દ સરસર લાલ; એક નાર ના બદે કોઇને, ઉમંગી ઉમંગી જશ ગાય. વધાવો. ૩ એકે કદળીના સ્થંભ રોપ્યા,સાથીઆ સુભ સાર; એક કુમ કુમના હાથા દેતી, તોરણ બાંધ્યાં દ્વાર. વધાવો. ૪ એક ચોક ચંદન પુરતી, એક ગોત્ર ભાલે છત્રીશ; એક કુમ કુમ તીલક

કરતી, એક દેતી આસીશ. એક ઉતારે આરતી, જીવો સોભા બેટીના વીર; વધાવો. ૫ જીવો કમળા બેટીજીના વીર, વધાવો૦ા જીવો દેવકી બેટીના વીર;વધાવો૦ા જીવો જમનાં બેટીનાવીર, વધાવો૦ા ૬ એક મુક્તાની થાલ લાવીને વધાવે વ્રજરાજ; એક વદન નીહાલતી, આવી લોકમાં વારંવાર. એક માગે વધામણી, બલીહારી તે માધવદાસ, વધાવો વ્રજરાજને. ૭ સંપુર્ણ.

---

## ધોળ ૧૮.

ધન્યશ્રી જમનાં કૃપા કરી, શ્રી ગોકુળ વ્રજ સુખ આપજો; વ્રજની રજમાં અહરનિશ હમને, સ્થીર કરીને સ્થાપજો. ૧ તમે મ્હોટાછો શ્રી મહારાણી, તમે જીવતણી કરૂણા જાણી; શર્ણે હમને લેજો તાણી, ધનશ્રી જમનાં ૨ શ્રી વંદ્રાવનની વાટમાં, નાહાવું શ્રી જમના ઘાટમાં; વાહાલે રાશ રમાડ્યાં શ્રીરાતમાં, ધનશ્રી જમનાં. ૩ ચાલો તો થઇએ વ્રજવાશી, પરિક્રમા કરવી ચોરાશી; માહારા જન્મ મર્ણની ટળી ફાંશી, ધન્ય શ્રી જમનાં. ૪ પધરાવો સપ્ત સ્વરૂપ સેવા, આરોગાવો મીઠા મેવા; વૈશ્નવને લાભ ઘણો લેવા, ધન શ્રી જમનાં. ૫ ગોકુળ મથુરાંના ગલીઓમાં, માહારાજ મુજને ત્યાં મળીયા; માહારા જન્મ મનોરથ સફળ થયા, ધન. શ્રીજમનાં. ૬ નંદજીનો વાહાલો વનમાળી, કાળંદ્રી કાંઠે ધેન્ય ચારી; વા-

હાલો હશીહશી હમશું લે તાળી, ધન શ્રીજુમનાં. ૭જીવ જાણે શ્રી જુમનાજી નાહીએ, એહવા અખંડ વ્રજવાશી થઇએ; એ નૌતમ લીલા નિત્ય ગાઇએ, ધન શ્રી જુમનાં. ૮ સખી સમરોને સારંગપ્રાણી, વૈશ્નવને વાહાલી એ વાણી; એ લીલા હરીદાસે જાણી, ધન શ્રીજુમનાં કૃપા કરી, શ્રીગોકુળ વ્રજ સુખ આપજો. ૯ સંપુર્ણ.

---

## ધોળ ૧૯.

શ્રીલક્ષ્મણ સુતનેરે હેલી, એમને નિર્ખું સર્વે પેહેલી. ૧ એમના ગુણનેરે ગાશે; તેહેના ભવનો ફેરો જાશે. ૨ સુત ગોપીનાથ શ્રી વિઠ્લ જાયા, જાણીએ કલ્પ વૃક્ષની છાયા. ૩ પ્રગટ્યા દૈવીજીવ અધિકારી, મુખ છબી ઉપર જાઉ બલહારી. ૪ માહારૂં ચિતડું એ શું બાંધ્યું, એમની ચર્ણ કમળ રજ માગું. ૫ ચર્ણ રાખો શ્રી વલ્લભનાથ, માહારે મસ્તક ધરજો હાથ. ૬ શ્રીમાહાલક્ષ્મીજી માહા વર આપો, મારા ભવના બંધન કાપો. ૭ પુરવા શેવક જનના કોડ, એમને સાત કુંવરની જોડ. ૮ સાત કુંવરછે રે હેવા, સાતને સપ્ત સ્વરૂપની શેવા.૯ શ્રીગોવર્ધનનાથજીરે બીરાજે, શેવા સપ્ત સ્વરૂપની રાજે. ૧૦ એ શોભા જોઈ હરીદાસ ગુણ ગાએ, એછબી લોચન માહી સમાએ; શ્રી

લક્ષ્મણ સુતનેર હેલી. ૧૧

---

## ધોળ ૨૦.

ચાલો સખી શ્રી ગોકુળ જઈએ, નિર્મળ શ્રી જુમનાજી નાહીએ; કે અખંડ વ્રજવાશી થઈએ, ચાલો. ૧ નિત્ય પ્રિત્યે જશોદાજી ધાટે, માહાપ્રભુ ઉભા રંગોલી વાટે; કે પ્રગટ્યા ભક્તિ રશિક માટે, ચાલો. ૨ શ્રીગોકુળપતી દાન દીએ ભારી, અંગીકૃતને વૃષ્ટિ કીધીછે ન્યારી, સદા પ્રભુ મહા મંગળકારી, ચાલો. ૩ પ્રાણજીવણ મંદીર રાજે ભક્ત તણાં માહા દુઃખ ભાજે, આનંદ શ્રી ગોકુળમાં ગાજે, ચાલો. ૪ નાર્ણાં ભરી પ્રિતમજી નિર્ખુ, જન્મસ્થળ સુફળ કરી પરખું; વાહાલાજીના મુખડાં જોઈ હરખું ચાલો. ૫ શ્રી ગોકુળ રંગ તણી રેલી, લતાદ્રૂમ ફુલીરહી બેલી; નિર્ખતાં થઈ રહી ઘેલી, ચાલો. ૬ સ્ફટીકમણી શ્રી ગોવર્ધન સોહીએ, શ્રી વંદ્રાવન જોતાં મન મોહીએ ક્યાં સ્થળ જન્મ જન્મ સોહીએ, ચાલો. ૭ શ્રી ગોકુળ વશીયેરે હલી, માહારાણીજી સાર કરે વેહેલી; ખેલું જઈ પ્રિતમજી પહેલી, ચાલો. ૮ શ્રી માહારાણી ઘેરાં બહુ ભાવે, ભક્ત સહુ દરશને આવે; માધવદાસ દેખી સુખ પાવ, ચાલો સખી શ્રી ગોકુળ જઈએ. ૯

---

# ધોળ. ૨૧

જીરે પેહેલો વધાવો માહારે આવીઓ. શ્રી ગોકુળપતીને દવાર; માતા જશોદાજીએ હરખે વધાવીઆં, એમના મુખ ઉપર જાઉ બલીહાર. ભલે શ્રી ગીરીવરધર જનમીઆ. ૧ જીરે વ્રજજન સર્વે આનંદીઆ, મળી વંદીઆ ચરણ સરોજ; ગીરીધરણ નવલ નંદલાલના, એમ કરતાં નીશદીન કોય. ભલે શ્રી. ૨ જીરે પ્રભુ રૂપે નઇણે નીહાળીશુ, મલી ટાળીશુ ભવના દુઃખ; જીરે તનમન સરેવે વારીશુ, હાવે શુરલભ થયાછે સરેવે સુખ. ભલેશ્રી. ૩ જીરે દધી દુધ ગ્રત મધુ રસ ભરચા, મળી છીડકે નર ને નાર; નંદ દાન દેએ બહુ રસ ભરચા, હરીદાસ શોભા બની જાય. ભલે શ્રી ગીરીવરધર જનમીઆ. ॥૪॥ ॥

જીરે બીજોને વધાવો માહારે આવીયો, શ્રી રાવલ હુવારે આનંદ; વ્રખભાન કીરતી ઘણુ હરખીયા, કુંવરીજન માહારે મુખ ચંદ્ર. ભલે શ્રી રાધા વ્રજપ્રગટીઆં. ૧ જીરે વ્રજજન સર્વે ટોળે મળી, મળી ગાએ સુમંગળ ચાર; કુંવરી પ્રગટચારે પરભાવશુ, ગુણ રૂપ જગત વીક્ષાત. ભલે શ્રી રાધા. ૨ હવે દો જસોમતીને વધામણાં, રળીયામણી સાંભળી વાત; હવે નીશદીન નઇણે નીહાળીશુ, લીલારસ સિંધુ અપાર. ભલે શ્રી રાધા. ૩ હવે સર્વે મળીને કોહો શ્રી નંદને, આપણે કરવો વેહેવીસાળ; હેવા નવલ-

કુંવર નંદ લાલના, તેહેવાં શ્રી ભ્રખુભાન કુમાર. ભલે શ્રી રાધા. ૪ જીરે એ જોડી અવીચળ સદા, શ્રી વૃંદાવન વિલાસ; કરજોડીને કરૂ વીનતી, "હરીદાસ શોભા બની જાય. ભલે શ્રી રાધાજી વ્રજ આવીઆ. ॥૫॥ ॥ જીરે ત્રીજોને વધાવો માહારે આવીઓ, શ્રી લક્ષ્મણભટજીને ઘેર; શ્રી એલંબાજીએ ઉર પધરાવીયા, કળી જીવ ઓધારવા કાજ; શ્રી વલ્લભ ભુતળ પ્રગટીયા. ૧ નીજ ધામથી પ્રભુજી પધારીયા, કરવા સેવક જનની સંભાળ; એવા દ્વીજ કુળ રૂપે પ્રગટીયા, હેવા અઢલક પરમ આધાર શ્રી વલભ. ૨ જીરે તીમર હરચારે ત્રૈલોકના, તઈલંગ કુળ ઉદીઓરે સુર; જીરે મારગ પુષ્ટી દેખાડીઓ, સોંપી સેવા રસરૂપ. શ્રી વલ્લભ. ૩ જીરે શેષ સહસ્ત્ર મુખ ઓચરે, ના લહે એમના ગુણનો પાર; કરજોડીને કરૂ વીનતી, હરીદાસ શોભા બનીજાય. શ્રી વલભ ભુતળ પ્રગટીઆ. ॥૪॥ ॥ જીરે ચોથોને વધાવો માહારે આવીઓ, ભલે પ્રગટીઆ શ્રી વીઠ્ઠલેશ; જીરે ભગત શકળ મન હરખીઆ, ગઓ અનેક જનના મનનો ક્લેશ. ભલે શ્રી વીઠલેશ પધારીઆ. ૧ જીરે જોણે એ શુત જનમીઆ, ધંન ધંન કહીએ એ માત; જોણે આછંગે લઇને હુલરાવીયા, તેની કીરતી જગત વીક્ષાત. ભલે શ્રી. ૨ જીરે સુરીનર મુનીજંન હરખીઆ, જીરે વરખીઆ કુસમ અપાર; શ્રીવલ્લભજીને વારણે, જોતાં આનંદ મંગળ થાય;

ભેલે શ્રી. ૩ જીરે કળીમે કારણ જાણજો, વખાંણજો દ્વીજકુલ રાય; કરજોડીને કરૂ વીનતી, હરીદાસ શોભાબની જાય. ભેલ શ્રી. ॥૪॥ સંપૂર્ણ.

## ધોળ. ૨૨

આવોને પરમ શોહાશણી, મળી મંગળ ગાઇએ; આજ આનંદ મારે અતી ઘણો, સર્વે વાજીત્ર વાઇએ. ૧ પ્રગટયા શ્રી વિઠ્ઠલનાથજી, જન્મનોરે દાહાડો; મોતી તે કેરા શાથીઆ, મંદીરમાંહે કાહાડો. ૨ મણી મુકતાફળ કેવડો, વચ્ચે ચોક પુરાવો; શ્રી વલભજી દાન આપે ઘણાં, કેહેતાં પાર ન લાવો. ૩ ભાટ યાચકરે મળી ઘણા, બોલે જયજય થાય; ભગવદી મન આનંદ ઘણો, ફુલી અંગ ન સમાય. ૪ માધવદાસ પ્રભુના જશ સહુકો ગાય, આવોને પરમ સોહાસણી; મળી મંગળ ગાઇએ. ૫ સંપુર્ણ

## ધોળ ૨૩.

આવોજી અચળ શોહાશણી, મળિ સહિઅર સમાણી; શ્રી ગોકુળનાથને નિરખિએ, જુગ વલભ જાણી આવોજી. ૧ કાળંદ્રિને કાંઠડે, શ્રી ગોકુળ ગામ; ત્યાંરે બીરાજે રાજીઓ, પરીપુર્ણ કામ આવોજી. ૨ શ્રી વિઠ્ઠલ કુળ મંડન, ખંડન પાંખડી; જેહને જીત્યું કળિકાળમાં. કળિ રૂપ કુડંડી

આવોજી. ૩ નખશિખ સુંદીરતા તણો, કોઈ પાર ન પામે; શુરમુની નારદ શારદ, ક્યમ કહે વખાણ આવોજી. ૪ સરળશુદેશ શોહામણા, શીરવાળ વિશાળ; વદન કમળ પાસ રહી, જાણે મધુકર માળ આવોજી. ૫ લલીત લીલા ટળશે ભલી, હરીચંદન રેખા; ભ્રગુટી કામ કમાનને, બહુ બાણ વિશાખા આવોજી. ૬ વાહાલા વિનવિનતા તાણા, ઉર અંતર ભેદ; તતક્ષણ નર્ણે નિરખ્યા, કુળ શાકુળ છેદ આવોજી. ૭ લોચન લોલ હસંતા, સુતી મંડળ પરસે તાકરૂણા ભર સદા, બહુ રસ વરશે આવોજી. ૮ નવલ નિરૂપણ નાશીકા, ગળસ્થળ ઝળકે; કંચન મણી કુંડળ તણી, આભાશ અતી ચળકે આવોજી. ૯ અધર અમૃત ભરચાં, દંતા દાઢમ ઓર; નાક પુંવારસ દૃષ્ટતી, બ્રહ્માદીક ભુલા આવોજી. ૧૦ કરપર ગ્રીવા ઉદરની, ઉપમા શી દીજે; ત્રીભોવનમાં કો નહી, તેહની સમોવડ લીજે આવોજી. ૧૧ શોભા જોતાં સુખ હોય, તેતો મનજ જાણે; મુગો મીઠાઈ તણો. ક્યમ સ્વાદ વખાણે આવોજી. ૧૨ અનુભવીના આનંદનું, પ્રેમરૂપ કેમ જાણીએ; જયાંહાં વાણી વરમી રેહ, કવી ક્યમ કરી ગાઇએ આવોજી.૧૩ જુગજુગ જીવો જગત પ્રભુ, શેવક સુખકારી; નારાયણ ગુણ રૂપને, જાય બલીહારી આવોજી અચળ સોહાશણી મળી સહીઅર શમાણી. સંપુર્ણ.

---

## ધોળ. ૨૪

શ્રી વલ્લભનંદનરે વાહાલા લાગોછો, જેહનું સ્મરણ કરતાંરે દુઃખડાં ભાગોછો. ૧ પુરૂષોત્તમ લાલજીરે પ્રિત્યે આવોછો, જોઈ રૂપ રશાળુંરે મનમાં ભાવોછો. ૨ માહારા કીયાં જન્મનાંરે શુક્રિત ફળીઆં છે, માહારાં જન્મ જન્મનાંરે દુઃખડાં ટળીયાંછે. ૩ અમને નામ સમર્પણરે વાહાલે આપ્યાંછે, માહારા પૂર્વ જન્મનાંરે પ્રાશ્ચિત કાપ્યાંછે. ૪ માહારે મંદીર પધારોરે મનડામાં વશીયાછો, વાહાલો હેત કરીને રે હૈઆમાં હશીઆછો. ૫ મેહેતો રૂપ રસાળુંરે જુગતે જોયું છે, હરી હૈએ વશીયારે મનડું મોહ્યું છે. ૬ વાહાલે પાઘ સોરંગીરે શીરપર ધરીઓછે, આભુષણ અંગેરે આપે ધરીઆંછે. ૭ કુમકુમનાં તીલકરે ભાળ કરીઆંછે, વાહાલો મંદીર અમારેરે મલપતા આવેછે. ૮ પ્રભુદાસને પ્રિત્યેરે લાડ લડાવેછે. ૯

---

## ધોળ ૨૫.

નંદ ઘેર આનંદ ઉલટયો, શ્રી ગીરધરલાલ; વ્રજની. ૧ બાવન ચંદન ગઉ વળી, મોતીડે પુરાછે ચોક વ્રજની શોભા શી કહું. ૨ રંગે અંગેશું નીસરયા, સહુનો સરખો શણગાર; વ્રજની. ૩ ટોડે તોરણ બાંધીઆ, ઝુમણા ઝુલેછે

ગોખ; વ્રજની. ૪ દીપક જ્યોતુંરે જળહળે, મેહેલો દ્વારને ગોખ; વ્રજની. ૫ નોબત વાગેરે નવરંગી, રંગી રાજ દરબાર; વ્રજની. ૬ નાહાનું સરખું શ્રી ગોકુળીયું, આવ રૂડા નંદજીના લાલા વ્રજની. ૭ વેહેતી નગરીમાં નીસરૂં, કાંઈક કારણ રૂપ; વ્રજની. ૮ એછે વાહાલો દયાળવા, પુરણ પુરૂષોત્તમ ભુપ; વ્રજની. ૯ ગીરધર ગાયો ચરાવતા, સુંદીર જુમનાને તીર; વ્રજની. ૧૦ કાળીંદ્રીને કાંઠડે ઉભા હળધર વીર, વ્રજની. ૧૧ માધવદાસની વીનંતી, રાખજો દ્રઢ વિસ્વાસ; વ્રજની શોભા હું શી કહું. ૧૨

---

## ધોળ. ૨૬

શ્રીલક્ષમણ સુતને હું નમુને, કરૂ તે પ્રણામ; વાણી તે હમને આપજો, જયમ ગાઉ જસ વિસ્તાર. મનમાં તે આનંદ અતિ ઘણો, મુખડે કહ્યો નવ જાય; કૃપા હોય જો તમ તણી, તો દાસ કોઈ ગાય. શ્રી લક્ષમણ ભટજી તાત એમના, શ્રી એલંબાજી માત; પ્રગટ લીલા તમ તણી, સાંભલો કહુ એક વાત. શ્રી લક્ષમણ ભટજીના સુપનમાં, શ્રીજી પધારયા ઘેહેર; વિસ્વાધાર તમ ઘેર પ્રગટશે, તેહેની તે કરજો પેર. કાશીએ જાઓ વેગે કરી, શ્રી એલંબાજી લેજો સાથ; પુરણ પુરષોત્તમ પ્રગટશે, મારગમાં એ નાથ. સાતવરશ અહિંઆં રહો, તોએ ના

પ્રગટ થાય; ગર્ભવંતાં દુખ પાંમશે, શ્રી એલંમાજી માત. વચન લેઈ માથે ચડાવ્યાં, પ્રભુ તમે કહી તે સત્ય; કહ્યાં તમારાં સત્ય છે, મારે ચાલવુ નીરધાર. ત્યાંથી તે વાલોજી પધારીઆ, માલા તે આપી બે; એક કંઠી કંઠ ધરી, બીજી જાપ કર વલી તેહ, ભગત શુધ રીતે માગ્યા રૂપી, મણુકા એકશોને આઠ; તે માલા નીત ફેરવો, ગ્રંથનો કરવો પાઠ, ઉપરાંણો શ્રી અંગનો. શ્રીજીએ આપ્યો સાર, વસ્ત્ર લેઈ હોરાડજો, બાલકને વરી ત્યાં, ત્યાંથી વાલોજી પધારીઆ. ચંપારેણુ રહ્યું ગાઉ ચાર, રાત ર-સોઈઓ ત્યાં કરી; મનમાં તે કરો વિચાર, શ્રી કૃશ્નજીને પ્રીઆજી. સગ સુંદરી બે સાથ, બેહુને દરશન ત્યાં હવાં; સપનામાં નીરધાર, નેત્ર ઉઘાડીને ન્યાલીઆં. તારે દીઠાં વસ્ત્રને માલ, બેહુને દરશન ત્યાં થઆં; સપનામાં વલી સાર, તંબોલ લેઈ શ્રી પ્રીઆજીએ આપ્યાં જાનંમ ઘુટી બાલ, રસના વરશે તે તણી. બીજી વાણી તણો નહિ પાર, પ્રગટ શ્રી વલ્લભ દેવનાં; હઇડે તે હરખ ન માય, દેવનાં તે દુદુભી વાગીઆં. પુષ્પની વ્રષ્ટિ થાય, પ્રગટ થઈ પ્રાક્રમ કીધાં; હઇડે હરખ ના માય, જીુગ જીુગ જીવો મારા વાલમા. બલીહારી તે માધવદાસ સંપુર્ણ.

## ધોળ ૨૭.

શ્રી લક્ષ્મણ ભટજીને ઘેર એક કુળ દીવોરે, ભલે

પ્રગટ્યા શ્રી વલ્લભરાય એ ઘણું જીવોરે. ૧ આ એમના સુતછે બેઉ અતીશે રૂડારે, જે ન નામે એમને શિષ્ય તે જન કુડારે. ૨ શ્રી અકાંજી કુખે અવતર્યા સુખકારીરે, ગોપીનાથ શ્રી વિઠ્ઠલનાથ એ પર વારીરે. ૩ બળદેવ શ્રી ગોપીનાથજીને જાણોરે, શ્રી કૃષ્ણ શ્રી વિઠ્ઠલનાથ એ પ્ર-જરાણોર. ૪ એ પુરૂષોત્તમને પ્રેમ ધરીને ગાયરે, તેનાં જન્મ જન્મનાં પ્રાશ્ચિત સર્વે જાયરે. ૫ શ્રી વીઠ્ઠલ નાથ-જીને સાત કુંવર સુખ દાતારે, કળીયુગમાં પુષ્ટિ પ્રકાશ એ વિખ્યાતરે. ૬ શ્રી ગીરધરજી ગુણવંત સહુને ગમતારે, જઈ જુવો શ્રીજી નવનીત પ્રીયાજી શું રમતાંરે. ૭ શ્રી મથુરાનાથ મનોર્થ પુરે મનનારે, તમો સમરો શ્રી નટવર લાલ જાય દુઃખ તનન રે. ૮ શ્રી ગોવીંદરાય રસમગ્ન ર-સ ભરી નિર્ખોરે, જેહને મંદીર શ્રી વિઠ્ઠલેશરાય જોઈ જોઈ હર્ખોરે. ૯ શ્રી બાળકૃષ્ણજી કૃપા કરી સુખ આપોરે, શ્રી દ્વારકાંનાથજીનાં રૂપ રૂદ્યામાં સ્થાપોરે. ૧૦ શ્રી બ-ળદેવ શ્રી ગોકુળનાથ શેવા શ્રી ગીરધારીરે, જેણે રાખ્યો માળા પ્રસંગ એ પર વારીરે. ૧૧ શ્રી રઘુનાથજીને જોઈ મનડાં મોહીએરે, જેણ મંદીર શ્રી ગોકુળચંદ્રમાજી સો-હીએરે. ૧૨ શ્રી જદુપતીજી જુગતે જોવા જવારે, શ્રી બાળકૃષ્ણજી કર સુંદીર શેવારે. ૧૩ શ્રી ઘનશ્યામજી પુર-ણ કામ છે ઘણું રશીયારે, શ્રી મદન મોહનજી માહારા-જ માહારે મન વશીયારે. ૧૪ એ શોભા જોઈ હરીદાસ

જાય બલીહારીરે, એ લીલા ગાજો નિત્ય નરન નારીરે. ૧૫ શ્રી લક્ષ્મણ ભટજીને ઘેર એ કુળ દીવોરે. સંપૂર્ણ.

---

## ધોળ. ૨૮

આવને આવ ઉતાવળી, લાલને જોવાને જઈએ; મનડું તે પ્રેમ ભેળીને, આપણ નિર્લજ થઇએ. ૧ નાંહાનડીઓ શ્રી દ્વારકેશજી, માહારે હઇડે વશીઆ; તેઓ નિંદ્રા નહી કરે જોવાના છે રશીયા. ૨ અમીએ ભરી હરીની આંખડી, અતીછે અણીઆળી; સાંમુ જુવોને સુંદરી, લાલે મીઠડી માંડી. ૩ ચંચ જાણે પોપટ તણી, એમના નાકની દાંડી; જાણે પરવાળાં અધર, દીશ એમ રાતડી. ૪ મુસ્તક નવરંગ મોળીઆં, શોભે કમળને વાને; બે પાસ શોભીતા લાલને, મોતી ઝળકેછે કાન. ૫ ઓઢન આછી લોબડી, કોટ કનકની માળા; એક જીભ્યાએ શું કેહુ એમના અંગના ચાળા. ૬ ચિતડું તે માહારૂં ચોરીયું, મોરલીને નાદે; કાળી ધોળી બોલાવતાં, એમને સરવે શાદે. ૭ હેવો કોઈ સાંભળ્યો નથી, નર્ણેરે દીઠો; હીડેછે મોડા મોડ તે, અતી લાગેછે મીઠો. ૮ શનકાદિક શેવે સદા, એનો રશછે રૂડો: ઘરમાં રહી શું કીજીએ, સંસાર છે કુડો. ૯ મનુષ્યદેહ પાંમીને, રૂડુ રતન લીધું; શ્રી ગીરધરલાલ જીવન શું, માહારૂ ચિતજ બાંધુ. ૧૦ જુગ જુગ

જીવો માહારા વાલમો, શેવક સુખકારી; નારાયણ ગુણ રૂપને, જાઉ બલીહારી. ૧૧ આવને આવ ઉતાવળી લાલને જોવાને જઇએ. સંપૂર્ણ.

---

## ધોળ. ૨૯

પોસ નામે શ્રી વિઠ્ઠલનાથજી, હાંરે વાહાલો પ્રગટ્યા શ્રી વલ્લભ દ્વારજો; અમને જોવાની થઈ આતુરી, હાંરે વાહાલે કીધી શેવક સારજો. પોસ નામે. ૧ ત્યારે શ્રી નંદ ઘેર પ્રગટીઆ, હાંરે વાલે પુરા જશોદાજી કોડજો ; રમતા સખા સહુ સાથમાં, હાંરે વાહાલો હરી હળધળની જોડજો. પોસ નામે. ૨ હવે શ્રી વલભ સુત એ થયા, હાંરે વાહાલો શ્રી ગોપીનાથજીના ભ્રાતજો; ગોદ લઇને હુલરાવતાં, હાંરે વાહાલો ધંન્ય શ્રી અકાજી માતજો. પોસ નામે. ૩ એમના સુખની કાંઇ કહી ન શકુ, હાંરે વાહાલો વેદ કેહેછ નિતિજો; શેષ શહસ્ત્ર મુખ ઓચર, હાંરે વાહાલો ધન્ય શ્રી જુમનાજીની રેતિજો. પોસ નામે. ૪ ત્યાંહાંરે વાહાલો ગાયો ચરાવતાં, હાંરે વાહાલો રેમ છે રાસ વિલાસજો; વેણુ વગાડી વાલે વનમાં, હાંરે વાહાલે પુરી શ્રી વ્રજ સુંદરીની આસજો. પોસ નામે. ૫ રાસ બીહારી વ્રજવલભો, હાંરે વાહાલે આપ્યો શ્રી વ્રજમાં વાસજો; કરજોડીને કરૂ વિનંતી, હાંરે વાલો શોભા જુવે

છે હરીદાસજો. ૬ પોસ નામે શ્રી વિઠલનાથજી સંપૂર્ણ.

---

## ધોળ. ૩૦

શ્રી વલભ રાજ કુમાર, તમે કાંઇ કીધુંરે; માહારૂ ચિત વિત ગોકુળનાથ, હરીને લીધુંરે. ૧ ગીરધારીએ ઘેલી કરી, મુને આજ ન ભાવે અંતરે, ધંન કુંવર શ્રી અકાજીએ જોયા; તેથી મોહ્યું માહરૂમન, તમે કાંઇ કીધુરે. ૨ લોભાણુા લોભી રહા ને નંદ કુવર રંગ રેલરે, રસીઆ ઠાકોર ભીમના; માહરી અર્જશુણો અલબેલ, તમે કાંઇ કીધુરે. ૩ સંપૂર્ણ.

---

## ધોળ ૩૧.

આજ સઇઅરેરે વધામણાં, વ્રજ વાગ્યાં નીસાંણ; પ્રગટયા શ્રી વીઠલનાથજી, હવાં કોટી કલ્યાણ. ૧ ચાલની ચાલ ઉતાવળી, લાલને જોવાને જઈએ; તન તપે મન મેલીને, આપણે આનંદ થઇએ. ૨ અમીરે ભરી હરીની આંખડી, નઈણાંછેરે રસાલ; ચરીત્ર કરે મન ભાવતાં, પાલણીએ પોહોડા. ૩ એ તો નીદ્રા નહી કરે, જોવાના છે રસીઆ; માધવદાસના પ્રભુજી, માહારે મન વસીઆ. ૪

---

# ધોળ ૩૨.

આજ માહારે આનંદ ઉરના સમાયજી, પ્રગટ્યા શ્રી વર વલભ સકુમારજી; ભુતળ ભાગ તણો નહી પારજી, દૈવી તે જીવનો કરવા ઉધારજી. ૧ મંદીરમાંહ તે ચોક પુરાયજી, તોરણુ બારણે બંધાયજી; હુંએ કરૂ વીધ વીધના શણગારજી, હરખે તેડાવું તે સઈયરસાથજી. ૨ નાચુ ગાઉ તાળી પાડુ હાથજી, કોને કહું કહું નવ કેહેવાયજી; છબી પરજન રસીક બલજાયજી.

---

# ધોળ ૩૩.

ધનધન દાહાડોરે આજનો, ધન શ્રી ગોકુળ ગામ; ધનધન નંદ જશોમતી, પ્રગટ્યા સુંદરશ્યામ. ધનધન. ૧ શ્રાવણ માસ સોહામણો, નોમી તથમારે નામ; વ્રજમાં ચાલી વધામણી, ખરચ્યા દશ ગણા દામ. ધનધન. ૨ વ્રજમાં પ્રેમરસ ઉલટ્યો, ટાળવા દુનિયાના દોષ; રૂષીને તેડરે રાયજી, જુગત જોવાને જોષ. ધનધન. ૩ આનંદ ઓછવ અતી ઘણો, ગોપીઓ ગાયછે ગીત; માંણેક મોતીને હીરાનાં, આરયાં હીમનાં દાન. ધનધન. ૪ ફુલ્યા ફુલ્યારે સહુ ફરે, ફુલ્યા શ્રી ગોપીરેજન; ફુલ્યા શ્રી જુમના જોઈને, ફુલ્યા શ્રી વ્રંદ્રારેવન. ધનધન. ૫ સુરીનર સ્વપને દેખે નહી, શીવજી સરખારે સંત; બ્રહ્મા નીગમ

જાણે નહી, કોઇએ ન પામેરે અંત. ધનધન. ૬ મોહોટા ભાગ્ય આહીરનાં, શોભા કહી નવ જાય; પ્રેમે પ્રગટચા શ્રી નાથજી, ગુણ માધવદાસ ગાય. ધનધન. ૭

---

## ધોળ. ૩૪

આપણ જઇએરે શ્રી ગોકુળ ગામ સાહેલીરે, શ્રીજીને નિર્ખીએ, જીરે જુવતીનાં જુથ ટોળે મળ્યાં, ગોપી શણ્ગારે નવસત શણગાર; સાહેલીરે. ૧ ગોપી વેગે તે ચાલો ઉતાવળાં, જઈ જોઇરે અનુપમ નાથ; સાહેલીરે. ૨ ગોપી કુંચન થાળરે કર લીએ, માંહી ભરીયારે મુક્તફળ સાર; સાહેલીરે. ૩ માહારૂં મનરે મથુરાં ચિત શ્રી ગોકુળમાં, માહારો જીવડોરે, રહો શ્રીજીની પાસ; સાહેલીરે. ૪ ગોપી ચર્ણ કમળ રજ લૈ રહ્યાં, વાહાલો આપેરે અભેપદ દાન; સાહેલીરે. ૫ ત્હાંહાં તો સાત મંદીર સોહામણાં, ગોપી આવ્યાંરે ઠુકરાણીને ઘાટ; સાહેલીરે. ૬ મથુરાંમાં તે વાજીંત્ર વાગીયા, ગોકુળમાંરે ગડગડીયાં નિશાન; સાહેલીરે. ૭ જાઉ વલ્લભ સુતને વારણે, બલીહારીરે જાય માધવદાસ; સાહેલીરે. શ્રીજીને નિર્ખીએ. ૮

---

## ધોળ ૩૫.

મેરે શ્રી નાથજી પ્યારે, દ્રગનસેં હોજી મત ન્યારે; દ્ર-

ગનસેં હોજુ મત ન્યારે મેરે શ્રી નાથજી પ્યારે. ૧ ગલે જામા દદામીકા, કમર પટકા બદામીકા. ૨ શોરંગી પાઘ શીર સોહીએ, લસત બનમાલ મન મોહીએ. ૩ લગી કોઈ કાનમાં દુતી, તજી મોહ સેજ્યમાં સુતી. ૪ મેરા દીલ લે ગયા આલી, લગી તનમાં તાલાવેલી. મત ભુલ દેખી તન ગોરા, જુગમાં જીવના થોરા. ૬ કઠણહુ મોહકી જવારા, બહુજાતાહે સંસારા. ૭ શદા-વ્રજાદ્વિશજી ગાવે, છબીપર વારણે જાવે. ૮ મેરે શ્રી નાથજી પ્યારે, દ્રગનસેં હોજુ મત ન્યારે.

---

## ધોળ ૩૬.

ચાલો તો શ્રીજી જઇએરે, શ્રી મુખ જોવાને; આવો તો તતપર થઈરે, શ્રીમુખ૦ ૧ મને ઘરમાં લાગછ ઘેહલુરે શ્રીમુખ૦ હુંતો કાંય ન સમજુ પેહેલુંરે, શ્રીમુખ૦ ૨ હુંતો ઘરનો ધંધો ભુલીરે, શ્રીમુખ૦ હુંતો અંગોઅંગે ફુલીરે, શ્રી મુખ૦ ૩ મને ભુખે ભોજન ન ભાવેરે, શ્રીમુખ૦ સેજડીએ નિંદ્રા ન આવેરે, શ્રીમુખ૦ ૪ માહારા મનમાં મનમથ વશીયારે, શ્રીમુખ૦ માહારૂ કામ સકામે ધશીયુંરે, શ્રીમુખ૦ ૫ મોરલીમાં કામણ કીધુંરે, શ્રીમુખ૦ માહારૂ મન હરીને લીધુંરે, શ્રીમુખ૦ ૬ કોઈ નંદજીનો લાલ જોવા ચાલ્યારે, શ્રીમુખ૦ જશોદાજીના જીવન પ્રાણીરે, શ્રીમુ૦

ખ० ૭ હેવા રશીકરાય ગીરધારીરે, શ્રીમુખ० દાસનો દાસ જાય બલીહારીરે, શ્રીમુખ સુંદર જોવાને.

---

## ધોળ ૩૭.

શ્રી નાથજી તે છેલ બીરાજતાજો; ટેક. સખી ચાલો તો જઈએ શ્રીજી શેહેરમાં જો, શ્રી ગોવર્ધન નાથજી બીરાજે લીલા લેહેરજો; શ્રીનાથજી. ૧ પેહેલાં દરસન તે મંગળાનાં હર્ખીઆંજો, માહારા નાથનાં સ્વરૂપ નર્ણું નિર્ખિયાજો; શ્રીનાથજી. ૨ બીજાં દરશનમાં શૃંગાર વાહાલે બહુ ધરાજો, માહારા નાથજીને લક્ષ્મિજી વરચાંજો; શ્રી નાથજી. ૩ ત્રીજા દરસન તે ગ્વાલ બાલ ભોગનાજો, મુખે મોરલીને છડી લીધી છેલમાંજો; શ્રીનાથજી. ૪ ચોથા દરશન તે રૂડા રાજ્ય ભોગનાંજો, વિવિધ ભાતની સામગ્રી સંજોગમાંજો; શ્રીનાથજી. ૫ પાંચમાં દરશન ઉસ્થાપનનાં સાંભળ્યાંજો, શંખ વાગ્યોને વૈશ્નવ થયા ઉતાવળાજો; શ્રી નાથજી. ૬ છઠા દરસન તે ભોગ સંજોગનાજો, વિવિધ અમૃત મેવા ધરા ઉમંગમાંજો; શ્રીનાથજી. ૭ સાતમા દરશન તે આર્તિનાં મન ઠરાંજો, ભીડ ભારીને વૈશ્નવ બહુ મળાજો; શ્રીનાથજી. ૮ આઠમા દરશન તે શેન કરચા શ્રી હરીજો, દરશાન કરીને વૈશ્નવ આનંદ ભરીજો; શ્રીનાથજી. ૯ ચટુલાલ મટુલાલજી જોડેછે જો, ગીરધરલાલજી

બીરાજે લીલા લેહેરમાંજો; શ્રી નાથજી ૧૦ વહુજી ભા-
ભીજી ને બેટીજી માહારાજ છેજો, એમને આઠ દરશન
નો ઘણો ભાવછેજો; શ્રી નાથજી. ૧૧ જે કોઈ ગાય
શીખેને સાંભળજો, તેહનો ચર્ણ કમળમાં વાસછેજો; શ્રી
નાથજી તે છત્ર બીરાજતાજો, એમના દરશન થકી સુખ
થાયછેજો, હરીદાસ તે વલભ ગુણ ગાયછેજો.૧૨

---

## ધોળ ૩૮.

ચાલો સખી નિર્ખીયે નંદ કુમાર, લટકતા આવે હરી
દીન દયાળ; જોજો હરી છેલ છબીલા હરીની ચાલ,
કીએને ચતુરે પડી હરીની ચાખડીરે લોલ. ૧ બેસણાંએ
કંઈ ધરરે મુનીવર ધ્યાન, લોકમાં કાંઇ લખ્યાંરે નાગર
વેલ પાન; ચર્ણ સકોમળ કંકુ વર્ણવાન, કારીગરે કોરીને
ફરતી મેહેલી પાંખડીરેલોલ. ૨ પાંનીયે કંઈ હંસ પોપટને
મોર, મુસ્તક ભમરીને ઉપર બોર; તેની આગળ શોરે
અમારો તોલ, ઝીણી ઝીણી ઘુઘરી શબ્દ કરે ઘણોરે
લોલ. ૩ સાંકળીયું કાંઇ ગાંઠીરે સોના કેરતાર, હીરામાણેક
ગુથ્યા હરીના હાર; કુલેપે ઓછેરા કીધા વાહાલે ભાર,
પીળાંને પચરંગી બીરાજે હરીના કુમતાંરે લોલ. ૪ લંગ
રમા દાં / સુર રત્નને ચંદ, હાથે છે હીરલોને પાંહાંચીયે
નગ; તે તો દેખી માહારૂ મન થાય ઉછરંગ, આંગળીયુંમાં

વીંટી અંગુઠીમાં આરશીરે લોલ. ૫ કાષ્ટના કડકાની કીધી વાહાલે સાર, એટલેને શીદ લીએ હમારી સંભાળ; પોહોળીઆના પુન્ય તણો નહીં પાર, પેહેરીને પધારીયા ગોવાળીયાની ઘેરમાંરે લાલ. ૬ એક એકની શાનમાં સમજી જાય, જેહેને જેવા ભાવ હોય તેવા ગાય; પ્રથમ નીર્ખુ ને પછી લાગું પાય, શ્રીવલભ કુળને નાથે તે સહુને લીધા લેહેરમાંરે લોલ. ૭ ચાલો સખી નિર્ખીયે નંદકુમાર.

---

## ધોળ ૩૯.

શ્રી કાંકરોલી ગામ રળીયામણુંરે, ત્યાંહાં તે બીરાજે શ્રી દ્વારકાંનાથ; પ્રગટ્યા શ્રી વ્રજભુખણુ લાલજી. ૧ફૂરી વાલો શેવક કારજ આવીયારે, ઇછા ધરીને મન સંગાથે લાલ. પ્રગટ્યા. ૨ શ્રી પદમાવતી વહુજીએ લાલજી જનમીઆરે, જુગમાં વર્ત્યા જય જયકાર લાલ. પ્રગટ્યા. ૩ સંવત ૧૮૩૪ માં, ચઇત્ર સુદી ૮ ને સનીવાર લાલ. પ્રગટ્યા. ૪ સહી નક્ષત્ર લગ્ન પુનરવશુરે, પુણી ૭—ઘડી શેષ્ય પ્રમાણ લાલ. પ્રગટ્યા. ૫ લગ્ને બ્રસ્પતિ આવા સહીનારે, ત્રીજે શનિશ્વર તોળાના લાલ. પ્રગટ્યા. ૬ પાંચમે કેતું આવા ધનનારે, આઠે બુધ શુક્રરવી મીનના લાલ. પ્રગટ્યા. ૭ નવમે મંગળ આવ્યા મેશનારે, અગિઆરમે રાહચંદ્ર મૈથુનના લાલ. પ્રગટ્યા. ૮ હેવે ને જોગે વાહા-

લો જનમીઆરે, શ્રી વિઠ્ઠલ વર્સે હર્ખ ન માય લાલ. પ્રગટ્યા. ૯ શ્રી ચારોમતી માજી મન હરખ્યા ઘણુંરે, સહુને દેછે આદરભાવ લાલ. પ્રગટ્યા. ૧૦ બાંધ્યા તોરણ પુર્યા શાથીઆરે, ગુણીજન ગાએ મધુરે ગાન લાલ. પ્રગટ્યા. ૧૧ વૈશ્નવ જુથે જુથ મળ્યાં ઘણાંરે, આવીને વાહાલાને હુલરાવે લાલ. પ્રગટ્યા. ૧૨ કંચન થાળ ભરયા શગ મોતીએરે, આવી વાહાલાને વધાવે લાલ. પ્રગટ્યા. ૧૩ દાસ વલ્લભપર દયા કરોર, રાખો ચર્ણ કમળની છાંય લાલ. પ્રગટ્યા શ્રી વ્રજભુખણ લાલજીરે. ૧૪

## ધોળ ૪૦.

તેડી જાઓ તો હમારાં મન ઠરે, હુંતો જોઉ શ્રી ગોકુળની રીતરે; હુતો જઈ નિર્ખુ શ્રી નાથજી, છે પુર્વ જન્મની પ્રિત્યરે. ૧ ત્યાંહાંતો સાત મંદીર શોભા ઘણી, ભોવન ભોવન વશે વ્રજનાથરે, વશે શ્રી વલભાચાર્યજીના લાડીલા, માહા મ્હોટા મુની વશારે. ૨ શ્રી વ્રંદ્રા તે વન રળીઆમણું, શોભામણાં ઠકરાણી ઘાટરે; સોહામણી વાય વાહાલો વાંશળી, તેતો બળભદ્ર કેરા વીરરે. ૩ શ્રી વ્રંદા તે વનની કુંજમાં એમાં શેના સરજા મોરરે; આમો હેલ કરત નંદા નંદશુ, નર્ણે નિર્ખત નંદકીશોરરે. ૪ હુંતો વ્રહે દર્શનની વ્યાકુળી, જર જીરણ માહારી દેહ; હુંતો

વહુ બેટીઓને પાએ પડુ, નિહાળુ શ્રી મુખ નાગરે. ૫ જેણે નરણે ના નિર્ખા શ્રી નાથજી તેણે શાને ધરી આ દેહરે; જેણે શ્રી ગોવર્ધન જોયા નહી તેનો સુનો ગયો સંસારરે. ૬ જેણે શ્રી વલ્લભકુળ જાણ્યા નથી, તેનો એળે ગયો અવતારરે; ધીક ધીક પડયો આ દેહ, ના નાહ્યો શ્રી જુમનાં નીરરે. ૭ ધન ધન જીવક વ્રજવાશીનું, જેહણે વ્રજમાં તે પુરચા વાસરે; કરજોડીને કરૂ વિનતી બલીહારી ત માધવદાસ. ૮ તેડી જાઓ તો હમારાં મન ઠેર હુંતો જોઉ શ્રી ગોકુળ રીતરે.

---

## ધોળ ૪૧.

શ્રી વલભ પ્રાંણ આધારને નીરખવા ચાલો એ સજનીજી, સ્યાં સ્યાં સુખરે વખાંણુ એના જાંણુ દીવસને રજનીજી; શ્રી ગોવરધન ધરથકી પ્રીત તે હવી ઘણી દેખોજી, નૈણે તે પલક લાગે નહી જાંણુ તે ચત્રુ અલ લેખાંજી. ૧ તે ઉપરસ પર હસી હસી વચન કહ્યાં તે એવાં એવાંજી, જોજો કહ્યાં તે તે કીધાં તે પ્રીતમ અંગીકાર એવાંજી; મોકલી અમો આવી આ જીવ પોતા તણા લેવાજી, પોતે કરીને દેખાડીજી વીવીધ પ્રકારની સેવાજી. ૨ બ્રંમ સંબંધ કરાવીને જીવનો કીધો અંગીકારજી, શ્રી ભાગવત મથનક જોયાંજીરે સબોધનીજી સારજી; શ્રી ગો-

કુળ ફરીને વસાવીયુ સાથ સરેવેને તેડીજી, લીલા કરી તે શી કહું રસના એકે જો પાંમીજી. ૩ દાસ ગોપાળની વીનંતી પરીવાર થીર કરી પાંમીજી, શ્રી વલ્લભ પ્રાણ આધારને નીરખવા ચાલીએ સજનીજી.

## ધોળ ૪૨.

શ્રી ગોકુલ સાસરીએ જાવું, મોહન વરનું આંણુ આવ્યું; લખ્યુ હસ્તતણું ભાવું. શ્રી ગોકુળ. ૧ જાવુંછે લટકેને મટકે, મોહનવર જોઇ જોઈ મન અટકે; પાયે નેપુરીઆ ઠમકે. શ્રી ગોકુળ. ૨ આભ્રણ પેહેર્યા છે અંગે, સખી સહુ શોભેછે સંગે; મોહ્યા મોહોટા મોહન વર રંગે. શ્રી ગોકુળ. ૩ વાહાલોજી જુવેછે વાટો, સખી વેગે વેહેલાં ચાલો, નર્ણા ભરી ભરી પ્રીતમજી નીહાળો. શ્રી ગોકુળ. ૪ સાસરી મુને વાહાલેરી લાગે, ત્યાંહાં માહારી કામ વાસના ભાગે, મોહનવર જોઈ જોઇ રટ લાગે. શ્રી ગોકુળ. ૫ સખી માહારે આ અવસર રૂડો, અચળત શોહાગ્ય પેહેર્યો ચુડો, માહારે શ્રી ગોકુળપતી વર રૂડો. શ્રી. ગોકુળ ૬ અદભુત લેહેરનો રંગ ભારી, શ્રી જમુનાં જળ ભરવી છે ઝારી, મોહનપર વારંવાર વારી. શ્રી ગોકુળ. ૭ શ્રી વલ્લભ નામ સદા રટવું, જાત સજાતીમાં રેહેવું, ચર્ણે શ્રી જી ગોવર્ધન નમવું. શ્રી ગોકુળ સાસરીએ જાવુ. ૮

## ધોળ ૪૩.

શ્રી વલ્લભ કુળને વારીરે શ્રી નાથજી અલબેલા, શ્રી વિઠ્ઠલનાથ વિહારીરે, શ્રીનાથજી૦ ૧ રૂડા એમના સુત છે સાતરે, શ્રીનાથજી૦ કળયુગમાં વેદ વિક્ષાતરે, શ્રીનાથજી૦ શ્રી ગીરધરજી ગુણવંતરે, શ્રીનાથજી૦ શ્રી મથુરાંનાથ નિધાનરે, શ્રીનાથજી૦ ૩ શ્રી ગોવિંદજી રસ રૂપરે, શ્રીનાથજી૦ વિઠલેશ પરમ અનુપરે, શ્રી નાથજી૦ ૪ શ્રી બાળકૃષ્ણજી પ્રતીપાળરે, શ્રીનાથજી૦ શ્રી દ્વારકાનાથજી દયાળરે, શ્રીનાથજી૦ ૫ શ્રી ગોકુળનાથની શોભા સારીરે, શ્રીનાથજી૦ જેણે રાખ્યા ઘેર ગીરધારીરે, શ્રી નાથજી૦ ૬ શ્રી રઘુપતી રૂડા જોઇએરે શ્રીનાથજી૦ શ્રી ગોકુળ ચંદ્રમા સોહીએરે, શ્રી નાથજી૦ ૭ શ્રી જદુપતિજી માહારા જરે, શ્રીનાથજી૦ શ્રી બાળકૃષ્ણજી ગરીબ નિવાજરે, શ્રી નાથજી૦ ૮ ઘનશ્યામજી પુર્ણ કામરે, શ્રીનાથજી૦ શ્રી મદનમોહન સુખ ધામરે, શ્રીનાથજી૦ ૯ સુખ મહીમા નવ કેહેવાયરે, શ્રીનાથજી૦ નટવરજી નવનિધ્યરે, શ્રીનાથજી૦ ૧૦ સહુ શોભીતા શણગારરે, શ્રીનાથજી૦ પાય ઝાંઝરનો ઝમકારરે, શ્રીનાથજી૦ ૧૧ એ નિત્ય નિત્ય લીલા ન્યારીરે, શ્રીનાથજી૦ રૂગનાથદાસ બલીહારીરે, શ્રી નાથજી અલબેલા. ૧૨

---

## ધોળ ૪૪.

શ્રીજી મેરા એસા રશીયા, મુજ બોલાવે ઘડી ઘડી; મોર મુગટ પીતાંબર સોહીએ, બનસી બજાવે વાહાલો ત્યાંહાં બરી. શ્રીજીમેરા. ૧ સબ સખીયનમાં રાસ રચ્યોહે, દરશન દેવે ઘડી ઘડી. શ્રીજીમેરા. ૨ દોડ દોડકુ દરશન જાવે, ઝાપટ વાગે તડાતડી. શ્રીજીમેરા. ૩ ચ્યાર ચોકકો મંદીર બનાયો, આપ બીરાજે વાહાલા છપર તરી. શ્રીજીમેરા. ૪ નંદદાસ પ્રભુકી છબી નિર્ખત, શ્રીજીકે ચર્ણમાં જાય મરી. શ્રીજીમેરા એસા રશીયા મુજ બોલાવે ઘડી ઘડી. ૫

---

## ધોળ ૪૫.

પુરે જોયાંરે માહારા વ્રજના વાહાલા, વ્રજ સુંદરી સંગ મોહ્યારે માહારા વ્રજના વાહાલા. ૧ તમશું શો આશંગોરે, માહારા૦ તમારે બહુ પહંગોરે, માહારા૦ ૨ જ્યાંહાં જાઓ ત્યાંહાં સુખીઆરે, માહારા૦ વેદ પુરાણે લખીઆરે, માહારા૦ ૩ ઉત્તમ કુળ અધીકારીરે, માહારા૦ સુંદીર વર ગીરધારીરે, માહારા૦ ૪ પેહેલે એમ ક્યાંહાં કીધુંરે, માહારા૦ સર્વસ્ત હમારૂ લીધુંરે, માહારા૦ ૫ શોક્યને સાઠ્ઠું દીધુરે, માહારા૦ એવું કામણ હમને કી-

ધુરે, માહારા૦ ૬ શરદ નિશા અજવાળીરે, માહારા૦ ગોપી રાસ રમાડીરે, માહારા૦ ૭ હશી ધશી લાજ છોડાવીરે, માહારા૦ ગોકુળમાં અસવારીરે, માહારા૦ ૮ શ્યામનીજી સુખકારીરે, માહારા૦ માધવદાસ બલીહારીરે, માહારા૦ ૯ પુરે પ્રેમે જોયારે માહારા વ્રજના વાહાલા.

---

## ધોળ ૪૬.

વંદ્રાવનનારે ચંદ્રમા, આજ માહારે આનંદ અતી ઘણો, પ્રગટયા શ્રી વીઠલનાથકે, વંદ્રાવનનારે ચંદ્રમા. ૧ માગશર માસ સાહામણો, નોમીનો દીનકે; વંદ્રા. ૨ કૃશ્નપક્ષ બાડે ઉદે હવા, ગોકુળ માંહેરે રત્ન. વંદ્રા. ૩ જુવતીનાં જુથ ટોળે મળાં, સજીયા નવસત સણગાર કે વંદ્રા. ૪ પેહેરણ નવરંગી ચુંદડી, ચાલે ગજ ગતી ચાલકે. વંદ્રા. ૫ કનક થાળરે કરગ્રહી, માંહે મુક્તાફળ સારકે. વંદ્રા. ૬ ગાતાં મંગળ ધોળ સોહામણાં, આવ્યાં શ્રી અંકાજીને દ્વારકે. વંદ્રા. ૭ શ્રી વીઠલ વર મોતીએ વધાવીયા, આનંદ અંગ ન માયકે. વંદ્રા. ૮ તીલક કરે ને વધાવે પ્રેમશુ, ગાય શ્રી ગોકુળપતીનુ ગીત. વંદ્રા. ૯ શ્રી જશોદાજીના જીવણ લાડીલા, શ્રી અંકાજીના કુંવર કોડામણા; જુવતીના જીવણ પ્રાણ. વંદ્રા. ૧૦ જસોદાજીના જીવન કાહાનકે, રંગી લાભી ન લે વાનકે, વંદ્રા. ૧૧ કુંડળ

ઝળકે બેહુ કાનમાં, રવીશસી કોટી સમાન. વંદ્રા. ૧૨ શીરપર કુલેહની પાગકે કુલ્યો નવરંગી બાગ કે રતીપતી માહ્ના અનુરાગ કે. વંદ્રા. ૧૩ તોરણ બાંધ્યારે બારણે, તોડે ટઉકેછે મોરકે; બોલે હળધર વીરકે. વંદ્રા. ૧૪ પ્રાત સમેરે માંહી ધુમતાં, ધુમે ધમકેછે પ્રાત; કંકણ ખલકેછે હાથકે, વાજીંત્ર વા બહુ ભાતકે. વંદ્રા. ૧૫ જુગ જુગ જીવો માહારો વાહ્નાલમો, બલીહારી માધવદાસ કે. વંદ્રા વનનારે ચંદ્રમા. ૧૬

---

## ધોળ ૪૭.

શ્રી વલ્લભ સુતને નિર્ખોરે, માહારા શ્રીજીના વાહાલા; સુંદીર જોવા સરખારે માહારા શ્રીજીના વાહાલા. ૧ વેદ પુરાણે લખીઆરે, માહારા૦ જ્યાંહાં જાઓ ત્યાંહાં સુખીઆરે, માહારા૦ ૨ શ્રી જુમનાજીની તીરેરે, માહારા. વસ્ત્ર હર્યા હળધરવીરેરે, માહારા૦ ૩ શ્રી વંદ્રાવનનીવાટેરે, માહારા૦ મહી લુટયાં શા માટેરે, માહારા૦ ૪ સોળ સહસ્ત્ર દેર નારીરે, માહારા૦ તોએ કેહેવાયા બ્રહ્મચારીરે, માહારા૦ શ્રી ગોવર્ધન ગીરધારીરે, માહારા૦ માધવદાસ બલીહારીરે, માહારા વ્રજના વાહાલા. ૬

---

## ધોળ ૪૮.

શ્રી ઠુકરાણી ધાટ શોભામણાંરે છોકરો લેકેછે દ્વારરે,

માહારૂ ગોકુળ રળીયામણુંરે ૧ શ્રી વલ્લભ વંશ બીરાજ તારે, શ્રી વીઠલનાથજીનો સાથરે. માહારૂ. ૨ ગુણ નિધી શ્રી ગોપીનાથજીરે, હળધરનો અવતારરે. માહારૂ. ૩ ગુણનિધિ વીઠલનાથજીરે, શ્રી કૃષ્ણ તણો અવતારરે મા-હારૂ. ૪ શ્રી રૂક્ષ્મણી વહુજીના કંથરે, શ્રી પદમાવતી વહુના કંથરે. માહારૂ. ૫ ગુણવંતા શ્રી ગીરધરલાલજીરે, શ્રી ભામનીજી વહુના કંથરે. માહારૂ. ૬ ગુણવંતા શ્રી ગોવીંદરાયજીરે, શ્રી રાણીજી વહુજીના કંથરે. માહારૂ. ૭ ગુણવંતા શ્રી બાળકૃષ્ણજીરે શ્રી કમળાવતી વહુજીના કંથરે. માહારૂ. ૮ ગુણવંતા શ્રી ગોકુળનાથજીરે, શ્રી પારવતી વહુજીના કંથરે. માહારૂ. ૯ અજીતને જિતી વળ્યારે, રાખ્યો માળાનો ધર્મરે. માહારૂ. ૧૦ ગુણવંતા શ્રી રઘુનાથજીરે, શ્રી જાનકીજી વહુજીના કંથરે. માહારૂ. ૧૧ ગુણવંતા શ્રી જદુનાથજીરે, શ્રી મહારાણી વહુજીના કંથરે. માહારૂ. ૧૨ ગુણવંતા શ્રી ઘનશ્યામજીરે, શ્રી કૃષ્ણાવતી વહુજીના કંથરે. માહારૂ. ૧૩ લક્ષ્મી સતભામા બેહુરે, અચ્રજની અનુહારરે. માહારૂ. ૧૪ શ્રી નવ નિત્ય પ્રિયાજીને રીઝવારે, શેવા વિવિધ પ્રકારરે. ૧૫ શોભ્યા યમુનાં કમળા દેવકીરે, જેને સાત બંધુ સોહાગરે. માહારૂ ૧૬ શ્રી ગોકુળથી શ્રીજી પધારીયારે, ચઢવો શ્રી ગોવરધન ટેકરે. માહારૂ. ૧૭ સઢમાં શ્રીજી પધારીયારે, આપે શ્રી ગોવરધન નાથરે. માહારૂ. ૧૮ શ્રીજીની શે-

વામાં સોંપીયારે, સાત કુંવરની જોડરે. માહારૂ. ૧૯ ભોગ ધરાવે શ્રીજીને ભાવતારે, શ્રી જમુના જળ ઝારી હાથરે. માહારૂ. ૨૦ આચમન કરાવી બીડાં ધરયાંરે, આરતી ઉતારે વ્રજનાથરે. માહારૂ. ૨૧ દર્પણ ધરે મન મોદશુંરે, માળા પહેરાવે હાથરે. માહારૂ. ૨૨ બનશીબટના ચોક માંરે, માહારે વાહાલે કરયો વેણું નાદરે. માહારૂ. ૨૩ રમવું રાધાજીના રાસમાંરે, તોળી ગોવરધન હાથરે. માહારૂ. ૨૪ કરજોડીને કરૂ વિનતીરે નમી નમી દંડવ્રત થાયરે. માહારૂ. ૨૫ માધવદાસની વિનતીરે, આપો શ્રી ગોકુળ વાસરે. માહારૂ શ્રી ગોકુળ રળિયામણુંરે. ૨૬

---

## ધોળ ૪૯.

ધન્ય કાંકરોલી ગામરે, વાહાલો વસે વ્રજના ધણીરે; ધન્ય કાંકરોલી ગામરે, દ્વારકાં નાથની શોભા ઘણીરે ૧. ધન્ય કાંકરોલી ગામરે, પુરૂશોત્તમ શેવા કરેરે; ધન્ય કાંકરોલી ગામરે, રળીઆમણો રાય સાગરરે. ૨ ધન્યકાંકરોલી ગામરે, દુનીઆ દરશન જાયછેરે; ધન્ય કાંકરોલી ગામરે, માનુની મંગળ ગાયછેરે. ૩ ધન્ય કાંકરોલી ગામરે. આનંદ ઓછવ થાયછેરે; ધન્ય કાંકરોલી ગામરે. જે જીવ શર્ણે જાયછેરે. ૪ ધન્ય કાંકરોલી ગામરે, તેહેનું જીવતર સફળ થાયછેરે; ધન્ય કાંકરોલી ગામરે, માધવદાસ ગાયછેરે. ૫

ધન્ય કાંકરોલી ગામરે વાહાલો વસે વ્રજના ધણીરે.

---

## ધોળ ૫૦.

ઓ વાહાલાજી ઉભલા રોહોને રંગ રશીયાજી, મુજને મળવાનું કહોને રંગ રશીયાજી; વાહાલાજી માહારા વશ કરીનેરે મુકો, ચતુર થઇ શું ચુકોરે રંગ રશીયાજી. ૧ વાહાલાજી માહારા કામણીઆં મુને કીધાં, માહારાં ચીત ચોરી લીધાંરે, રંગ રશીયાજી. ૨ વાહાલાજી માહારા અબળા માણસ તે શું કરીએ, સાસરીયાંથી ડરીએરે. રંગ રશીયાજી. ૩ વાહાલાજી માહારા ગઈતી જમુનાંજીને ઘાટે, ગીરધારી મળીયા વાટેરે. રંગ રશીયાજી.૪ વાહાલાજી માહારા કાળ નણદલ હુતી સાથે, બેઢાંનો ભાર માથેરે. રંગ રશીયાજી. ૫ વાહાલાજી માહારા તે માટે નવરે બોલાયાં, તમ સામુ નવ જોવાયાંરે. રંગ રશીયાજી. ૬ વાહાલાજી માહારા રશીયા તે સારૂં, ના જાણ્યું દુઃખ માહારૂં રે. રંગ રશીયાજી. ૭ વાહાલાજી માહારા સુખ મરડીને રહ્યાછો, નિર્દય શું થયાછોરે રંગ રશીયાજી. ૮ વાહાલાજી માહારા દર્દ હમારૂંજો જાણો, દયા મન આણોરે. રંગ રશીયાજી. ૯ વાહાલાજી માહારા રાત દીવશને રેહેણી, ના જાણું મૃગા નેણીરે રંગ રશીયાજી. ૧૦ વાહાલાજી માહારા કોહોના આગળ વાત કહીએ, સહુકોનાં મેહેણાં સહીએરે. રંગ રશીયાજી. ૧૧ વાહાલાજી માહારા સહુકો

કાનુડાની કેહેછે, હવે તો દમો દેછેરે. રંગ રશીયાજી. ૧૨ વાહાલાજી માહારા બીક રાખુ હવે કોહોની, નથી વાત છેડર્તીરે. રંગ રશીયાજી. ૧૩ વાહાલાજી માહારા વચન આપુ તે લ્યો કરમાં, ચાલો તો રાખુ ઘરમાંરે, રંગ રશીયાજી. ૧૪ વાહાલાજી મહારા ખાજાં જલેબી ને લાડું, જમો તો થાય ટાડુંરે. રંગ રશીયાજી. ૧૫ વાહાલાજી માહારા સામગ્રી સરસ બનાવી, મુખ આગળ ધરાવીરે. રંગ રશીયાજી. ૧૬ વાહાલાજી માહારા જે જોઇએ તે કેહેજો, મીઠા મેવા લેજોરે. રંગ રશીયાજી. ૧૭ વાહાલાજી માહારા હરીદાસને હરી કેહેજો, ઉત્તર હમને દેજોરે. રંગ રશીયાજી. ૧૮

## ધોળ ૫૧.

તમને સુંપેલાછે પ્રાંણરે હો છબીલીજી, પ્યારીરે તુંતો જોની હું સરીરે શુકાયો; તુજ રૂપમાં લોભાયોરે હો છબીલીજી. ૧ પ્યારીરે મુજને તુજ વીના અન્ન ન ભાવે, નિંદ્રા નવ આવરે હો છબીલીજી. ૨ પ્યારીરે તાહારે નિત્ય નોહોતાં દરશન દેવાં, ચીત નોહોતાં હરી લેવાંરે. હો છબીલીજી. ૩ પ્યારીરે હુંતો અરજ કરૂં એવી, જયાંહાં ... હાં તું જેવીરે. હો છબીલીજી. ૪ પ્યારીરે તાહારી ... તુજ માટે આવું, સાથે કોને લાવુંરે. હો છબીલ... પ્યારીરે તુંતો હરીદાસ હરીને કેહેજે, ઉત્તર હમ... હો છબીલીજી. ૬

## ધોળ પર.

શ્રી દ્વારકાંનાથજીને લાગુ પાયકે, મતી દીજો ભલીરે લોલ; શ્રી બાળકૃષ્ણજીનો જન્મ પવિત્ર તે ગઈએ સહુ મળીરે લોલ.૧ સંવત સોળસેહેને ખટકે કૃષ્ણ સહીરે લોલ, આસો માસો નંદ કુમાર કે, ફરી પ્રગટચા મહીરે લોલ. ૨ રાણી રૂક્ષમણી માતને કુખકે, લાલજી પ્રગટીયારે લોલ; શ્રી વિઠ્ઠલનાથજી દેછે દાનકે, જાચક સહુ હરખીયા[illegible] લોલ. ૩ સાંભળી આણંદ નરને નાર કે, સહુ મળીયારે લોલ; કાંધે દધીનાં શીકાં ધરચાં કે, સહુ મન ભાવીઆરે લોલ. ૪ શ્રી વલભ રાજકુમારને ઘેર કે, દધી કાદો મચ્યોરે લોલ; શ્રી વિઠ્ઠલનાથજીને ત્યાંય કે, બધાઈનો રંગ રચ્યોરે લોલ. ૫ એક એક નરને એક એક નારકે, હાથ તાળી દીએરે લોલ; નાચે ગાવે ઓછવ થાયકે, સહુ જે જે કેહેરે લોલ. ૬ નાચે ઢાડી સુફળે સુજાનકે, ઝાંઝ લેઈ હાથમાંરે લોલ; વાગે ઝાંઝ મૃદંગ ઉપંગકે, કવીતા કરી તાળમાંરે લોલ. ૭ ગાવે વૈશ્નવ જન નર નારકે, ધોળ પ્રગટચા તણાંરે લોલ; લુટાવે શ્રી વલભ નંદ ઉદારકે, મિ- ... મોદકા ઘણાંરે લોલ. ૮ શ્રી ગીરધરજી પ્રફુલીત ગોવીંદ હરખીઆરે લોલ; આવી દેવ બેશી વૈમા- ... કુમ બહુ વરખીઆંરે લોલ. ૯ આવ્યા જોશી ... વિણકે, લાલ પ્રગટચા સુણીરે લોલ; એમને ખટ ...યા એકકે, એક કેહેછે સુનારે લોલ. ૧૦ આવ્યા

ગર્ગાદિક માહા મુન્યકે, ધુની કેહે વેદનીરે લોલ, શ્રી ગોસ્વામી કરી પરમઉદારકે, આપી વધામણીરે લોલ. ૧૧ આવી ગોકુળની સહુ નારકે, ઝુંડે ઝુંડે મળીરે લોલ; જોયા શ્રીમુખ શ્યામ સ્વરૂપકે, આશિષ્ય દે સહુરે લોલ, ૧૨ ચિરંજીવો શ્રી વિઠલરાજકુમારકે, ભક્ત શીર ગાજ-જોરે લોલ; પ્રભુજી શેવા કરજો નિત્યકે, ગોકુળમાંહી માહાલજોરે લોલ. ૧૩ અવીચળ ચપળતા રેહેજો નિત્યકે, ભક્ત હુલરાવજોરે લોલ, હું છું ચર્ણ શેવકનો દાસકે; કૃપણ પાપી ઘણોરે લોલ. ૧૪ રાખો ચર્ણકમળની પાસકે,બરદ છે તમતણુંરે લોલ; બલીહારી જાય માધવદાસકે, દોષ નીવારજોરે લોલ.

---

## ધોળ ૫૩

વર્ણવું શ્રી વંદ્રાવન સુખ ધામકે, શોભા ત્યાંહાં ઘણીરે લોલ; જમુનાં નીર વહે ગંભીર કે, ગોવર્ધન ગીરીરે લોલ. ૧ બનશીબટ સુંદીર ઘનઘોર કે નીજકુંજ છબી શી કહુંરે લોલ; કુલ્યાં ભાર અઢારે દ્રુમકે, નામ પણ શું કહુંરે લોલ. ૨ કુલ્યો ચંપોને કચનાર કે, કમળને કેતકીરે લોલ; કુલી ગુલ ગાટી ગુલબાસ કે, ચંબેલી માલતીરે લોલ. ૩ ત્યાંહાં ઘનશ્યામ ચરાવે ધેનું કે, બજાવે વાંસળીરે લોલ; સ્વર સુણી ગોકુળની વ્રજનારી, ચીતડેથી ચળીરે લોલ. ૪ કીધા અવળ સવળ શણગાર કે, સહુ ટોળે મળીરે

લોલ; ચાલી સહુ સખીઓ મળી સાથ કે, સુખ ખભુ ખાન ટળીરે લોલ. ૫ આવી વંદ્રાવન સુખ ધામ કે, જ્યાંહાં ઉભા હરીરે લોલ; કટીપર કર મુક્યો વ્રજ નાથ કે, અધર મોરલી ધરીરે લોલ. ૬ હેવી છબી જોઈને વ્રજ નાથ કે, ઘણી થઈ આતુરીરે લોલ; કીધા હાવભાવ સનમાન, વધારી ચાતુરીરે લોલ. ૭ સુંદીરશ્યામ હરી કર ઝાલો, ગયા મળી કુંજમાંરે લોલ; મચ્યો ત્યાંહાં રાસ બીલાસ અનેક, રતી સુખ રંગમાંરે લોલ. હેવી લીલા અપરંપાર કે, નહી ગાઈ શકુરે લોલ; બદરી કેહે શું ગાઉકે, માહા ગતી મંદછુરે લોલ. ૯ વરણવું શ્રી વંદ્રાવન સુખ ધામ કે, શોભા ત્યાંહાં ઘણીરે લોલ.

---

## ધોળ ૫૪

કાંકરોલી ગામનારે વાશી, તેહેતો વાહાલા મુજને કીધીછે દાશી. ૧ પુર્વ જન્મનારે પ્રિત્યે, ત રશ માણુંછું રંગ રીત્યે. ૨ નિર્ભે થઈનેરે નાચ્યું; જ્યારે શ્રી વ્રજભુષણને જાચ્યું. ૩ એ વિના સર્વેરે કાચું, નિગમ કેહેછે એછે સાચું. ૪ દયા કરી છેરે દયાળ, કૃપા કરી પ્રભુ જીવપર ભાળે. ૫ માહાસુખ પામ્યાંરે જોતાં, હવે માહારાં ભટકણ ભાગ્યાં ગોથાં. ૬ તર્યાનું ઠેકાણુંરે એછે, દાસ મનોર નિર્ખી કેહેછે. ૭ કાંકરોલી ગામનારે વાશી.

---

## ધોળ ૫૫.

એમ આવ્યાં તમારે આશરે અલબેલાજી, હવે શું કરીએ જઈ સાસરે અલબેલાજી. ૧ ફેરા તણું ફળ એ મળ્યું અલબેલાજી, મન ગમતું મુજને મળ્યું અલબેલાજી. ૨ હીરલો લાગ્યો હાથમાં અલબેલાજી, તમો શોભો સહીયર સાથમાં અલબેલાજી. ૩ તમારૂં શામળું અંગ અડશો માં અલબેલાજી, ગુણવંતીને લાંછન લગાડો માં અલબેલાજી. જો જાણશે માહારી માવડી અલબેલાજી, કોની સાથે પ્રિતપછે એવડી અલબેલાજી. ૫ એમે કાજળ આંખમાં આંજશું અલબેલાજી, તમો નેણાંની ચોટ નાંખો માં અલબેલાજી. ૬ હુંતો દાણ નહી આપું દોકડો અલબેલાજી, એમે જવાબ આપીશું રોકડો અલબેલાજી. ૭ હું બીવરાવી બીહીતી નથી અલબેલાજી, હું ઓશીયાળી કોઈની નથી અલબેલાજી. ૮ હું ઓશીયાળી પ્રભુ તમ તણી અલબેલાજી, શ્રી વલ્લભના સ્વામી તમો છો ધણી અલબેલાજી. ૯ એમે આવ્યાં તમારે આશરે અલબેલાજી.

---

## ધોળ ૫૬.

વનમાં વાજેરે વાંસળી, માહારે મંદીરીએ સંભળાય. વનમાં. ૧ મોહ સઉ પાંમીરે સોહામણી, જીવડો આકુળ

વ્યાકુળ થાય. વનમાં.૨ વેગે ચાલીરે વીનતા, મેહેતો ઘરમાં નવ રેહેવાય. વનમાં. ૩ દેહની દશારે વિસરી, અંગે આભુષણ બદલાય. વનમાં. ૪ ભોજન ભોજનથીરે ભામની, ચાલી કામ કરી ઘર તાજ. વનમાં. ૫ સાસરૂ મહીયરરે મેહેલીયું, લોપી લોકડીઆની લાજ. વનમાં. ૬ વન સહુ આવીરે ગોપીયો, નાર્યું નિરખ્યા શ્યામ શરીર. વનમાં. ૭ રૂગનાથ હરખ્યોરે હઈએ, ઘણી સુંદીર જમનાં કેરી તીર. વનમાં વાગેરે વાંસળી, માહારે મંદીરીએ સંભળાય. ૮

---

# ધોળ ૫૭.

વાંકે અંબોડે શ્રી નાથજીને, સુંદર શ્યામ સ્વરૂપ; શ્રી વલભ સુત શેવા કરે, એ શ્રી ગોકુળના ભુપ. પાઘ બાંધે વાહાલા જરકશી, ને સુંદર વાઘા સાર; પટકા તે છે પંચરંગના, સજ્યા તે સોળ શણગાર. કેસરી તીલક શોભામણાં, નાશીકા વિશ્વાધાર; ચીંબુકની અતી કાંતી છે, કંઠે મોતીના હાર. ૩ હડબચીએ હીરેલા જગમગે, એહના તેજ તણો નહી પાર; અધરબીંબ એ રશીકછે, ઝ કે ત જોત્ય પ્રકાશ. ૪ બાંહે બાજુબંધ બેહેરખા, હરીના એટળીઆળા કેશ; નિરખોને વળી નિરખશું, એનો પાર ન પામે શેષ. ૫ ડાબી બાજુએ ગીરીવર ધર્યો, જમણે કટી મધ્ય ભાગ; કૃપા કરો શ્રી નાથજી, માહારાં

હઇડાં ટાઢાડાં થાય. ૬ પાએ ઘુઘરી રણઝણે, મોજડીએ મોતીની હાસ્ય; કૃપા કરો શ્રી નાથજી, બલીહારી માધવદાસ. ૭ માધવદાસ કેહે હરી, માહારૂં માગ્યું આપો માહારાજ; વળી વળી કરૂં વીનતી, મુને દેજો વ્રજમાં વાસ. ૮ વાંકે અંબોડે શ્રી નાથજી, શુંદર શ્યામસ્વરૂપ.

---

## ધોળ ૫૮.

હું બલીહારી તૈલંગકુળ દીપક, શ્રી લક્ષ્મણ તાતનેરે લોલ; જે કુળ પ્રગટ્યા શ્રી વલભદેવ, જક્ત હિત કારણેરે લોલ. ૧ માધો માસ કૃષ્ણ એકાદશી, ભર વૈશાકનીરે લોલ, પ્રગટ્ય ધર્યું અગ્નિ મધ્ય કે, અગ્નિ રૂપ સહીરે લોલ. ૨ સંવત પંદરેશે પાંત્રીશ કે, વાર રવી ખરોરે લોલ; સર્વે સરીયાં શેવકનાં કાજ કે, વ્રજ જન આવી મળ્યોરે લોલ; જીવને આપ્યાં દાન અનેક કે, વાર નવ લાગી લોલ. ૩ પુષ્ટી માર્ગ ચાલ્યો મરજાદ કે, મર્યાદા ઘણીરે ક્ષણુરે લોલ. ૪ જગતને દ્રઢ કરવાને કાજ કે, શ્રીજી આવી મળ્યારે લોલ; વાક્ય કહ્યું શ્રી કૃષ્નની પ્રત્ય કે, બેહુ એકાંતે મળ્યારે લોલ. ૫ જીવ હેત રાખ્યો નિર્ધારકે, લઈ ચર્ણે ધરોરે લોલ; લાવી સોંપ હમારા ચર્ણ કે, દ્રઢ રાખશુંરે લોલ. ૬ હેવાં વચન સુણીને હશીયા કે, જીવને દયા કરીરે લોલ; નિશ્ચે વચન કહ્યાં પ્રમાણ કે, ત્રણવાર ફરી ફરીરે લોલ. ૭ પછી વીચાર્યું દિન દયાળ કે, ત્યાંહાં

હરશાંની સહીરે લોલ; પુછવા લાગ્યા દીન દયાળ કે, કહો કછુ કાંહાં શુનીરે લોલ. ૮ ત્યારે શિષ્ય નમાવ્યું નાથ કે, હું સમજ્યો નહીરે લોલ; કૃપાનાથે કૃપા કરી કહ્યું કે, સાંભળ દ્રઢ કરીરે લોલ. ૯ ભક્તજન ઉપર દયા ઘણેરી કે, હરશાનીએ લહ્યુંરે લોલ; ભક્તને આપ્યાં દાન અનેક કે, મન આનંદ ઘણોરે લોલ. ૧૦ વાહાલે ઓધાર્યા જીવ અનેક કે, જુગ વિસ્તારેનેરે લોલ; પ્રથમ હરી હળધર પ્રગટ્યા કે, રચના શી કહુંરે લલ. ૧૧ માયાવાદ ટાળ્યો ભાર કે, પ્રભુ સમર્થ સહીરે લાલ; ત્યાંહાંથી આગળ ચાલ્યો વિસ્તાર કે, સાત મધ્યે રત્ન મણીરે લોલ. ૧૨ વ્રજનો જીવણુ એ વિશ્રામ કે, શ્રી ગોકુળનાથ ધણીરે લોલ; જેણે જીત્યા ખળ પાખંડ કે, શાહા જાંહાંગીર સહીરે લોલ. ૧૩ આપી ગજ મુક્તાની માળ કે, પ્રભુ રાખે નહીરે લોલ; લેઇને સોંપી શ્રી જુમનાં મધ્ય કે, જુમનાં એ હાથે ગ્રહીરે લોલ. ૧૪ ત્યારે કહી જાંહાંગીરને વાત કે, શાહા માની સહીરે લોલ; માળા દેજો હમારી નાથ કે બદલે ફરી કરૂરે લોલ. ૧૫ શાહાને લેઈ બેઠા પ્રભુ નાવ કે, રૂપ જુમનાંએ ધર્યુંરે લોલ; માળા આપી તતક્ષણ હાથ કે, શાહા રીઝો ઘણુંરે લોલ. ૧૬ એ સુખ નીર્ખિ શ્રી વલ્લભદાસ કે, મન આણંદ ઘણોરે લોલ; હું બલીહારી તેલંગ કુળ દીપક કે, શ્રી લક્ષ્મણ તાતેનેરે લોલ.

---

# ધોળ ૫૯.

હું બલીહારી તૈલંગ કુળ દીપક કે, શ્રી લક્ષમણ તાતનેરે લોલ; એ કુળ પ્રગટ્યા શ્રી વલ્લભનાથ કે, જગત હિત કારણેરે લોલ. ૧ એમના બેઉ સુત પર્મ કૃપાળ કે, ચતુર શીરોમણીરે લોલ; શ્રી ગોપીનાથ શ્રી વિઠ્ઠલનાથકે, હમ શીર એ ધણીરે લોલ. ૨ તે શ્રી વિઠ્ઠલનાથને સાત કે, કુંવર પ્રગટ્યા સહીરે લોલ; જાણીએ પોતે સાત સ્વરૂપ કે, ધરીને પ્રગટ્યા મહીરે લોલ. ૩ શ્રી ગીરધારીજી પરમ સુશીળ કે, સુભટ અતી શોભીતારે લોલ; શ્રી ગોવીંદરાય તણો મુખચંદ્ર કે, ભક્ત જન લોભતારે લોલ. ૪ શ્રી બાળકૃષ્ણજીનાં અતીશયનીલ કે, ચર્ણ ચિતલાવીએરે લોલ; શ્રીગોકુળનાથજીના ચર્ણની કેણુકે, જગતમાં કાહાવીએરે લાલ. ૫ ચતુર શીરોમણી શ્રી રઘુનાથ કે, તેહના ગુણ ગાઇએરે લાલ; શ્રી જદુપતી નાથના ચર્ણ સરોજ કે, તેમ દુર્લભ ધારીએરે લાલ. ૬ સાસથ વેદ તણો નહી વર્ણત કે, ગુણ ઘનશ્યામનારે લાલ; રાખો ચર્ણ કમળની છાંય કે, એછે કામનારે લાલ. ૭ સાત સ્વરૂપ તણો નિજવંશ કે, જગતમાં બીરાજજોરે લાલ; સકળ સ્વરૂપના ચર્ણની રેણુકે, અમશીર ગાજજોરે લાલ. ૮ એ શ્રી વલ્લભના નિજવંશ કે, જગત હિત કારણેરે લાલ;શ્રી વ્રજભુષ જોઈ મુખચંદ્ર કે, જાય વારણેરે લાલ, ૯ હું બલાહારી તૈલંગ કુળદીપક.

## ધોળ ૬૦

શ્રી વલ્લભ સુત વાહાલા લાગો, કે તેથી ભય સઘળો ભાગો; સુકીત સેજે શું જાગો, શ્રી વલ્લભ. ૧ પ્રગટ્યા શ્રી પુરૂષોત્તમ પોતે, દ્વિજ સુદીરવર મનશુંતે; દેવી પ્રગટ થયા જોતે, શ્રી વલ્લભ. ૨ સાત કુંવર કહીએ તેવા, સ્વરૂપની સોંપી છે શેવા; જીવને દાન ઘણાં દેવા, શ્રી વલ્લભ. ૩ શેવક જન પુષ્ટીમાં પાળ્યા, અળગા અથડાતા ટાળ્યા; સમર્પણ સુખ વાટે વાળ્યા, શ્રી વલ્લભ.૪ ચોરાશી ચર્ણે કીધા, અષ્ટસ્થાપી આધા લીધા; ભગવદ રસ ભાવે કીધા, શ્રી વલ્લભ. ૫ જે જન હરીચર્ણે રેહેશે, નિર્મળ જીમનાજી નાહાશે; અખંડ વ્રજવાશી થાશે, શ્રી વલ્લભ. ૬ શેવક જન હરીના દાસ કહીએ, ધ્યાન સદા એમનું ધરીએ; આપણ શ્રી ગોપીનાથજીને ગમીએ, શ્રી વલ્લભ સુત વાહાલા લાગો. ૭

---

## ધોળ ૬૧.

આનંદ સાગર ઉલટો સખી આજ માહારૂં મન મોહ્યુંરે, અંગો અંગે ફુલ્યાં અતી ઘણાં; સખી કહ્યાં તે કોનાં નવ જાયરે. ટેક; ભલે પ્રગટ્યારે, ભલે પ્રગટ્યારે શ્રી ગોકુળનાથ, શ્રી વિઠ્ઠલનાથ દો હેલી હરીને વધામણાં. ૧ બાવનચંદન બહુ વળી, વચે ચોક નવલી જાતરે;

પાછળ ફરતાં ફુલડાં; વચે વેલડીની જાતરે; સિંહાસનરે સિંહાસનરે. મેહેલો ઢળકતા હાથ, લટકતા હાથ; દો હેલી હરીને વધાંમણાં. ૨ બહુ રત્ન મુલહીરે જડ્યાં, મોતીડે પુરી થાળરે, કુમકુમ ભરાંરે કચોળડાં; મહી પુષ્પ કેરી માળરે, સોવાશણરે. સોવાશણરે, ગાય મંગળ ચાર; ગીત રશાળ, દો હેલી હરીને વધાંમણાં. ૩ ઓછવ ઉપનો અતી ઘણો, સખી આંગણીએ નવરંગરે; વાજીત્ર વાગે અ-વાજ્ઞાં, સખી ઢોલ ભેર મૃદંગરે. આજ મન ઉપનોરે, મન ઉપન્યોરે સખી અતી આનંદ; દો હેલી હરીને વધાંમણાં.૪ પ્રિત્યે પ્રભુજી નિર્ખ્યા,શ્રીગોકુળપતી માહારાજરે. હરીદાસ કેહે માહારા મનતણા, પોહાત્યા મનોરથ આજરે. હવે સરીઆંરે, હવે સરીઆંરે શેવકનાં કાજ; વૈશ્નવનાં કાજ, દો હેલી હરીને વધામણાં. ૫ આણંદ સાગર ઉલટ્યો સ-ખી આજ માહારૂં મન મોહ્યુંરે.

---

## ધોળ ૬૨.

શ્રી ગોકુળ ગામને ગાંદરે સાહેલીરે, આશા ઝાકમઝાળ ગોંસાઈજી ગોકુળમાં પધારીઆ સાહેલીરે. ૧ મંડપછાયો મોગરે સાહેલીરે, તોરણનાછે મોર. ગોંસાઈજી. ૨ ચોક ચિત્રામણ અતીઘણાં સાહેલીરે, ઘેર ઘેર કદળીના સ્થંભ. ગોંસાંઈજી. ૩ ઘેર ઘેર મંદીર ઉઘડ્યાં સાહેલીરે, ઘેર ઘેર

ઓછવ થાય. ગોસાંઈજી. ૪ રંગીલી ગલી રળીઆમણી સાહેલીરે, ભક્તની ભીડ અપાર. ગોસાંઈજી. ૫ ગુજરાતી આવે મલપતા સાહેલીરે. વૈશ્નવ સોરઠ દેશ. ગોસાંઈજી. ૬ માધવદાસના સ્વામી મળ્યા સાહેલીરે, સરીઆં શેવકનાં કાજ. ગોસાંઈજી ગોકુળમાં પધારીઆ સાહેલીરે. ૭

---

## ધોળ ૬૩

સુરજ ઉગી ઉદય થયો, સર્વે સંસારીને મોહ રહ્યો લાલા લેહેરી તું રંગીલો. ૧ કાને કુંડળ મકરાં મોતી, હુંતો શ્રી દ્વારકાંનાથજીનાં મુખ જોતી. લાલા. ૨ શેરી વાસી કુલડાં વેરૂં, આવતાં જાતાં હું તમને ઘેરૂં. લાલ. ૩ માહારે ઘેર આવજો દાહડી દાહાડી. માહારે ઘેર ફુલ ચંપાની છે વાડી. લાલા. ૪ માહારે ઘેર આવો અટકે મટકે, લવીંગ સોપારી બાંધું દો પટકે. લાલા. ૫ માહારે ઘેર આવો હરી રમઝમતા; તમે લાહ્વારી સાસુ નણંદને બહુ ગમતા. લાલા. ૬ ઓરા આવો ચોટી હોળુ, પલંગ પોઢો તો પ્રભુજીને વા ઢોળુ. લાલા. ૭ માહારે ઘેર આવો હશે મશે, દુધ સાકરીઆં પાઉ રસે રસે. લાલા. ૮ લાડકડા આવો તો રમાડું, ઘરમાં પધારો તો જમાડું. લાલા. ૯ મેહેતો તમ સાથે પ્રીતિ બાંધી, છોડવી નવ છુટે હીરની ગાઠી. લાલા. ૧૦ દાસ વલ્લભ કહે ચર્ણે લાગે, તેથી

માહારા જન્મ જન્મનાં ભય ભાગ. લાલા લેહેરી તું રંગીલો. ૧૧

## ધોળ ૬૪.

મોહન મલપતા ઘેર આવોરે, માહારે ઘેર પુરૂષોત્તમ પધાર્યારે, મેહેતો લેઇને મોતીડે વધાવ્યારે. ૧ વાહાલે માહારે કરૂણાની દ્રષ્ટિ જોયુંરે, બાઈ માહારે એ વરશું મન મોહ્યુંરે. ૨ પડયું માહારે નંદના કુંવર સાથે પાનુંરે, હવે હુંતો ક્યમ કરી રાખીશ છાનુંરે. ૩ દુરીજનને કેહેવું હોય તે કેહેજોરે, વાહાલા માહારા રૂદિયાકમળ વચ્ચે રેહેજોરે.૪ ધન્ય ધન્ય ગોકુળના ગીરધારીરે, વાહાલાને જોવા મળી વ્રજનારીરે. ૫ હાંરે હુંતો વલ્લભ કુળની દાશીરે, હાંરે વાહાલા કૃપા કરો વ્રજવાશીરે. ૬ વાહાલે માહારે વ્રજમાં તે આપ્યો વાસરે, હાં બલીહારી તે માધવદાસરે. મોહન મલપતા ઘેર આવોરે. ૭

## ધોળ ૬૫.

ગંગા બેટીએ ઝઘડો માંડીઓ ગીરધારીનાં લખ્યાં રે પ્રમાણ વારી જાઉં શ્રી નાથજી. ૧ બાદશાહે તે પ્રમાણો મોકલ્યો છોડો છોડો શ્રી ગોકુળગામ, વારી જાઉ.૨છોડા છોડો શ્રી મંદીરમાળીઆં છોડો છોડોને બરશાના ગામ.

વારીજાઉ. ૩ વ્રજ વાશીએ મનમાં વીચારીઆં, તેમના સામાં બાંધોને હથીઆર. વારીજાઉ. ૪ શ્રી નાથજીએ આરાગ્યો નવ કરી, નોય નોયે એ દેવતાનો ધર્મ. વારી જાઉ. ૫ ત્યાંહાં થકી શ્રીનાથજી પધારીઆ, આવી પધાર્યા દસ વીશ કોશ. વારીજાઉ. ૬ નવખંડ તે પ્રથિવ આપણી, ચોદીશા ગોબાજીનાં રાજ્ય. વારીજાઉ. ૭ વાહાલે તળાવે તંબુ તાણીઆ, ચંપારણ વિશે ગાઉ ચાર. વારીજાઉ. ૮ ત્યાંહાં થકી શ્રી નાથજી પધારીઆ, મધ્ય રાતે મેવાડ દેશ. વારીજાઉ. ૯ રાજા પ્રજાને હુઇરે વધામણી, આપણા શ્રી નાથજી પધાર્યા નજીક. વારીજાઉ. ૧૦ રાજા પ્રજાએ મનમાં વિચારીઆં, આપણ શીશી કરીશું ભેટ. વારીજાઉ. ૧૧ એમને સોએ ઘોડાને બસેહ હાથીઆ, એમના રથને સંખનો નહિ પાર. વારીજાઉ. ૧૨ વાહાલે ડુંગર કોરી મંદીર કર્યા. પધાર્યા શ્રી ગોવર્ધન નાથ વારીજાઉ. ૧૩ એમની ઉંચી મેડીને મંદીર માળીઆં, નીપના નીપના પગથીઆળા ચોક. વારીજાઉ. ૧૪ નીપની નીપની તે ઓરડાને ઓરડી, નીપની નીપની રશોઈઓનાં ઠામ. વારીજાઉ. ૧૫ કમળ ચોકમાં જુલે ધુંમર હાથીઆ, એમને ટોલડે ટઉકેછે મોર. વારીજાઉ. ૧૬ એમ મથુરા તે ગોવર્ધન ભર્યો, બન્યા સજળ તે મહારાણીજીનાં નીર. વારીજાઉ. ૧૭ જળનો તે ગોવીંદ કુંડ ભાર્યો, તેહેનાં મધુરાં ભર્યાંરે ભરપુર. વારીજાઉ. ૧૮

એક વડેલા તે બનસીબટ ભયો કાંકરોલી, તે બનસીબટના ચોક. વારી જાઉ. ૧૯ ત્યાં તો સાકર કેરા કરા પડ્યા, ત્યાં તો દુધડે વરસ્યાછે એહ. વારીજાઉ. ૨૦ ગંગાબાઈએ તે વિનંતી એમ કરી, મુને આપજો વ્રજમાં વાસ. ૨૧ વારીજાઉ શ્રી નાથજી, ગંગા બેટીએ ઝઘડો માંડીઓ.

---

## ધોળ ૯૬

હરખે શ્રી વલ્લભ નંદને ગાવુંજી, શ્રી વિઠ્ઠલ નાથને વારણે જાઉજી. ૧ જેહેના તેહના મન તણો મહિમાયજી, સકળ અમંગળ અળગાં થાયજી. ૨ જેણે તે પુષ્ટિનું કીધુંછે દાનજી, ટાળ્યું ટાળ્યું જીવતણું અજ્ઞાનજી. ૩ કીધો કીધો માહા મોહોટા ઉપકારજી, દૈવીતે જીવનો કીધોવિસ્તારજી. ૪ મનડાંની આશા પુરણ કીધીજી, શિક્ષા તે શેવાકરવાની દીધીજી. ૫ મટ્યોમટ્યો અસુરતણો આવેશજી, કીધો કીધો ભક્તિતણો ઉપદેશજી. ૬ જીવને બ્રહ્મ સબંધ કરવાજી, જે થકી પુરૂશોતમ મન ભાવ્યાજી. ૭ વારંવાર અંને આશ્રયજીવ જાતાજી, રાખો રાખો અસમર્પિત વસ્તુ ખાતાજી. ૮ શ્રીમદ ભાગવદ રૂપ પ્રકાશજી, તેહ થકી તત્વ વેદનું ભાશજી. ૯ બાંધી બાંધી ભક્ત સિંધુની સ્વેત જી, કીધું કીધું દૈવી જીવનું હેતજી ૧૦ સપ્ત તે લાલકેરા જે તાતજી, શ્રી ગોપીનાથ તણા જે ભ્રાતજી. ૧૧ શ્રી

અક્કાંજીમાના ગર્ભતણો એજ તનજી, પધાર્યા ભકતોનું કરવા જતનજી. ૧૨ તેમની ભક્તિ તણે શીર સોહીએજી નિર્ખતાં નિજ જનનાં મન મોહીએજી. ૧૩ શ્રીમદ વિ· ઠલના જે દાસજી, તેમના તે પદ રજની આશજી. ૧૪ વળી વળી એહજ વિનંતિ કીજેજી, વ્રજશેવકને અભેપદ દીજેજી. ૧૫ તેડાવું તે સહીયર સાથજી નાચુ ગાઉ ને તાળી પાડું હાથજી. ૧૬ કોને કહું કહું ને નવ કેહેવાય· જી, છબીપર જનરશીક બળી જાયજી. ૧૭ હખ શ્રીવ· લભ નંદને ગાવુજી.

---

## ધોળ ૯૭

સખી આજનો લાહાવો લીજીએરે કાલ કોણે દીઠીછે ટેક. ફુલની આદીને ફુલના તકીયા, ફુલનાં બીછાનાં બી· છાવીએરે, કાલ કોણે દીઠીછે. ૧ સોનાનાં સોગટાં ને રે શમની ચોપાટ, હીરલાના પાસા ઢળાવીએરે, કાલકોણે દીઠીછે. ૨ સોનાનુ પારણું ને રેશમની દોરી, હર્ખે શ્રી નાથજી ઝુલાવીએરે, કાલ કોણે દીઠીછે. ૩ વાણીના મેહુલા ને આનંદની હેલી, સુખને શરવડે ભીજાઈએરે, કાલ કોણે દીઠીછે. ૪ વલભના સ્વામી પ્રભુ રશીક શી· રોમણી, વળી વળી મુખડાં નિહાળીએરે, કાલ કોણે દી ઠીછે. ૫ સખી આજનો લાહાવો લીજીએરે કાલ કોણે

દીઠી છે.

---

## ધોળ ૬૮.

આજ આનંદ નંદજીને દ્વારેરે, વ્રજમાં થઇછે લીલા લેહેરેરે. ૧ ગોપી અતીરે ઉલટભરી આવેરે, થાળ મોતીનો ભરી લાવેરે. ૨ વાહાલાને તિલકે વધાવેરે, વાહાલા ત્રીભુવનનાથ કેહેવાયરે. ૩ વાહાલો હસ્તનાં ધાવણ ધાવેરે, વાહાલા ગોપીઓને લાડ લડાવેરે. ૪ એવાં હેત ગોપીપર કીધાંર, દધી માંખણ ચોરીને પીધાંરે. ૫ વાહાલા મથુરામાં શું મીઠુંરે, એવું કુબજામાં શું દીઠુંરે. વાહાલો કુબજાની સંગે મોહ્યારે, વાહાલો ગોપીયોની સાથે સોહ્યારે. ૭ ગોકુળ આવોને વ્રજના વાહાલારે, તમે નંદ જશોદાના લાલારે. ૮ ગોકુળ આવોને વ્રજના વાશીરે, તમે પ્રાણ સોશ્યા છે નાશીરે. ૯ ગોકુળ આવોને ગીરીવર ધારીરે, તમારી વાટ જુવે વ્રજનારીરે. ૧૦ વાહાલા જુમનાંજીને ઘાટરે, તમે વસ્ત્ર હરચાં શા માટરે. ૧૧ વાહાલે ગીરી ગોવર્ધન ધાર્યોરે, એવો મદ ઇંદ્રનો ઉતાર્યોરે. ૧૨ વાહાલા વ્રંદાવનની વાટરે, તમે મહી લુટચાં શા માટરે. ૧૩ વાહાલા જુમનાજીને તીરેરે, વાહાલે મોરલી વગાડી ધીરે ધીરેરે. ૧૪ ધન્ય ધન્ય જુમનાજીનો આરોરે, માહારો સફળ કર્યો જનમારોરે. ૧૫ વ્રંદ્રાવન રમીયો રાસરે, પુરી સર્વ ગોપીની

આશરે. ૧૬ બલીહારી જાય માધવ દાસરે, માગે ચર્ણકમળની આશરે. ૧૭ આજ આનંદ નંદજીને દ્વારરે.

---

## ધોળ ૬૯.

ધન્યધન્ય શ્રી ગોકુળ ગામ અતી રળીયામણું, કોઇએ દીઠા શ્રી પુરૂષોત્તમ લાલ જમુનાંજીમાં ઝીલતા; વાહાલો સરીરે ઉરાડે નીર, ગોપીઓને મન ગમતા. ૧ વાહાલો બોલે મધુરા બોલ મુખમાંથી મોતીગરે, વાહાલો ચાલે ચમકતી ચાલ કંકુનાં પગલાં પડે. ૨ ધન્ય ધન્ય શ્રી માહારાણી માની કુખ, જેહેની કુખે રત્ન જડ્યા; હેવા કોઈના નથી શ્યામ સ્વરૂપ, થોડે થોડે કનકે ઘડ્યા. ૩ એમનાં મુખ પુનમચંદ્ર દેખી માહારાં મનડાં ઠર્યાં; એમનાં અણીયાળાં લોચન, ગાલે રૂડાં ગળીઆં પડ્યાં. ૪ વાહાલે છુટા મેહેલ્યા કેશ, કેસરી તીલક બન્યાં; વાહાલે મોતી કેરા શણગાર, પોતાને અંગે ધર્યા. ૫ માહારે રેહેવું શ્રી ગોકુળગામ, સાસરીઉ ખોટું; જેહેની શું કરીએ સંસાર, એ મેહેણું મોહોટું. ૬ બલીહારી જાય માધવદાસ, શ્રી વીઠલ વરને; રાખજો ચર્ણ કમળની પાસ, દયા કરી નીજ જનને, ધન્ય ધન્ય શ્રી ગોકુળ ગામ અતી રળીયામણું.

---

## ધોળ ૭૦.

હાંરે વાહાલો એહી અમારે શ્રી નાથજી, હાંરે ભવતારણ હાર એહી હમારે શ્રી નાથજી. ૧ જોગ જપ વ્રત કો કરેજી, હાંરે તપ તીર્થ અપાર, એહી અમારે શ્રી નાથજી. ૨ સોસ સબ ગયા બે ગયાજી, હાંરે મન માને મોરાર, એહી અમારે શ્રી નાથજી. ૩ ઓહી અક્ષર સુરદાસ કહે, હાંરે ભવ શરણુ સાર, એહી અમારે શ્રી નાથજી. ૪

## ધોળ ૭૧.

કાંકરોલી રાજ સાગર તીર કે, વસે હમારો વાલમોરે લોલ. ૧ દરશન દેછે દીનદયાળ કે; શ્રીદ્વારકાં નાથજીરે લોલ. ૨ સાથે વ્રજવાશીની ભીડ કે, મંદીર શોહામણાં રે લોલ. ૨ શેવા કરે શ્રી ગોકુળનાથ કે, સંસારને તારવારે લોલ. ૪ વાહાલો માહારો પ્રતીસવારે નાય કે, પ્રભુની કેર આરતીરે લોલ. ૫ આઠ દરશન દેછે નાથ કે, શેવકને કારણેરે લોલ. ૬ સનમુખ રેહેછે શ્રી ગોકુળનાથ કે શ્રી દ્વારકાંધિશનેરે લોલ. ૭ જળ હળ તેજ તણો અંબાર કે જોતાં સુખ પામીએરે લોલ. ૮ બહુ સંપ તણી અતી પ્રીત કે, સારસથાકીએરે લોલ. ૯ ક્ષણુ ક્ષણુ ધરીઆ નવલા રંગ કે, બાનક બેહુનેરે લોલ. ૧૦ ધન્ય ધન્ય બર-

થખંડ કે, ભાગ્ય ભુમી તણારે લોલ.૧૧ માયાવાદી કીધા ત્યાજ કે, ભાર ઉતારીઓરે લોલ. ૧૨ સુરનર બોલે જય જય કાર કે, દુંદભી ગરગડેરે લોલ. ૧૩ ધન્ય ધન્ય નરનારીનો દેહ કે, જેણે એહુને ઓળખ્યારે લોલ. ૧૪ એવા પ્રભુજી નિર્ખો નિત્ય કે, બીજો કોઈ નથીરે લોલ.૧૫ દાસ મનોહર નાચે ગાય કે, નિર્ભે થકીરે લોલ. ૧૬ કાંકરોલી રાજ સાગરતીર કે.

---

## ધોળ ૭૨.

નાહાના સરખા શ્રીનાથજી, નાહાના નાહાનારે હાથ; નાહાની લખુટીઓરે કરગ્રહી, સુંદીર દીસોછો પ્રાણનાથ. નાહાના. ૧ નાહાના સરખા ગોવાળીયા, નાહાની સરખીરે ગાય; સાથે સીંગડીરે શોભીતી, ગઉધેન ચારવારે જાય. નાહાના. ૨ નાહાની બનસીઓ કર ગ્રહી, હરીઆં ગોપીનાં મન, રૂડો નંદજીનો લાડીલો, રૂડો વંદ્રાવન. નાહાના. ૩ નાહાની સરખીરે મોજડી, નાહાના સરખા છે પાય; પાએ રણઝણ ઘુઘરી, અણવટ વીંછુડા સાર. નાહાના. ૪ પ્રભુજીના મુખ પર મોરલી, વાઈ વેણરસાળ; શબ્દે મોહીરે ગોપીકા, રોતાં મેહેલ્યાંછે બાળ.નાહાના.૫ કાળંદ્રીને કાંઠડે, ઉભા વગાડોછો વેણુ; જવાદોને જાદવા, કે વ્રજમાં થાશે પોકાર. નાહાના. ૬ આંગળી સાહીને

હરી તાણુશો, પ્રભુ માહારૂ ધ્રુજેછે અંગ; સઘળી ગો-પીકા આવશે, તમને ઘેરશે માહારાજ. નાહાના. ૭ કે બંનસીબટના ચોકમાં, ઉભલા વજાડોછો વેણુરે માધવદાસની વિનંતી, આપો વ્રજમાં વાસ નાહાના સરખા શ્રી નાથજી.

## ધોળ ૭૩.

મીઠડા બોલા શ્રી નાથજી, મળીયા મારગમાંહે; સઉ સુખ આપોરે સેજમાં. ટેક ॥ મનડું માહારૂરે મોહી રહ્યું પૂર્વ જન્મતીરે પ્રીત; શોભા શી કહું શ્યામની, નિત્ય નિત્ય નવલીરે રીત. મીઠડા. ૧ વાંકો પાઘ વરણાગીઆ, વાંકી ચાલેછે ચાલ; વાંકાં નઇણાં સોહામણાં, કે વાંકી વેણુ રસાળ મીઠડા. ૨ નઈણાં તમારાં શ્રીનાથજી, કેમ કરી કરૂરે વખાંણ; શુદ્ધ ન રહીરે શરીરની, માનુની મુકેછેમન. મીઠડા. ૩ શ્રી જુમનાંજીમાંરે ઝીલતાં, તુટ્યો નવસરહાર મોતી સઘળાં વહીગયાં, હીરલો લીધોછે હાથ. મીઠડા૪. કે મનડુ મારૂરે મોહી રહ્યું, દેખી છબીલાની ચાલ; ધન ગોવીંદ પ્રભુ એહી મળ્યા, પામ્યા મોહોટો ઉલ્લાસ. મી-ઠડા બોલા શ્રીનાથજી.

## ધોળ ૭૪.

માહારે મંદીર પધારો શ્રીનાથજી. હુંતો જોઉરે તમારી

વાટ માહારે મંદીર પધારો શ્રી નાથજી. ૧ હુંતો શેરી વળાવી સજકરૂં, હુંતો ફુળડાં વેરાવું સારી વાટ. માહારે. ૨ હુંતો ચીરના ચંદરવા બંધાવતી, હુંતો પથરાવું લીલાપીળા પાટ. માહારે. ૩ હુંતો શણગાર કરાવું હરીના ભાવતા, હુંતો દરપણ દેખાડું માહારા નાથ. માહારે. ૪ હું તો મીઠડા મેવા મંગાવતી, આરોગોને વૈકુઠનાથ. માહારે ૫ હુંતો શીરો કરાવું સ્નેહતણો, જીવણ આરોગો તમારે હાથ, માહારે. ૬ હુંતો જમુનનાં જળ ઝારી ભરાવતી, આચમન કરો શ્રી વૈકુઠનાથ. માહારે. ૭ બાસઠ પાનનાં બીડલાં બંધાવતી, મુખવાસ કરોને વૈકુઠનાથ. માહારે. ૮ હુંતો સોનાનાં સોગટડાં મંગાવતી, રમતરમજો સારી રાત. માહારે ૯ હુંતા સજ્યા પથરાવું સ્નેહતણી, પોઢણ કરો શ્રી ગોકુળનાથ. માહારે. ૧૦ હુંતા ફુલના પંખા ભરાવતી, વીંજણ કરૂંરે સારી રાત. માહારે. ૧૧ હુંતા ફુલની જાળી ભરાવતી, માંહે બીરાજે શ્રી ગોકુળનાથ. માહારે. ૧૨ હુંતા થાળ ભરૂંસગમોતીએ, વધાવું શ્રી વલભકુળ–પરીવાર; માહારે મંદીર પધારો શ્રી નાથજી. ૧૩ સંપૂર્ણ.

---

## ધોળ ૭૫.

**પ્રથમ સમરૂ શ્રી વલ્લભનો પરીવારરે વાહાલાજી, વાહાલા**

તેજ થકી ઉતરવું માહારે પાર માહારા વાહાલાજી. ૧ શ્રી વલ્લભ શ્રી ગોપીનાથ શ્રી વીઠલ કહીએરે વાહાલાજી, વાહાલા ભકિત માર્ગ સ્થીર સ્થાપો શર્ણે રહીએરે માહારા વાલાજી. ૨ પ્રથમ વર્ણવું શ્રી ગોવરધન ગીરધારીરે વાલાજી, વાહાલા તમ દીઠે સુખ થાય રૂદેમાં ભારી માહારા વાલાજી. ૩ બીજે શ્રી નવનિધ પ્રીયાજીને ગાવુંરે વાલાજી, વાહાલાને હર્ખિ નિર્ખી હર્ખ હેયામાં પાવુ માહારા વાલાજી. ૪ ત્રીજે શ્રી મથુરાં નાથ છબીલો બીરાજેરે વાલાજી, વાહાલે કર્યા મનોરથ પુરણ અમશીર છાજે માહારા વાલાજી. ૫ ચોથે શ્રી વીઠલેશરાય જોઈ જોઈ હરખુરે વાલાજી, વાલો જુગલ સ્વરૂપ બીરાજે સરખા સરખું માહારા વાલાજી,૬ પાંચમે શ્રી દ્વારકાંનાથ કેર રાજ્યધાનીરે વાલાજી, વાહાલે શંખ ચક્ર ગદા પદ્મ ધરચાં, મનમાંની માહારા વાલાજી. ૭ છઠે શ્રી ગોકુળનાથ ધરચો ગીરી રાજરે વાલાજી, વાહાલે ઇંદ્ર તણો મદ મોડ્યો સરીઆં કાજ માહારા વાલાજી. ૮ સાતમે શ્રી ગોકુળ ચંદ્રમાં વેણું ધારીરે વાલાજી, વાહાલે કીધો છે રાસ વિલાસ તેડ્યાં વ્રજ નારી માહારા વાલાજી. ૯ આઠમે શ્રી મદન મોહનજી ગઉ રત્ન સોહીએરે વાહાલાજી, વાહાલો જયુગલ સ્વામની સંગ વ્રજ સહુ મોહ્યું માહારા વાહાલાજી.૧૦ નોમે શ્રી ગીરધરજી છે ગુણના ભંડારરે વાહાલાજી, એહને શર્ણે રહીએ તો ઉતરીએ પાર માહારા વાહાલાજી.

૧૧ દશમે શ્રી ગોવીંદરાય રસીલાને નિર્ખુરે વાહાલાજી, જેણે શેવ્યા શ્રી વિઠલેશરાય હૈયામાં હર્ખુ માહારા વાહાલાજી. ૧૨ એકાદશી મેં તો બાળકૃશ્નજીને દીઠારે વાહાલાજી, વાહાલાનાં દરશન કરતાં લાગે મનમાં મીઠાં માહારા વાહાલાજી. ૧૩ દ્વાદશી શ્રીગોકુળનાથ સેવ્યા ગીરધારીરે વાહાલાજી, જેહેને રાખ્યો માળાનો ધર્મ એપર વારી માહારા વાહાલાજી. ૧૪ ત્રયોદશી શ્રી રઘુનાથજીને ગાવુંરે વાહાલાજી, શ્રી જાંનકીજીવન—નાથ ચર્ણ રજ પાઉં માહારા વાહાલાજી. ૧૫ ચતુર દશી શ્રી જદુનાથજીની શેવા જાણીરે વાહાલાજી, એમેને નમેછે મોહોટા ભુપ રાયને રાણી માહારા વાહાલાજી. ૧૬ પૂનમ પૂરણ ચંદ શ્રી ઘનસ્યામરે વાહાલાજી, વાહાલાના દરશન કરતાં પોહોચ્યા મનના કોડ માહારા વાહાલાજી. ૧૭ પંદર તથો પૂરણ થઈ એમ જાણીરે વાહાલાજી, વાહાલા રાખો ચર્ણની પાસ દાસ વખાણી માહારા વાહાલાજી. ૧૮ શ્રી વલ્લભ કુળની કૃપા થકી હું ગાવુંરે વાહાલાજી, વાહાલા સાત સ્વરૂપની ચર્ણ કમળ રજ પાઉ માહારા વાહાલાજી. ૧૯ પ્રથમ સમરૂ શ્રી વલભનો પરીવારરે વાહાલાજી.

---

## ધોળ ૭૬.

ધન્ય શ્રી જમુનાં શ્રી ગોકુળ નીકટ બીરાજે નિત્ય

નવલે રંગે, ત્રઠતો રંગ તણા આભ્રણ સુંદીર સોહીએ શ્રી મળીયા હતા વાટે. ટેક. અલૌકીક ડોગર રાજે, ત્યાંહાં વૈશ્નવજન ઘેર ગાજે, ત્યાંહાં મંદીર શોભા સુખ છાજે. ધન્ય. ૧ ત્યાંહાં નિત્ય ક્રીડા નંદલાલ કેરે, વ્રજ જુવંતીનાં જુથ હેરે, ત્યાંહાં રમાણુ રેતી તન તાપ હેરે. ધન્ય. ૨ જ્યાંહાં કુશુમ દ્રુમ બને બેલી સોહીએ, જેહેને દીઠડે ત્રીભુવન મન મોહીએ, ત્યાંહાં અખંડ આનંદ નિત્ય પ્રતિ હોએ. ધન્ય. ૩ ત્યાંહાં કમળ કમળ રંગ રસ ભરીયાં પ્રીતમ ઉપર અંતરપર વરીયાં; આવે મધુકર અંત કારજ સરીયાં. ધન્ય. ૪ ત્યાંહાં ગોવરધન ગીરી સંગ ડોલે,ત્યાંહાં વ્રજવાશી સુખ યશ બોલે, નહીં તપ તીર્થ વ્રત તે તુલ્યે ધન્ય. ૫ ત્યાંહાં વિશ્રામ ઘાટ મધુપુરી જાતાં, ત્યાંહાં બેઠક વલ્લભ સુખદાતા, બીજા ઘાટ અનેક મુનીવર દાતા. ધન્ય. ૬ ત્યાંહાં ઉતરી શ્રી વસુદેવ આવ્યા, કોયલા ઘાટ શ્રી વલ્લભ મન ભાવ્યા, એવા જશોદા ઘાટ લખી લાવ્યા. ધન્ય. ૭ ત્યાંહાં બ્રહ્માંડ ઘાટ મતીકા મીઠી, છડી દરશન વસંત સમે દીઠી, ત્યાંહાં ગોપ કુપ અધર રસ છુટી. ધન્ય. ૮ ત્યાંહાં ગોકુળ માહાવન ગીરધારી, ત્યાંહાં જમલા અર્જુન સુખકારી, બાળે પુતના પ્રાગટ સંહારી. ધન્ય. ૯ ત્યાંહાં ગોકુળ શ્રી માહા પ્રભુ રાજે, બ્રહ્મ છોકર નિત્ય ગુણ ગાજે, શ્રી ઠુકરાણી ઘાટ જોઈ ભવના ભય ભાજે. ધન્ય. ૧૦ ત્યાંહાં જગન્નાથઘાટે નાહાતાં, અષ્ટ સખા બ્રહ્મ

વાટ નિત્ય ગુગુ ગાતાં, ત્યાંહાં રાવળ રજ નિત્ય પ્રિત્ય જાતાં. ધન્ય. ૧૧ ત્યાંહાં દાસ ગોવરધન ગુણ ગાઇએ, કરો ટરો કૃપા તો વ્રજવાશી થઇએ, મનક્રમ વચને આનંદી થઇએ ધન્ય શ્રી જીુમનાં શ્રીગોકુળ નિકટ બિરાજે નિત્ય નવલે રંગે. ૧૨

---

## ધોળ. ૭૭

વ્રજ જન વલ્લભરે, શ્રી જસોદા જીવન જોઇએ; એ સુખ દુર્લભરે, શ્રી વલ્લભ કૃપાથી લઇએ. ૧ પ્રગટ બીરાજેરે, શ્રી ગોવર્ધન ધર પોતે; ગુણ ગુણ ગાજેરે, નિત્ય પ્રી અખંડ અધાતે. ૨ મુગટ મનોહરરે, મકાકૃતની જોતે; સાંભળ સહીયરરે, નાશા લટકે ગજ મોતી. ૩ મુખ છબી ઉપરરે, કેશ કુટીલ છબી છાજે; આંખ અણીયાળીરે, કોટ કમળ બીરાજે. ૪ ચીબુક બીરાજેરે, તેજ તણાં ચીત હરીયાં; અપાર અનોપમરે, અરૂણ અમી રસ ભરીયાં. ૫ નખ શીખે શોભેરે, શેષજી પાર ન પામે; નિજ જન નિર્ખેરે, વ્રેહ તણાં દુ:ખ વામે. ૬ અંગે આભ્રણરે, વિવિધ બસન હરી ધરીયાં; એ છબી જોઇનેરે, નિજ જનનાં મન ઠરીયાં. ૭ નવ ઘન નાગરરે, કળીયુગ પ્રગટ બીરાજે; શોભા સાગરરે, લોક તણાં ગુણ ગાજે. ૮ દુર્લભ સુર્લભરે, શ્રી વલ્લભ એ સુખ આપો; કોટી જનમ-

નારે, ભવ બંધન વાહાલા કાપો. ૯ નાથ બીરાજોરે, ભુતળ ભાગ્યે આવ્યા; એછબી છાજેરે, ભક્ત પ્રેમ મન ભાવ્યા. ૧૦ જેહેણુ નવ દીઠારે, શ્રી નાથ ગોવર્ધનધારી ભવોભવ ગાંઠયારે, અવસર બેઠા હારી. ૧૧ આસુરી અળગારે, દૈવી એ રસ માણે; મુઢમતી વાહાલારે, ભવ જળ તે શું જાણે; શ્રી કૃશ્ન કૃપા નિધિરે, શ્રી વલ્લભ નિકટ બીરાજે; કળીમાં કારણરે સ્મરણથી અધ ભાજે. ૧૩ જેહેને નવ જાણ્યારે; શ્રી નટવર નંદના નંદન; કોઈ નવ માન્યારે, પડીઆ ભવ દુઃખ ફંદન. ૧૪ ધીક ધીક કેહેછે રે, દેવ મુનીજન તેહેને, અવસર ખોયોરે, કુખ બગાડી કેહેને. ૧૫ જેહેનેનવ નિર્ખારે, શ્રી જમનાંજી માહારાણી મન નહી વળીયુરે, પાપીજન તે પ્રાણી. ૧૬ વ્રજ રજ લોટોરે, હર્ખે તે હોયે ભરીયા, સુરીજન સાક્ષીરે તે ભવજળથી તરીયા. ૧૭ હિતથી ચીત હુલસેરે, હરી શેવા સુખકારી; એ સ વિલાસેરે, બટભાગી નરનારી. ૧૮ શણે રાખોરે, શ્રી વલભ વ્રજ રજ દીજે; કાંઇ નવ જાણુંરે, દાસ ગોવર્ધન લીજે. ૧૯ વ્રજજન વલ્લભરે શ્રી જશોદા જીવણ જોયા.

---

## ધોળ ૭૮.

સુંદીર ગોકુળ ગામરે બીહારી શ્યામ, બ્રહ્મ સંબંધનું ઠામરે બીહારી શ્યામ. ૧ દૈવીજીને કાજરે બીહારીશ્યામ

પ્રગટ્યા શ્રી વલ્લભ રાયરે બીહારી શ્યામ. ૨ પોતાના જે જનરે બીહારી શ્યામ, વિચાર થયાછે બહુ દીનરે બીહારી શ્યામ. ૩ પુરૂષોત્તમ કરૂણા કરી બીહારી શ્યામ, શ્રી વલભજીએ દેહ ધરી બીહારી શ્યામ. ૪ ઉંચનિચને શર્ણે લીધા બીહારી શ્યામ; દોશ કોશ નીવારીયા બીહારી શ્યામ. ૫ સમર્પણ આપ્યા સારરે બીહારી શ્યામ, શેવાનો કીધોછે અધીકારરે બીહારી શ્યામ. ૬ દયા કરો દીનાનાથરે બીહારી શ્યામ, શેવા ગીરધારીજીને હાથરે બીહારી શ્યામ. ૭ રાખો ચર્ણની છાંયરે બીહારી શ્યામ; શોભા જોઇ હરીદાસરે બીહારી શ્યામ, દેજો તે વ્રજમાં વાસરે બીહારી શ્યામ. ૮ સુંદીર ગોકુળ ગામરે બીહારી શ્યામ.

---

## ધોળ ૭૯.

શ્રી મદન મોહનલાલ, તમશું લેહે લાગી; માહારે તમ ઉપર ઘણું વાહાલ, ભે ભવની ભાગી. ૧ છું ચર્ણકમળ ની દાસ, ચિત ચર્ણે રાખો, મને આપજો વ્રજમાં વાસ, સુખ સંપન દાખો. ૨ માહારા પ્રાણ તણા અધાર, અળગા રેહેશો નહીં; હરી છો હઇયાના હાર કોઇને કેહેશો નહી. ૩ માહારા કુટંબ સહીત દરશન, તમારા કીધાં; વાહાલા તમે મટાડ્યા તાપ, દર્શન બહુ દીધાં ૪ માહારી વિનતી સાંભળો નાથ, તો તમને કહીએ, મને આપો વ્ર

જમાં વાસ, તો સર્ણે રહીએ. ૫ નાહીએ જળ જમુનનાં નીર, દર્શન નિત્ય કરીએ; એમ કહેછે હરીદાસ, ભવોભવ તરીએ. ૬ શ્રી મદન મોહનલાલ.

---

## ધોળ ૮૦.

શ્રી વલ્લભ કુળના રશીયા વાહાલા, શ્રી ગોવર્ધન નાથ રે; આવોને અલબેલા વાહાલા, કહું એક વાતરે. ૧ પ્રિતલડી કીધીરે વાહાલા, મેહે તમારી સાથરે; પ્રિતલડીની સાથે મારા પ્રાણ બંધાયા નાથરે. ૨ વાહાલપણુની વાત વાહાલા, કોને નવ કહેવાયરે; તમને મળવાને મનડું માહારૂં, આકુળ વ્યાકુળ થાયરે. ૩ પ્રિતલડી પાસ માહારો, પ્રાણુ બંધાણુરે; શામળીઆ સુંદીરવર, મનડામાં આણુરે. ૪ તમ વિના વાહાલું બીજું, કાંઈએ નવ જાણુંરે; સંસારનો ભે કદી હું, હઇડે નવ આંણુંરે. ૫ ગીરધારી ગુણુવંતા આવો, ઓઠડી તો કીજેરે; હઈડું ઠરે જો વાહાલા, આલીંઘન દીજેરે. ૬ દુભાણા ના રહીએ માહારા, દીનબંધુ નાથરે; શ્રી વલભ પ્રભુએ તુલસી આપી, મેળાવ્યો છે હાથરે. ૭ સાચો સબંધ કીધો, માહારા ચતુરસુજાણુરે; છોડાવ્યો પણ છુટે, માહારા જીવણુ પ્રાણરે. ૮ મોહનજીની માયાએ મુને, મારચાં મોહનાં બાણુરે; બ્રહ તણી વેદનાથી હુંતો, ભુલી ગઈ શુદ્ધ ને સાનરે. ૯ રીસાવ્યા નવ રહીએ માહારા, પ્રાણુ આધારેરે; હરજી મને હેત ઘણું

છે, હૈડાના હારરે. ૧૦ અંતર ના કીજે, માહારા અંતર જામીરે; ઉગ્રતપને પુન્યે હું તો, સુંદીર વરને પામીરે. ૧૧ પ્રભુજી પાતળીઆ વાહાલા, એવડું ના કીજેરે, વ્રજ સખીની દાશીને તો, બોલાવીને લીજેરે. ૧૨ શ્રી વલ્લભ કુળના રશીયા વાહાલા.

## ધોળ ૮૧.

(પંચઢિ રાગ ગરબી.)

ચાલી વંદ્રાવનને ચોક કે, ચાલી મહી વેચવારે લોલ. ૧ મારગ મળીઓ માહારો નાથ કે, મુજને આંતરીરે લોલ. ૨ માહારાં ફોડ્યાં મહીનાં માટ કે, ગોરસ માહારાં ઢોળીયાંરે લોલ. ૩ ચાલ્યાં નંદ તણે દરબાર કે, જઈ ઉભાં રહ્યાંરે લોલ. ૪ માતાજી તમારો કાંહાંન કે, અળવીત બહુ કરેરે લોલ. ૫ માતાજીને ચઢી મનમાં રીસ કે, મંદીર થકી નીસર્યાંરે લોલ. ૬. માતાજીએ લીધી હાથમાં સોટી કે, કાંહાંનજીને શોધવારે લોલ. ૭ માતાજીના હાથમાં દીઠી સોટી કે, કાંહાંનો કદમ ચઢ્યારે લોલ. ૮ ઉતરો ઉતરો માહારા નાથ કે, કહું એક વીનતીરે લોલ. ૯ સાંભળો સાંભળો માતાજી મારી વાત કે, આજની વિનતીરે લોલ. ૧૦ રૂડો બનસીબટનો ચોક કે, ત્યાં હું એકલીરે લોલ. ૧૧ એકે કરી નેણની સાન કે, હું તો

ત્યાં ગયોરે લોલ. ૧૨ એકે મરડી માહારી પોંચી કે, અંગુઠી ઉતરીરે લોલ. ૧૩ કાહાનજી નહાનેરૂં છે બાળ કે, અળવીતરાં શાં કેરેરે લોલ. ૧૪ ધન્ય ધન્ય ગોકુળની વ્રજનાર કે, જેહને ઘેર નહીરે લોલ. ૧૫ માહારૂ સોના કેરૂ એહેડું કે, રૂપલા ઉઢાણીરે લોલ.૧૬ મા હું જળ ભરવા ક્યમ જાઉં કે, કાંઠે ઉભા કહાનજીરે લોલ. ૧૭ કાંહાંના કાંકરડીમાં મારકે, સોના એહેડું નંદાશેરે લોલ. ૧૮ છોડી જુઠડા બોલી નાર કે, તું કીયા ગામનીરે લોલ.૧૯ છોરા તાહારે શી પડપુછ કે, ગોકુળ ગામનીરે લોલ. ૨૦ જોયું ગોકુળિયુંને ગામ કે, આ પાસે રહી ગયુંરે લોલ. ૨૧ મળિયો નરસઇયાનો નાથ કે, રસ વાધ્યો ઘણોરે લોલ. ૨૨ ચાલી વંદ્રાવનને ચોક કે, ચાલી મહી વેચવારેલોલ.

---

## ધોળ ૮૨.

વાહાલો શ્રી વલભ ગ્રેહ પ્રગટીઆ, સુંદીર વરજી,શ્રી વિઠલ ધરીયા નામેરે સુંદીર વરજી. ૧ એનું રૂપ રસાળ ઘણી ચાતુરી, સુંદીર વરજી; એનું મુખ જોવાને આતુરી, સુંદીર વરજી. ૨ એને સેહેજે કસ્તુરી તીલક ભાળેર, સુંદીર વરજી; એના લોચન લાલ ગુલાલરે, સુંદીર૦ ૩ એને અજાન બાહુએ હરી, સુંદીર૦ એની કટીપર વારૂ કેશરી. સુંદીર૦ ૪ એના ચર્ણકમળ શોભા ઘણી, સુંદીર૦ વૈશ્નવજન માથે એ ધણી. સુંદીર૦ ૫ એને

કેસરી ધોતી સોહીએ, સુંદીર૦ એને તેજે ત્રીભોવન મોહીએ, સુંદીર. ૬ એનો ઉપરણો છે જરકશી, સુંદીર૦ સુર વીનતા છબી દેખી હશી, સુંદીર. ૭ એમ કહી પુષ્પ વૃષ્ટી કરે, સુંદીર૦ એ સુખ જોઇ હઈડું ઠરે, સુંદીર. ૮ પુષ્પ લતા બહુ પાસરે, સુંદીર૦ ત્યાં શ્રી હરી રમીયા રાસરે, શુંદીર. ૯ ભાગ્યવડાં વ્રજવાસીનાં, શુંદીર૦ વાહાલા શું રમતાં રાસરે, શુંદીર. ૧૦ બેહુ કરજોડીને વીનવું, શુંદીર૦ શ્રીજુમનાંજીને હું નમું. શુંદીર. ૧૧ શ્રી જુમનાંજી જોયાની આશરે, શુંદીર૦ મુને આપજો વ્રજમાં વાસરે, શુંદીર. ૧૨ હરીદાસ શોભા જોતાં, શુંદીર૦ માહારા મનના મનોરથ સહુ પોંતા, શુંદીર વરજી. ૧૩

---

## ધોળ ૮૩.

આજ સખી આનંદ હુવોરે, આપણા શ્રી નાથજીને જુવો; જેને કાજે તલખંતાં હુતાં દાડી, તે દ્વાર મેલ્યાંછે ઉઘાડી. ૧ ધ્રજ ત્રીઆ વેગે કરો શણગાર, પેહેરોની નવસરમોતીના હાર; આવેછે વ્રજ શુંદરીજીનો વાહાલો, તેને તે નયણાં ભરીભરી નાહાળો. ૨ જોતાં તૃપ્ત ન થાય, માધવદાસ બલીહારી જાય.

---

## ધોળ ૮૪.

શ્રી વિઠ્ઠલનાથજી સોહામણારે, એમનાં લીજીએ પેરે પેરે ભામણાંરે. ૧ દ્વિજ કુળમાં વાહાલો પ્રગટીયારે, દેખી નિજ જન મન અતી હરખીયાંરે. ૨ રાજ્ય શીરોમણ રાજીયારે, દેખી સોળ કળા સમી લાજીયારે. ૩ સજનસર્વ સંતોકીયાંરે, એતો અમૃત વાણીએ પોખીયાંરે. ૪ તન મન ધન કરૂં વારણેરે, પ્રભુ પ્રગટીયા ભક્તને કારણેરે ૫ કોડ પુર્યા વાહાલે ભક્ત તણારે, સુખ પામ્યા માંહોમાંહે અતી ઘણારે. ૬ દાસનો દાસ કરે વિનતીરે, ચીરણજીવો શ્રી ગોકુળ પતીરે. ૭ શ્રી વિઠલનાથ સોહામણારે.

---

## ધોળ ૮૫. પદ ૧.

ધન્ય ધન્યરે આજુનો દીન, આજુની રત રળીયામણી જી; પધાર્યા શ્રી વીઠ્ઠલનાથ, વેગે તે આપો વધામણીજી. ૧ જીરે ઉલટ અંગ ન માય, આજુની શોભા અતી ઘણીજી; જીરે માનુની તે મળીરે આજ, છબી નિર્ખવા પ્રભુ તાણીજી. ૨ જીરે હીંડે તે માંડલા માંહે, કનક કળશ શીરપર ધરીજી; જીરે એકેકરે પુષ્પની માળ, બીજે કરે કુમ કુમ ભરીજી. ૩ જીરે તે ઉપર શ્રીફળ સાર, મુક્તા થાળ સંગે ભરીજી; મહારા વાહાલાને વધાવાને જાઉ,

ઉમંગી ઉમંગી આનંદ ભરીજી. ૪ જીરે ચર્ણ જીવોરે જુગલ કીશોર, આ જોડો અવીચળ સદાજી; બલીહારી શ્રી વિઠ્ઠલનાથ, કોડ પુરો માહારા મનતણાજી. ૫ ધન્ય ધન્ય તે આજુનો દીન.

---

## ધોળ ૮૬. પદ ૨.

જીરે ધન્ય ધન્ય આજુનો દીન, શ્રી વિઠ્ઠલનાથ પધારી આજી; સુણી સુરીનર હર્ખ્યા મન, કળજુગ જીવ ઓધારી યાજી. ૧ જીરે ધન્યધન્ય શ્રી વલ્લભ તાત, પ્રગટ પુરૂષો- તમ સુત હવાજી; જોતાં જાણુરે અદભુત વાત, પુરણ પ્રિત્યે પામવાજી. ૨ જીરે ધન્ય ધન્ય શ્રી અકાંજી માત, કુંવર કર હુલરાવીઆજી, જીરે એના મુખમાં તે સાયર સાત, જશોદાજીને દેખાડીયાજી. ૩ જીરે એના મુખમાં તે બીડી બરાસ, વૈશ્નવ જનને આપીયાંજી; વહાલે આ- પ્યાં તે ચરવિતનાં દાન, ભવનાં બંધન કાપીયાંજી૪જીરેધન્ય ધન્યરે જુમનાજીનું તીર, નિત્ય નિત્ય નાથ ક્રિડા કરેજી; વાહાલો ઓઢેરે ઉપરણા સાર, દીઠડે મારાં મન ઠરેજી૫ જીરે ધન્ય ધન્યરે વ્રજવાશી લોક, વદન નિહાળે વળી વળીજી; જોતાં જાણું તે કારણ કાંય, મંગળ ગાએ મહી મળીજી. ૬ જીરે ધન્ય ધન્યરે શ્રી ગોકુળગામ, વ્રજ નાયક વાસો વસેજી, હવે સરીયાં સેવકનાં કાજ મરજા-

દી મનમાં હસેજી. ૭ જીરે ધન્ય ધન્યરે ઓછવ આજ, શ્રી વલ્લભજીને બારણેજી; ત્યાંહાંતો વાગેરે તાલ પખાજ, બંદીજન બહુ જશ ભણેજી. ૮ જીરે ધન્ય ધન્યરે માગશર માસ, ઉત્તમ વદ નવમી ભલીજી; સુખ પામ્યોરે સહીયર સાથ, લીલા દેખી નિત્ય નવી નવીજી. ૯ બલીહારી તે માધવદાસ, શોભા માહારે મન વશીજી; સેવકજનનાં સરીયાં કાજ, એ લીલા સઉને મન ઠશીજી. ૧૦ જીરે ધન્ય ધન્યરે આજીનો દીન.

---

## ધોળ ૮૭. પદ ૩.

ધન્ય ધન્ય તે આજીનો દીન, આજીની રત રળીયામણીજી; પધાર્યા શ્રી વિઠલનાથ, વેગે તે આપો વધામણીજી. ૧ આપણ સદા શોહાગણી નાર, આપણ શીરપર એ ધણીજી; તમો પેહેરોને નૌતમ ચીર, શુંદરી નવસપ્ત વર્ષ તણીજી. ૨ તમો પેહેરોને આભ્રણ અંગ, સરખા સરખી સંચરોજી; સખી એક કરે પુષ્પની માળ, બીજે તે કરે કુમ કુમ ભરીજી. ૩ ઉપર શ્રીફળ ફોફળ સાર, કનક કળસ કેશર ભર્યાજી; માહારા વાહાલાજીને નિર્ખવા જાઉ, નિર્ખી હર્ખી માહારસ ભરયાજી. ૪ જઈ જોયા શ્રી જુગલકીશોર, દેહની દશા ગઈ વીસરીજી; જોયા શ્રી રૂક્ષમણી વહુજીના કંથ, ઉર ઉપર અમી ભરાજી. ૫

જોયા શ્રી પદમાવતી વહુજીના કંથ તે દીઠે માહારાં મન ઠરેજી; માહારૂં માગ્યું આપોને માહારા નાથ, મનડા તણાં કારજ સરેજી. ૬ સદા શ્રી ગોકુળ માહારો વાસ, પ્રભુની છબી માહારે મન ઠશીજી, બલીહારી તે માધવદાસ, એ લીલા માહારે મન વશીજી.

---

## ધોળ ૮૮.

ઉભા રહો તો કહું એક વાતડી, શ્રીનાથજી૦ તમ માટે ગાળીછે મેંતો જાતડી શ્રીનાથજી૦ ૧ તે દિવસે મળ્યા હતા વંદ્રાવનમાં, શ્રીનાથજી૦ તે દીવસની તાલાવેલી તનમાં. શ્રીનાથજી૦ ૨ શ્રીનાથજી જોયાના મને કોડરે, શ્રીનાથજી૦ પુરી માહારા મન કેરી આશરે. શ્રીનાથજી૦ ૩ હસોછો મધુર વાંકુ જોઇને શ્રીનાથજી૦ નેન કટાક્ષે માહારાં મન મોહીને. શ્રીનાથજી૦ ૪ ક્ષણક્ષણ ભણકારા વાગે કાનમાં, શ્રીનાથજી૦ ઘરમાં જાઉ ને ગાઉ તાનમાં. શ્રીનાથજી૦ ૫ ચિત્ત ચોટતું નથી ઘર કામમાં, શ્રીનાથજી૦ ઘેલી ઘેલી કેહેછે ગોકુળ ગામમાં.શ્રી૦૬ કેહેનારા ના કેહેછેપણ માથેછો ધણી, શ્રીનાથજી૦ વલ્લવના સ્વામી હું દાશી તમતણી, શ્રીનાથજી૦ ૭ પુરો માહારા મન કેરી આશરે, શ્રીનાથજી૦ શર્ણે આવ્યોછું તમ દાસ રે. શ્રીનાથજી૦ ૮ ભવોભવ પાર ઉતારીએ, શ્રીનાથજી૦

બલીહારી જાય માધવદાસરે. શ્રીનાથજી૦ ૯

## ધોળ ૮૯.

સરદપુનમની રાત્ય જોઈ વાહાલે રમવા કીધું મનરે, વન કુલાં તે લીલા શકેત તે મન ચંદ્ર જતન; હરી રસ માતારે. ૧ વેણ વજાડી ચિત્ત હર્યું, પ્રગટયું અંગે અનંગરે; સાંભળતાં ગોપીજન આવ્યાં, કૃષ્ણ સમીપે સંગ. હરી. ૨ વેણું સાંભળીને દોહોવું મુક્યું, દોહતા વાસણરે; ખીર ચડાવી તેમજ મુકી, વાહાલા પાસે મન. હરી. ૩ તાતાં દુધ જમાવતાં, પતી સેવા ભોજનરે; લેપનતાં લોચન આંજતાં, વિપ્ર તે આવ્યા. હરી. ૪ પતીઓનાં રોક્યાં ન રહ્યાં, આત્મા હરી રસ માનરે; કેટલાએક પતીએ રોકયાં, માધવ ચર્ણે ચિત લગન. હરી. ૫ સહુથી આગળ તે જઈ પોહોતા, સગુણ મુકી તનરે; ત્યારે રાજાએ પુછયું; એ કેમ પોચે જન. હરી. ૬ શુકજી ત્યારે એમ ઓચરયા, પેહેલું કહ્યું તે સતરે; દ્વેષ ભાવે શીશુપાળ ઓધાર્યો, એતો પીઆ જુગત. હરી. ૭ વ્રજ રત્નાં આવ્યાં જાણીને, પ્રભુજીએ કહ્યું વચનરે; આવ્યાં તેતો સારૂ કર્યું, કારણ કહો પ્રસન્ન. હરી. ૮ રજની એવી જંતુ ભયંકર, હમણાં જાઓ ઘેરરે; માત પીતાને પુત્ર ભાંડરૂ, શુંછે તેહેની પેર. હરી. ૯ વન દીઠું ચંદ્ર કરી શોભે, કાળંદ્રી જળ તેમરે;

ઘેર જઈ પતી સેવા કરો, પાળો બાળક જેમ. હરી. ૧૦ જો માહારે પ્રેમે આવ્યાંછે, તોએ તે પણ જોયુંરે; પતીને મુકીને આવ્યાં, પતીવ્રતા ધર્મ ખોયું. હરી. ૧૧ ઘરડો મુર્ખ રોગી હેવો, તોય પતી નવ તજીએરે; નિંદા આવે સરવે જુવે, તેથી અન્ય નવ ભજીએ. હરી. ૧૨ શ્રવણ કીર્તન ધ્યાને આવું, એમ નહી કાંઈ વેહેલાંરે; એવાં વચન સાંભળી ગોપી, વિભળ થયાં સર્વે ઘેહેલાં. હરી. ૧૩ મુખની ચુંમી બાદર મુકે, શોક કરી નિસાસોરે; નખેણે ભોમી લખીને માગો, અવની વીમળ વીમાસે. હરી. ૧૪ પ્રભુજીએ વાત કરી મન જોયું, એમ કેહે શું વેઠરે; નઈણે આંસુ ફેરવી લીધાં, બોલ્યા ગદ ગદ કંઠે. હરી. ૧૫ ન મુકાય તે મુકી આવ્યાં, એવું દેહેવું નવ ઘટેરે; જો બીજી કહ્યું તે જાણું, ધર્મ કોણથી પ્રગટે. હરી. ૧૬ ધર્મ રૂપ કરી તમને જાણું, તમ ભજે સહુ વિલંશેરે; મુકી નિત્ય અનિત્ય શું કરીએ, ચતુર થઈ ઓળખશો. હરી. ૧૭ ઘણા દીવશના તાપ હુતા તે, તમો વિના કોણ સમાવેરે; કો કેહેશે જે કહ્યું ન માન્યું, કોહો કેમ ઘેર જવાય. હરી. ૧૮ ચિત હર્યું ને કામ નવ સુજે, જ્યાં ચાલો ત્યાં જઈએરે; અધરામૃત કરી વ્રેહ સમાવો, વ્રેહ અગિન નવ ઝરીએ. હરી. ૧૯ નહી સમે તો પદવી થાશો, ચરણુત મારાં સોઈએ; ચર્ણ રમાને દુર્લભછેરે, તે જોઈ સંરક્ષણ હોઈએ. હરી. ૨૦ વૃક્ષ સમક્ષ લક્ષ્મી રાજેછે, તો એ

પદરજ ઈચ્છેછેરે; સમરથ વાધ્યું તમ દીઠા માટે, દાશીકેરો સહુ ઈછે. હરી. ૨૧ અલકાવૃત શ્રી મુખ અવિલોક તે, થઈ અપ્રચર આજેરે; વેણું ગ્યાન સાંભળતાં મોહી, ત્રૈ-લોક જુવતી સમાજ. હરી. ૨૨ ગોદ્વિજ દ્રુમ પુલકીત થયાં, બીજાની શી વાતરે; સ્તન મુસ્તક કર પંકજ ધરે, આરત મીટો ગાત. હરી. ૨૩ ખેદ વચન સાંભળતાંપ્રભુ. ગોપી સંગે રમણ કર્યાં, ઉડગણને વચે ચંદ્ર જેમ તેમ ગોપી પ્રભુ ઠરયાં. હરી. ૨૪ સતનાં જુથ મળીને ગાએ, વ્રજમાં ફરવા લાગ્યારે; જુમનાં કુલીને મળીસહુ આવ્યાં, કેવળ રસમાં પાગાં. હરી. ૨૫ સ્ત્રિમાં અધિક કોણઅમ વિના, એમ કર્યું મદ મનરે; પ્રભુજીએ જાણી મનની વારતા, ત્યાં થયા અંતરધ્યાન. હરી. ૨૬ શ્રી વલભ શ્રી વિઠ્ઠલ પ્રભુજીની, કૃપાથી ગાય એમેરે; તમનિજ દ્વારકેશ ઉર લાવ, લીલા વાર્ણવી પ્રેમ. હરીરસ માતારે. ૨૭ સ-રદપુનમની રાત જોઈ, વાહાલ રમવા કીધું મનરે.

---

## ધોળ ૯૦

### પંચપદ્ઘી રાગ ગરબી.

તમે ક્યાંહાં ગયા વનમાળીરે ગીરધર સામળીયા, ટેક; વ્રજ ભક્ત અંતર હેત જાણીને કલેશ ચિતને કીધુંરે, હા ૧૫ વિલાશ વિહાર જોઈજોઈ મન હરીને લીધુંરે. ગીરધર.૧

હુંછું કૃષ્ણ તમેછો કૃષ્ણ, કહે સહુ તમને થઇ; વન નવ ખોજે ઉંચે ગાય, અહીંયાં છે કે નથીરે, ગીરધર. ૨ અ સ્વસ્થને જઇને પુછું. નંદ સો નવ કૈ દીઠા; કુરખાદીકને ત્યમ પુછું, એમ ગયાછે મીઠારે, ગીરધર. ૩ હે તુળશી હરીચર્ણ પ્રિયછે, અલીસે પ્રભુજી જોયારે; હે જાય મલ્લી કા માલતી, તબ છોટેરસ મોહ્યારે. ગીરધર. ૪ હે રસાળ રૂપગારીછો, યમુનાં ઉપકંઠે વર્શીયારે; હેધરણી તમો તપ મોટાછો, એમ ગયાછે રશીયા. ગીરધર. ૫ હે મૃગપત્ની દીઠા પ્રભુજી, પ્યારી સંગે રસ મીઠુરે; કંદ્રપ રાગે હે તરૂ સરવે. નમન તમારૂ દીઠુ. ગીરધર. ૬ હે વેલડીઓ પ્રભુજી જોયા, દીસોછો રસ ભીલાંરે; ઉનમત પુછું સરવને, કરીએ પ્રભુજીની લીલા. ગીરધર. ૭ એક પુત્ના થઈ કૃષ્ણ, એક સ્તન પીધું તે રીતેરે, સકટા ચરણુ ગાડુ, રીગણુ કીધું રીત. ગીરધર. ૮ એક રામકૃષ્ણ ગોપી, બગાસુર બક માર્યોરે; ગાય દુરી મુખ વેંણું વજાડી, તેડી વદન નિહાળો. ગીરધર. ૯ એક બાહુ ખંધપર રાખી, કૃષ્ણ લીલા ગત જોએરે; એક એક સ્તાન અંચળ ઉંચો કરી, વરખા ભમના ખુવે. ગીરધર. ૧૦ એકચર્ણ તે મુસ્તગ મુકી, કહુ દુષ્ટ ખલભી ચોરે; દાવાનળનું પાન કરૂંછું, વેહેલાં આંખો મીચોરે. ગીરધર. ૧૧ એક પુષ્પમાળથી બાંધ્યાં, એક હસ્તન અનુખળ ભીતાઆં; એ લીલા કરી વનવન આલ્યાં, દીઠા તે પદમાં. ગીરધર. ૧૨ નંદસો વનના હે પદ

નિશ્ચે, ધ્વજ અંકુશપદ લૈઆં રે; બીજા જોડે ચર્ણ વિલોકિ-
ત, મન વિમાશી રહ્યાં રે.ગીરધર.૧૩ હે જોડે પદ જુઓ
કેહેનાં, જ્યમ હસ્તની હુસ્તી; જુઓ એનું ભાગ્ય સહુ
કહીએ, એમ મુકી બીલસ્તીરે. ગીરધર. ૧૪ ચર્ણરેણુની
સ્તુતી શું કરીએ, બ્રહ્મા ઇશ અહર્નિશ જાચે; જે પદ
જોયા તે નવ દીઠા, જાણું ખેલે નાચેરે. ગીરધર. ૧૫ પુ-
ષ્પ વચે થયું આ ઠામે, પદ અડધાં દેખૈઆં; એહાં પુષ્પ
કેશમાં ગુથાઆં, બેશી નિશ્ચે થયાં રે. ગીરધર. ૧૬ આત
અમારાં મેરે માહા કરૂ, તે જોતાં દીનતા જોઇએરે; અ-
મો સર્વને વન મુકીને, એન ભજતા છોઇએરે. ગીરવર.
૧૭ મુખ સર્વમાં હું છું જાણું, માન કરૂ તે રીતેરે, મુજથી
હવે ચલાએ નહી, ચાલો તે પદ મીતેરે. ગીરધર. ૧૮
સ્કંધ ચઢો કહ્યું કૃશ્નજી, વિપ્રીતે મન જાણુંરે; ત્યાં થયા
અંતર હેત વાહાલાજી, વળી વળી વિલાપ વખાણુંરે. ગી
રધર. ૧૯ જોતાં આવ્યાં સર્વે, એપણ દુઃખે ભરીઆં રે;
એના મુખનાં વચન સાંભળી, વિસ્મે થઇ સહુ રહ્યાંરે.
ગીરધર. ૨૦ ચંદ્ર પ્રકાશ ગયાતાં શોભી, તમ જોઈ પાછાં
ફરયાં; ભાગવદ ગુણ અલાપે પ્રભુના, ગાઈ ગાઇ ઘર વિ-
સરીઆં. ગીરધર. ૨૧ જુમનાં પુલીન મળી સહુ આવ્યાં,
કૃશ્ન ગવન ચિત લૈઆં; દ્વારકેશતી અનુચર જાણી, કૃપા
કટાક્ષે કહ્યાંરે. ગીરધર સામળીઆ. ૨૨ તમે ક્યાંહાં ગયા
વનમાળીરે.

---

# ધોળ ૯૧.

## પંચદ્ધી પદ ૩ જું લલીતછંદ.

વ્રજ અતિ શોભીયુ, જન્મ તવ કરી, રમા શોભીયું હો મળ્યા હરી. ૧ વિરખે જળથકી મૃત્યુ રાખીયુ, ગીરધરે કરી એહ જાણીયું. ૨ આનંદ ગોપીકા અખિલ જીવને, બ્રહ્મ પ્રાર્થના, જાદવ કુળે થયું. ૩ સંસાર ભય થકી, ચર્ણ શર્ણછું, લક્ષમી કર ગહ્યો, તેજ કર ધરો. ૪ શીકાર તો થેશે મુખ દેખાડીયું, સર્વ ભક્તનું ગર્વ તે હર્યું. ૫ પ્રણીત જીવનું પાપ છેદવું, ચર્ણકમળર્થા, કામ ભેદવું. ૬ મધુર વાણીએ, આનંદ જે થયું, એવા ભક્તને અમૃત પાવવું ૭ તવ કથામૃત કરી તૃપ્ત જીવને, શ્રવણ મંગળે દુઃખ તે ગયું. ૮ હાસ્ય વખાણું વ્રેહે દયા નથી, રેદ છોડીને ચિત ચોભીયુ. ૯ ગાય ચારતાં વ્રજ ધાદીયુ, લકતી ત્રણ્ય શલા ચિત દેખીયું. ૧૦ ઓખ આ અવાસમે, વદન ગૌર જે, જોઈ પંચ સ્વર, પ્રગટ તે થયું. ૧૧ નમન પામીયું રમાએ રચ્યું, ધર્યા ભુવણે એહજ થવું. ૧૨ વેણુ નાદથી શોક નાશીયું, અન્ય નમન ન જોઈ અધર પાવવું. ૧૩ ભ્રમણ અન્ય કરો નિમેશ જુગ થયું, વદન દેખતાં પલક દુઃખ ગયું. ૧૪ સર્વ મુકીને સમીપ આવીઆં, ગ્યાન સાંભળી કહો કયાં ગયાં. ૧૫ અતિ ઉદારછો ઇંદ્ર રાધવું, તે જોઈ વામાનું મન મોહીયું. ૧૬ સર્વ ભક્તના વ્યક્ત રૂપછો,

સર્વ રેદનું કપણુ ત્યાગીયું. ૧૭ અન્ય ભ્રમણુ વુમાશણુ ખુચીયું, તજી રેદ પદ ધરો કહ્યું માનવું. ૧૮ જુગલ ચર્ણની રેણું આપવું, દાસનો દાસ દ્વારકેશ જાણવું. ૧૯ વ્રજ અતિ શોભીયું.

---

## ધોળ ૯૨.

### પંચદ્ધી પદ ૪ થું.

સર્વ ગાઇને રહ્યા, પ્રભુજીને આવ્યાં એમ, શુસ્વરે કરી રૂદન કીધું; દુઃખ મનમાં ત્યમ, કહીએ પ્રાણુ નિધ્યની વેલ્ય. ૧ પ્રગટ્યા ત્યાંથી કૃષ્નજી, સુખ સદન મુખાર્વિંદ પીતાંબર અધરૂરી માળા; એહ ગોકુળચંદ કહીએ. ૨ સર્વ ઉભા થયા ગોપી, કરી દ્રષ્ટ પ્રસન્ન, પ્રાણુ આવ્યા હાથ પગથી, થયાં ઉભાં મન કહીએ. ૩ કેટલાં અંજુલી કરી કરી, ગ્રહ્યાં વેદ પ્રસંન, ચંદન ચરચિત બાહુ લેઇને; ધરૂ સંશે અશ, કહીએ. ૪ કેટલાં અંજુલી કરીને, ગ્રહ્યોછે તંબોલ; એક હસ્તસરોજ લીધું ધર્યું રૂદે અમુલ્ય કહીએ. ૫ કેટલાં ભ્રકુટી કુટીલ રાખી, પ્રેમનો આવેશ; વક્ર દ્રષ્ટ કરીને જોયું, રસભર્યા આવેશ કહીએ. ૬ એક દ્રષ્ટ ટીક જોઇ રહ્યા મુખ પાનથી ન અધાય; નેન દ્વારારેદ લાવી, ન મેલ્ય ન ભીડાય. કહીએ. ૭ ત્યાં ફરીજોઇ જોઇ પ્રભુજી આનંદોઆ, વ્રેહતાપ સમાય; વ્રજભક્ત હરી સંગ્રાતછે, તે અધિક શોભા થાય કહીએ. ૮ કાળીંદ્રી

સહુ પુલીન આવ્યાં, હર્ખ મનનાં અપાર ચંદ્ર; કીધું નિ શાનિશા નિર્મળ વળી ભોમી સમાર. કીહીએ ૯ ઉ· લ્હાદે કરી શ્રુતી નામનો રથ જ્યમ પુર્યે કામ; ઉત્રી વસ્ત્ર કુમકુમ અંકીત, પાથર્યા તે ઠામ, કહીએ. ૧૦ ત્યાં બીરાજ્યા પ્રાણ નિધિ ગોપી શ્યામસ્પષ્ટ, સ્પશ હસ્ત અનંગ દીપન; સ્મરણ ગોપી દ્રષ્ટ. કહીએ. ૧૧ ભજે તે હેને ભજે જેકોઇ, તે કહીએ વિપરીત; ભજે ન ભજે નહી ભજે, કહો ક્યાંહાંની રીત. કહીએ. ૧૨ પરસ્પેર ભજે જે કોઈ, આપ આપણે અર્થ; વિપ્ર જોગ્યે ભજેછે, તે જાણજો જુગત્ય, કહીએ. ૧૩ એક જોગી કામ પુરણ મુઢ ગુરૂ દ્રોહીષ્ટ; ચાર જણની એક રીતછે, કહ્યુંછે ગો· વીષ્ટ. કહીએ. ૧૪ અમો તો ભજતાં નથી, તે ધ્યાન છુટી જાય; દ્રવ્ય પામો જાય ત્યારે, અધીક તનમે થાય. કહીએ. ૧૫ અમો ભજન પરોક્ષ કીધું, જાણજો એ સત્ય; ત્યમ ભજાનુ શું કહું, કેહેતાં ન આવે કત્ય. કહીએ. ૧૬ ચીરણ કાળનું આયુષ્ય લેઇને, ઓશોગળ ક્યમ થાઉરે; દ્વારકેશ કેહેછે છબીપર, નિરંતર બલજાઉ. કહીએ પ્રાણ નિધની વેહ્યા. ૧૭

---

## ધોળ ૯૩.

### પંચદ્ધી પદ ૫ મું રાગ ગરબી.

વાહાલા તારાં વચન સાંભળીને હરખ્યા, વાહાલાતારાં

વિરહ તાપ કરાવ્યા; વાહાલા તારા અડતાં આનંદ પરખ્યાં. રાસ રમીશું શ્રી ગોકુળચંદશુંરેલોલ. ૧ વાહાલા રાસ આરંભણુ કીધું, વાહાલા નૃત્ય ભેદ ગતી સીંધુ; વાહાલા બાહુ પરસ્પર લીધું, રાસ. ૨ વાહાલા ઉછવ રાસ અમુલ્ય, વાહાલા અનેક મંડળી ગોળ;વાહાલા કૃષ્ણ આદે તે સોળ, રાસ. ૩ વાહાલા દેવ સ્ત્રી દરશાવ્યાં, વાહાલા ચઢી વેમાન સહુ આવ્યાં; વાહાલા સંગે સપ્ત કહાવ્યાં, રાસ. ૪ વાહાલા દેવ દુંદભી વાજે, વાહાલા ગાંધ્રવ આનંદ રાજે; વાહાલા પુષ્પ વ્રષ્ટિ કરી સાજે, રાસ. ૫ વાહાલા નેપુર કંકણી વાજે, વાહાલા બાંહેમાં મધ્ય મણી રાજે; વાહાલા રાસ મડળી રસ સાજે રાસ. ૬ વાહાલા શ્રમ કણ મુખપર અલકે, વાહાલા ભ્રુવિલાશ ભ્રુવિ લળકે; વાહાલા લલીત મેઘ જળ ઝળકે, રાસ. ૭ વાહાલા ઉંચે સ્વર તે ગાય, વાહાલા રાગ રંગ ત્યાં થાય; વાહાલા તે રસનું શું કેહેવાય, રાસ. ૮ વાહાલા અધિક સર્વકો નિરખી, વાહાલા રૂડું કેહેતાં હરખીઃ વાહાલા સંગ સખી સહુ સરખી. રાસ. ૯ વાહાલાને રાસ અમિત કોઈ કહીએ, વાહાલાને બાહુ કંઠ કર ગ્રહીએ; વાહાલાનેમળી એમે લિલકા લહીએ, રાસ. ૧૦ વાહાલા ચંદન ભુજને દીધું, વાહાલા અતિ શુભાશ મન લીધું; વાહાલા પુલકીત ચુંબન કીધું, રાસ. ૧૧ વાહાલા નિત્યે વિદકલ સરેશ, વાહાલા મુખ કપોળ કર પરસે; વાહાલા અરવિત બિંદુ

દરેશે, રાસ. ૧૨ વાહાલા નૃત્યગ્યાન મન ર્ક્યું, વાહાલા નેપુર કિંકિણી રર્શાયું; વાહાલા હસ્ત રૂદેપર ધર્યું, રાસ. ૧૩ વાહાલા એકલ પામ્યા ગોપી. વાહાલા કંઠ બાહુ આરોપી; વાહાલા રંગરેલી મન સોપી, રાસ. ૧૪ વાહાલા કર્ણ કમળ બિરાજે, વાહાલા દ્રુમ અલક મુખ ભાજે; વાહાલા ભ્રમર રસ ગુણ ગાજે, રાસ. ૧૫ વાહાલા માંગ મોતી કેલી, વાહાલા તેમ ગોપી રંગ રેલી; વાહાલા બાળક દરપણ ખેલી, રાસ. ૧૬ વાહાલા વ્યાકુળ રસઆનંદ, વાહાલા કહેતાં ન આવે છંદ; વાહાલા એ વંદ્રાવનચંદ, રાસ. ૧૭ વાહાલા ખેચર સ્ત્રી રસ જોયુ, વાહાલા કામ દ્રષ્ટ મન મોહ્યું; વાહાલા વરદાને રસ સોહ્યું રાસ. ૧૮ વાહાલા અતી વિરહેથી આણો, વાહાલા પ્રેમ અમ્રીત સુખ જાણો; વાહાલા પુછ ન કીધું પાણે, રાસ. ૧૯ વાહાલા સ્પર્શ આનંદ થાએ, વાહાલા લીલા થઈ તે ગાવાએ; વાહાલા અમ્રત દ્રષ્ટિ જોવાએ, રાસ. ૨૦ વાહાલા અશ્રિત સર્વે જાણો, વાહાલા ક્રિડા કરીનેવખાણો; વાહાલા જળ પ્રવેશ મન આણો, રાસ. ૨૧ વાહાલા જળ ક્રિડાની રીત, વાહાલા કહે ન આવે પ્રીત; વાહાલા પરસ્પર થઈ જીત્ય, રાસ. ૨૨ વાહાલા જળથી ગમન કર્યું, વાહાલા પુષ્પીત વન સંચર્યું; વાહાલા તે જોઈ મન ઠર્યું, રાસ. ૨૩ વાહાલા નવરંગ નાટક સાજે, વાહાલા ચંદ્ર નીશા અતી રાજે; વાહાલા મદન જોઈને લાજે,

રાસ. ૨૪ વાહાલા રાજાએ પુછયું એમ, વાહાલા ધર્મ રીત્ય તે તેમ; વાહાલા અધર્મ પ્રવેશ તે કેમ, રાસ. ૨૫ વાહાલા ધર્મ સત્ય કરી સ્થાપો, વાહાલા વ્યકતા કરતાં રાખ્યો; વાહાલા પરદારા કેમ જાપો, રાસ. ૨૬ વાહાલા પોતે પુરણ કામ, વાહાલા ઈચ્છિત કીધું તેમ: વાહાલા અભિપ્રાય કો એમ, રાસ. ૨૭ વાહાલા શું કીજીએ કહો વીચાર, વાહાલા પુરણ એ અવતાર; વાહાલા અનલ પેડ સર્વ સાર, રાસ. ૨૮ વાહાલા ઈશ્વર વચન પ્રમાણ, વાહાલા આચરણ કરે અજાણ; વાહાલા બુદ્ધિવાન ત અજાણ, રાસ. ૨૯ વાહાલા હરીરસની ગમ વખાણે, વાહાલા તવન કરે અજાણે; વાહાલા જેમ રૂડું વિખ ખાણ, રાસ. ૩૦ વાહાલા ઉચિત કરે વાણી, વાહાલા ઉચિત વગર સુહાણી; વાહાલા નીરહંકારી જાણી, રાસ. ૩૧ વાહાલા એવું કર્યું પ્રતાપે, વાહાલા ઈશ્વર કરી સહુ જાપે; વાહાલા ભકત મનોર્થ આપે, રાસ. ૩૨ વાહાલા જેહી પદ રજ માગે, વાહાલા બ્રહ્માદિક અનુરાગે; વાહાલા કરમ બંધ શું લાગે, રાસ. ૩૩ વાહાલા ગુલાબી પ્રીત જાણો, વાહાલા અંતરજામી માણો; વાહાલા બાંધ કુકર્મ વખાણો, રાસ. ૩૪ વાહાલા મનુષ્ય દેહ ધર્યું, વાહાલા તે ક્રિડા આચર્યું; વાહાલા ગુણ ગાઈ ભકિત વધુ, રાસ. ૩૫ વાહાલા ગોપ મન કાંઈ નાણ્યું, વાહાલા યોગ માયા કરી છાયું; વાહાલા પાસે દારા દેખાયું, રાસ.

૩૬ વાહાલા બ્રહ્મ રાત્રી તે જાણી, વાહાલા તોએં ત્રપ્ત ન માણી; વાહાલા ઘેર ગયાં સહુ રાણી, રાસ. ૩૭ વાહાલા એ લીલા જે ગાએ, વાહાલા શ્રવણ રૂદે રસ લાવે; વાહાલા ભક્તિ માહા ફળ પાવે, રાસ. ૩૮ વાહાલા ધન્ય વ્રજવંતી ગોપી, વાહાલા મન કરી સરવ સોંપી; વાહાલા ધન્ય જમુનાં રસ ઓપી, રાસ. ૩૯ વાહાલા શ્રીમદ વલ્લભ ચર્ણ, વાહાલા શ્રી વિઠ્ઠલેશને બરણ; વાહાલા દ્વારકેશછે શર્ણ, રાસ રમીશું શ્રી ગોકુળચંદશુંરે લોલ. ૪૦ સંપુર્ણ.

---

## ધોળ ૯૪.

### પંચપદ્દી પદ ૬ રાગ ગરબી.

સરખી સાહેલી સહુ મળીને, નવ સત આભ્રણ સજીઆરે; સાન કરીને વાહાલાને તેડો, લટકે ગરબે રમીએ ચાલો જોઇએરે. ૧ શ્યામા શ્યામને મધ્ય બેસારી, તાળી વાહે હાથેરે; નિર્ખતાં વાહાલે રીઝીજી, જુવે કટાક્ષ સાથે, ચાલો. ૨ સપ્ત સ્વર એકવીશમું રચના, ગ્રામ ત્રણ્યને ભેદરે; રાગણીઓ છત્રીશે મેળવી, ગાયો પ્રબંધ ભેદ, ચાલો. ૩ લાગદાટને ઉર પતી રસ, સંગીત નૃત્ય ગતી લીજેરે; મુશકાઈ વાહાલાએ જોયું, સર્વે રસમાં ભીજ્યાં, ચાલો. ૪ શામળીએ ત્યારે ઉભા થઈને, વેણુ વાઈ

કાંઈ કીધુંરે; વિહવળ થયાં સાંભળી સર્વે, મન આકરશીને લીધું ચાલો. ૫ છુટા કેશ શ્વેત શ્રમ શ્રી કર, ભુજા બાહ્યડી લટકેરે; કરણ કુલ નકબેસર ટીલડી, કંકણ પહોંચી મટકે, ચાલો. ૬ બ્રહ્માનંદ થકી ઉગાર્યાં, ભજનાનંદ લીધાંરે; રાસ રમી જળ ક્રિડા કીધી, સર્વ મનોર્થ સીધાં, ચાલો. ૭ બ્રહ્માદિક શનકાદિક શંકર, ચઢી વેમાને જોયરે; ગુણગાંધ્રવ અપસરા કીનર, પુષ્પ વ્રષ્ટી ત્યાં હોએ. ચાલો. ૮ ધન્ય વિદ્યુતની પેરે સહુને દરશન એણી રીતે બ્રહ્મ રાત્રીને લેખે કીધું; એણીપેરે સર્વ જીતે, ચાલો. ૯ ધન્ય ગોપી વ્રજ શ્રી જુમનાં ત્રઠ, જ્યાં ક્રષ્ણ રસ પાએરે; શ્રી વલ્લભને ચર્ણ પ્રતાપે, દ્વારકેશ નીજ ગાએ. ચાલો જોઈએરે. ૧૦

---

## ધોળ ૯૫.

### અથ શ્રી પંચદ્ધી ૭.

દીઠી સરદની રાત સોહામણીજો, વાહાલે રાસ રમવાની ઇચ્છા કરી જો. ૧ વાહાલે વેણુ વગાડી વનમાંજો, સ્વર પુરો સખીના કર્ણ રદયમાંજો. ૨ નારી શ્રવણે સુણી સહુ નીસર્યાં જો. કુળની મર્યાદા વિસરાંજો. ૩ તેહને તતક્ષણ ગ્રહ કાજ મેલીઆં જો, અંગે અટપટાં આભુષણ પેહેરીઆં જો. ૪ એમ આવતાં તે દીઠાં સુંદરીજો

ત્યારે ગમન વાચક બોલ્યા હરીજો. ૫ તમે શાંને તે આવ્યાં સહુ મળીજો, તમોં કુળવંત કહાવો કામની જો. ૬ એમ લોકમાં તે લાંછન લાગેશ જો, તમારે પતીવૃતા ધર્મ ભાગેશજો. ૭ પતીવૃતા પતિને છોડે નહીજો, પર પુરૂષસું પ્રિત જોડે નહીજો. ૮ શ્રીમદન મોહનજી રૂપે ધરીજો, બે પાસે તે સોહીએ કામનીજો. ૯ મધ્ય રાજે શ્રી ગીરધર રાજીઆજો, પ્રભુ સાતે સ્વરૂપ બીરાજીઆજો. ૧૦ પ્રભુ સાતે સ્વરૂપ લીલા કેરજો, એણી પેરે તે વ્રજમાં વિચરેજો. ૧૧ ત્યારે શુંદરીને અભિમાન આવીયુ જો, ભાગ્ય પોતાનું સરાવીયુ જો. ૧૨ ત્યારે અંતરધ્યાન હુઆ હરી જો, ઘણો વિલાપ કેરેછે શુંદરીજો. ૧૩ શ્રી જુમનાંજી પુલીન આવી રહ્યાંજો, ત્યારે નાથજીને મન કરૂણા આવીજો. ૧૪ શ્રી ગોકુળચંદ માજી રૂપે ધરીજો, ત્યારે શુંદરીને દરશન આપ્યા હરીજો. ૧૫ દ્વારકેશ પ્રભુને જાઉ વારણેજો, ફરી વ્રજ પ્રગટ્યા હમ કારણેજો. ૧૬

---

## ધોળ ૯૬.

મહારા વાહાલાના વનમાંહ્ય, વાગે રૂડી વાંસલડી; હુંતો ઘેલી ફરૂં ઘરમાંહ્ય, કોણે દીધી સાંકલડી. ૧ કુંભ વિના જળ ભરવા ચાલી, શીરપર મેહેલી ઉઢાણીરે; ગઇણુંરે લેઈ જળ ગળવારે બેઠી, કુંભની શુધબુધ ભુલી. વાગે. ૨ ગુણીઆ વના ગઉ દોવારે બેઠી, સાડી ભીજાઈ નવ

જાણીરે; વાછડું વાળતાં ગોપીયુરે, બાળક બાંધ્યાં તાણી રે. વાગે. ૩ ઘી તાવીને છાસમાં રેડયાં, ને દુધમાં રેડ્યાં પાણીરે; નેતરૂ લઇને નાવલીયો બાંધ્યો, ઘરનો ધણી નવ જાણ્યોરે. વાગે. ૪ પાત્ર વિના મેં ભોજન પીરશ્યાં મોદક મરચ્યાં ભેળીરે; સાકર વડીનાં શાક વઘારચાં, શેવમાં સુંઠ ભેળીરે. વાગે. ૫ સાસુ કહે વહુને વૈતર વળગ્યાં, અવચળિયા ઉતરાવોરે, દીયર કહે ભોજાઇને બાંધો, સાન કરી સમજાવોરે. વાગે. ૬ તનમન માહારા પ્રાણ હરીરે, માહારો વાહાલાજી મથુરાં જાયરે; રામકૃશ્ન પ્રભુ એ રસ પીતાં, વારે વારે સમજાવુંરે. વાગે રૂડી વાંસલડી. ૭

---

## ધોળ ૯૭.

### શ્રી વિઠુલનાથજી માહારાજનું ધોળ.

માગશર વદી ચતુરદશી સાહેલીરે, શુભ વેળા શુભવાર; શ્રી વિઠુલવર ભુતળ પ્રગટીઆ સાહેલીરે. ૧ ધન્ય ધન્ય માત ચારોમતી સાહેલીરે, પુરૂશોતમ અવતાર; શ્રીવિઠુલ. ૨ ઘેર ઘેર પોહોતી વધામણી સાહેલીરે, હર્ખાછે વસા તાત. શ્રીવિઠુલ. ૩ તોરણ બાંધ્યાં બારણે સાહેલીરે, ઘેર ઘેર ઓછવ થાય. શ્રીવિઠુલ. ૪ ધન્ય ધન્ય એ કાંકરોલી એ સાહેલીરે. માનુની મંગળ ગાય. શ્રીવિઠુલ. ૫ જાચક સહુ ટોળે મળ્યા સાહેલીરે, સુણી અનોપમ વાત. શ્રીવિ-

ઠ્ઠલ. ૬ વીધશું વેદ સ્નાન કરે સાહેલીરે. દાન આપે બ્રજ નાથ. શ્રીવિઠ્ઠલ. ૭ થાળ ભર્યાં સગ મોતીએ સાહેલીરે, આવ્યાં શ્રી વ્રજની નાર. શ્રીવિઠ્ઠલ. ૮ વિપ્ર વેદ ધુની ઓચરે સાહેલીરે, દેછે સહુ આશિષ્ય. શ્રીવિઠ્ઠલ. ૯ વધાવા આવે સહુ લાલને સાહેલીરે, હઇડે હરખ ન માય. શ્રીવિઠ્ઠલ. ૧૦ દાદીજીએ લીધા ગોદમાં સાહેલીરે, નિર્ખે સઘળો સાથ. શ્રીવિઠ્ઠલ. ૧૧ વૈશ્નવ ગાય આનંદ શું સાહેલી રે, આજ શ્રી જુગદીશ. શ્રીવિઠ્ઠલ. ૧૨ દેવનાં દુંદભી વાગીઆં સાહેલીરે, પુષ્પની વૃષ્ટિ થાય. શ્રીવિઠ્ઠલ. ૧૩ દૈવી જીવને કારણે સાહેલીરે, ફરી લીધો અવતાર. શ્રીવિઠ્ઠલ. ૧૪ શર્ણે લીધા જીવને સાહેલીરે, લીલાનો નહી પાર. શ્રીવિઠ્ઠલ. ૧૫ દાસ વલભ જાય વારણે સાહેલીરે, પુરૂષોતમ અવતાર, શ્રીવિઠ્ઠલ ભુતળ પ્રગટીયા સાહેલીરે. ૧૬

---

## ધોળ ૯૮.

કોઈ મને કૃશ્ન દેખાડોરે શ્રી ગોકુળમાં, કોઈ મને પ્રભુજી મેળાવોરે મધુવનમાં; મેરી મતી હેરી તેરો મર્મ ન જાણે, વનમાં ફરે વાહાલો તનમાંરે. મધુવનમાં. કોઈ મને. ૧ સકળ બન ઢુંડ્યા સકળ વ્રજ ઘેરચા, અંતરે ઉદાશી માહારા તનમાં. મધુવનમાં. કોઈ મને. ૨ અમર ચીર પેહેરયાં મેધાડંબર ઓઢયાં, ફુલડાં બેનનતી બાગન-

માંરે. મધુ બનમાં. કોઈ મને. ૩ ફાટંતા ચીર ને હાર માહારા ટુટ્યા, નિર ભરાયાં લોચનમાંરે. મધુ બનમાં. કોઈ મને. ૪ સુરદાસ કેહે પ્રભુ તીહારે મીલનકું, અતીરે ઉલટ માહારા તનમાંરે મધુ બનમાં. કોઈ મને કૃશ્ન દેખાડોરે શ્રી ગોકુળમાં. ૫

## ધોળ ૯૯.

માહારે મંદીર પધારો શ્રી નાથજી, હુંતો જોઉ તમારી વાટ; માહારે મંદીર પધારો શ્રીનાથજી. ૧ હુંતો શેરી વળાર્વીને સજકરૂ, હુંતો પથરાવું લીલાપીળા પાટ. માહારે. ૨ હુંતો કંકુ કેસરના ગારા ધાલું, હુંતો મોટીકસ્તુરી પડાવું ભાત. માહારે ૪ હુંતો ગોખે ગોખેરે દીવા કરૂં, હર્ખે બધાવું હીંચોળા ખાટ. માહારે. ૫ હુંતો સણગાર સજીરે શોભીતા, ચર્ણા ચોળી ગરચોળાંને ધાટ. માહારે. ૬ હુંતો આડ કરૂંરે કેસરતણી, હુંતો ચોખલીયા ચોડું લલાટ. માહારે. ૭ હુંતો સુંદીર મંગાવુંરે સુખડી, જીવણ જમવા તમારે કાજ, માહારે. ૮ હુંતો બીડાં વાળુંરેખાસટ પાનનાં, આરોગાવું શ્રીવલભરાય. માહારે ૯ હુંતો થાળ ભરૂંરે સગમોતીએ, વધાવું શ્રીવલભનો પરીવાર. માહારે. ૧૦ હુંતો કરજોડી કરૂંવિનતી, બલીહારી જાય માધવદાસ. માહારે મંદીર પધારો શ્રી નાથજી. ૧૧

## ધોળ ૧૦૦.

જીરે વૈશાકવદી એકાદશીરે, શ્રીવલ્લભજી પધારવાની પેરરે; શ્રીલક્ષ્મણ ઘેર સોહલો, જીરે અલંભાજીએ મનમાં વિચારીયુંરે, જીરે સુતતે પધરાવીએ ઘેરરે. શ્રીલક્ષ્મણ. ૨ જીરે અગ્નિકુંડે માગજ આપીઓરે, જીરેબેહુ સ્તને વેહછે પય નિધોરેરે, શ્રી લક્ષ્મણ. ૩ જીરે નિજજન સર્વે ઉ-ધારવારે, જીરે ભક્તિનો કીધો ઉપદેશરે. શ્રી લક્ષમણ.૪ જીરે બ્રહ્મ સંબંધ કરાવીયારે જીરે શેવા કરાવી પ્રિત્યરે. શ્રીલક્ષમણ. ૫ જીરે પુષ્ટી મારગની વીધો ગતીરે, જીરે કોને તે નવ કેહેવાયરે. શ્રી લક્ષ્મણ. ૬ જીરેહેવાનાકુળમાં શ્રી કૃશ્ન પ્રગટીઆરે, જીરે અઢળક શ્રીવલભરાયરે. શ્રી લક્ષ્મણ. ૭ જીરે નિશાધન જનને તે એ પ્રભુરે, જીરેપ્રગટ દેખાડીછે રીતરે, શ્રી લક્ષ્મણ. ૮ જીરે એને કારણ હરી દેહ ધરીરે, જીરે તેમાં તે સંશય નહી લગારરે શ્રીલક્ષ્મણ ૯ જીરે અધમ તે જીવ ઓધારવારે, જીરે શ્રીવલભશ્રી વિઠલેશરે. શ્રીલક્ષ્મણ. ૧૦ જીરે એહુના ચર્ણ કમળનિત શેવીએરે, જીરે છોડીએ સકળ કલેશરે. શ્રીલક્ષ્મણ. ૧૧ જીરે હરીદાસ શોભા પ્રભુ નિર્ખતારે, જીરે ચર્ણ કમળ ધોરી ધારરે; શ્રી લક્ષ્મણ ઘેર સોહીલોરે. ૧૨

---

# ધોળ ૧૦૧.

અથશ્રી પુષ્ટિ માર્ગના દસ મર્મ ધોળ લખ્યું છે.

પુષ્ટિ માર્ગ તણાં મર્મ દસ જાણીને; નિત્ય આચર્ણ કરીને રૂદે વિચારે, તો તેહેને વશ થાયરે શ્રીહરી પ્રેમની વેલડી ત્યાંહાં વિસ્તારે. ૧ પ્રથમ એક મર્મ શ્રી મહાપ્રભુ જાણીને, વિશ્વાસ દ્રઢ કરી વચન પાળે; અવર સાધન સર્વ લૌકિક કામના, એહુની કૃપાવિના ફળ ન ભાળે. ૨ બીજો મર્મ તે કેવળ શ્રી ગુરૂ, વાક વીશ્વાશ આચરણે કરવું; જે જે વાણી શ્રીવલ્લભ ઓચરે, તે તે વિચારીન મન ધરવું. ૩ ત્રીજો મર્મ તે શ્રીક્રશ્નના નામનો, માહાત્મ હરેદ થાય સફળ સારે; અનેક પ્રકારના ધર્મ કો ઉચરે, કોટીમે અંસે નહીરે ભારે. ૪ ચોથો તે મર્મ વિશ્વાસ આણી કરી, પ્રભુજી કરશે તે અતી રૂડું; રાધકા રમણ શ્રીવ્રજ બીહારી હરી, ભજન કરવું અન્ય જાણી કુડું. ૫ અવર લીલા સહુ અનંત રૂપે કરી, અંતરજામક સદારે જાણો; શ્રી હરી શામળો અનંત રૂપે કરી, નિત્ય લીલા પ્રભુ નિત્ય માણે. ૬ પાંચમો મર્મ શ્રીક્રશ્ન શર્ણાગત, લોક વાદ સર્વ પરિત્યાગ ભાવે; નિરપેક્ષ ભાવ તે સર્વત્ર પરીપીએ, ત્યારે શ્રી ક્રશ્નને દયારે આવે. ૭ છઠો મર્મ તે કેવળ નાથનો, સર્વ પરિત્યાગ ગુણ ગ્યાન કરીએ; ગ્યાના દ્વારા કરી સર્વ લીલા ખરી, શ્રી વ્રજનાથને રૂદે ધરીએ. ૮ સાતમો મર્મ તે અંતરી

શેવા, વરણાત્મક વ્રજમાંહે ફરીએ; ભાવાત્મક ત્યાંહાં વિપુરે પોતા તણું, સખી ભાવે થઈ સહુ વરીએ. ૯ આઠમો મર્મ તે ક્રિડા રસ ભાવના, અંતરમાં અનુભવ કરવો; જેમ જેમ સખી સંગ કોડેરે, તેમ તેમ તે આચરવો. ૧૦ નવમો મર્મ તે દ્વૈત દલ ભાવના, તાપ કલેશ રૂદેમાં લાવે; જે ફળ દશા વ્રજ સુંદરી ભોગવે, ત્યમ ત્યમ એઉને અનુભવ કરાવે. ૧૧ દસમો મર્મ તે દીન્તા ભાવના, સર્વ પ્રકાર કરી રૂદે દુખ આણો; અવર સાધન નાહાના વીધી છે ઘણા, કૃષ્ન કૃપા વિના કાંઈ અનમાંને. ૧૨ એ મર્મ દસ જે કોઈ ગાય ને અનુભવે, તેહને શ્રી કૃષ્ન આધીન થાય; શ્રીમદ વલભ નીપટ કરૂણા કરે, આપણા દાસની બાંહ્ય સાહ્ય. ૧૩

## ધોળ ૧૦૨. પદ ૨.

### અથશ્રી પુષ્ટિ મારગના શિદ્ધાંતનું ધોળ પવિત્રા એકાદશીનું લખ્યું છે.

પુષ્ટિ માર્ગ શિદ્ધાંતની સાંભળો કહું એક વાત, શ્રાવણ સુદી એકાદશી વચન કહ્યાં જે રાત. ૧ શ્રીમદ વલભને મન ઈચ્છા ઉપની એહ, આશા બ્રહ્મ સંબંધની પ્રભુજીએ કીધી તેહ; પોતાના જન જાણીને ચિંતા ધરી મન માંહ્ય, આતૂરતા કીધી ઘણી શીઘ્ર પધાર્યા ત્યાંહ્ય. ૨

પુરણ પુરૂષોતમ તમેછો, જીવછે દોષ સહીત; આધારણુ કારક પ્રભુ, કેહેજો ધરી મન ચિત. ૩ ત્યારે શ્રીજી એમ બોલીઆ, સાંભળો વલ્લભરાય, નામ સમર્પણ જે કરે, તેહેનાં પ્રાયશ્ચિત જાય. ૧૪ જીવ જંત જે કોઈ આવે, તુમારે શરણ; તે ઉપર કરૂણા કરી, રાખીશ માહારે ચર્ણ. ૫ પવિત્ર કરીને સુત્રનુ, પેહેરાવું શ્રીજુગદીશ; કેશરી રંગે રંગીયુ, તાર ત્રણસેહને ત્રણવીશ. ૬ મીશ્રી ભોગ ધરાવીઆ, વસ્ત્ર ધરૂં તતકાળ; કોર છેડા કરી કેશરી, ધોતી ઉપરણા સાર. ૭ શેવકને સુખ કારણે, શ્રીજીએ કીધો શ્રમ; નામ સમર્પણ આપીને, રાખ્યો વૈશનવ ધર્મ. ૮ શ્રી ગીરીધારીજી મંદીર પધારીઆ, એ સુખ કહ્યાં નવ જાય; હરીદાસ શોભા જોઇને, અનેક મંગળ ગાય. ૯

---

## ધોળ. ૧૦૩

ધન્ય શ્રીવલ્લભ અઢેળમાં પ્રભુ વશીઆ જુમનાં તીરે, ધન્ય વૈશ્નવજન વંદે એ પદ રજને ત્રવેણી તીરે. ૧ ધન્ય જુમનાંજીનો સંગમછે, હેની લેહેર રંગ તોરંગ છે; પાવન થાય સ્થાવર જંગમછે, ધન્ય. ૨ ધન્ય પ્રયાગ વારી નિરખીએ, ધન્ય તીરથ સઘળાં પરખીએ. ધન્ય. ૩ ધન્ય વેણી માધવ મુખપર વારી, એની છબી નિરખી જાઉ બલીહારી; ધન્ય ધન્ય સરવજનના સુખકારી. ધન્ય. ૪ ધન્ય પ્રયાગ તીર્થ શજ્યછે, ત્રવેણી તીરે દરવાજા છે;

તેતો સારે સરવનાં કાજ છે. ધન્ય. ૫ ધન્ય દશાસ્મેધ આરે જાતાં, ધન્ય નિરમળ ગંગાજી નાહાતાં; ધન્ય ધન હરખે હરી ગુણ ગાતાં. ધન્ય. ૬ ધન્ય ધન્ય એ માધવટો નાહાતાં, ધન્ય નિર્મળ તેહેનાં તન થાતાં; ધન્ય સેહેજે તે વૈકુંઠ જાતાં. ધન્ય. ૭ ધન્ય અઢિએળ રાજેછે, ધન્ય પેલી તીરે ઘ્રંગ બીરાજેછે; મધ્ય ત્રવેણી ગાજેછે. ધન્ય. ૮ જેણે એ બેઠકને ભોગ ધરીઆ, ધન્ય ભવ સાગર ફેરો ટળીઆ; ધન્ય પ્રેમ સુધારસમાં ભળીઆ. ધન્ય. ૯ ધન્ય જુમનાજીમાં વાસ છે, ધન્ય વલ્લભ કુળની પાસ છે; ધન્ય શોભા જોઇ હરીદાસછે; ધન્ય શ્રી વલ્લભ અઢેળમાં, પ્રભુ વશીઆ જુમનાં તીરે. ૧૦

---

## ધોળ. ૧૦૪

ઘેર આવોરે ગોપીયુના વાહાલા, આનંદ વધારો નંદના લાલા; નાથ નથી કાંઇ નાના કાલા, તો પ્યાલા પીજે પ્રેમનારે. ૧ આવોતો આલીંઘન દીજે, પ્રેમ તણા રસ પાઇને પીજે; દાસલડાને દરશન દીજે, તો નિર્ભે કેજો નામનીરે. ૨ જન્મો જન્મના શ્યામ છો સંગી, મળે ગોપીયુ એકજ રંગી; નાથ વિના નહિ બીજા સંગી, તો રહીએ તીભંગી ટેકમાં રે. ૩ આપ બળે ગોવરધનધારીયો. સુરપતી કેરો ગર્વજ હરીઓ; વ્રજવાશીનાં કારજ સરી-

આં, તો ગોકુળ રાખ્યું રેસતુંરે ૪ માડી માહારે એ વર રૂડો, જોની બીકથી કંસરાય બુઠા, ન્હાનો એ પરાક્રમે પુરો, તો ચોઢો અવિચળ ચાંદલડોરે. ૫ કુમ કુમ કેરા છડા દેવરાવો મહારે મોતીના ચોક પુરાવો; તરીયા તોરણ દ્વાર બંધાવો, તો વાહાલાને વધાવો પ્રેમશુંરે. ૬ જો શીડા તેડી જોશ જોવરાવો, ઘડીઆં લગન ઠીક ઠરાવો; ખાતીલ ખુપની ચોપ કરાવો, તો તેજ જઇ સ્વદાન દઇનેરે. ૭ તમારા પીતાજી લખ્યાંલેછે, વાહારજો બેના ત્રાગ ફળ્યા તમારે; પોકે તો પોહોચે કોડ અમારા, તો કેહે માધવદાસ કરગરૂં હુંરે.

---

## ધોળ ૧૦૫.

### કુમરી.

મુખડાનું માંડણ મોતી. માહારાજા માહારા મુખડાનું માંડણ મોતી, મેહે જળ જમુનાં ભરન ગઈતી; મુખડું ધોતાં ખોયું મોતી, માહારાજા માહારા મુખડાનું માંડણ મોતી. ૧ ગાગર ભર પનઘટપર મુકી, લાગી કુળમોતી જોતી જોતી. માહારાજ. ૨ ઘર જાઉતો મોરી સાસ લડતહે, નણદી બોલેછે મેણુંદેતી, માહારાજા. ૩ પુરૂષોત્તમ પ્રભુ આયે અચાનક, મોતીડું લીધુંછે માહારૂં ગોતી. માહારાજા માહારા મુખડાનુ માંડન મોતી. ૪

---

# ધોળ ૧૦૬.

## ઠુમરી.

ભોરેહી બાજી કાહાના તેરી બેસ બાસુરીયાં મેરાજી અરા ધેરે નહી ધીર. ટેક. ગોકુળ બાજી બંદ્રાવન બાજી, અરૂ જુમનાજીકે તીરે. મેરાજીઅરા. ૧ મોર મુગટ મકરાકૃત કુંડળ, શુંદીર શ્યામ શરીર. મેરાજીઅરા. ૨પુરૂષોતમ પ્રભુકી છબી, નિર્ખત ધન્ય મનવારૂ શરીર. મેરાજીઅરા. ૩ ભોરહી બાજી કાહાના તેરી બેરન સાસુરીયાં, મેહરા જીઅરા ધેરે નહી ધીર.

---

# ધોળ ૧૦૭.

## ઠુમરી.

સામરો ન જાને મેરી પીર, કનાઈયો ન જાને મેરી પીર; પીર પીર પીર એલી અરરરરરરર, સામરો નજાને મોરી પીર. ૧ મે દધી બેચન ગઇતી બંદ્રાબન, સામરાને ખેંચ્યો મોરો ચીર; ચીર ચીર ચીર જયમ ફાટો જય અ રરરરરરર, સામરો ન જાને મોરી પીર. ૨ મેહે જળ જુમના ભરન ગઈતી, સામરાને ડારો મોપે નીર; નીરનીર નીર છાંટો જયમ છરરરરરરર, સામરો ન જાને મોરી પીર. ૩ બંદ્રાબનમે રાસ રચ્યોહે, હરીયા હમારાજીવ, જીવ

જીવજીવ ચાલ્યા જ્યમ ખરરરરરરર. સામરો ન જાને મોરી પીર. ૪ સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ, બંસરીકો ફુંક્યો મોપે તીર; તીર તીર તીર કંપી જ્યમ થરરરરરર, સામરો ન જાને મોરી પીર. કનઈયો ન જાને મોરીપીર.

---

## ધોળ ૧૦૮.

જીરે કારતગ માસ વદી અષ્ટમી, જીરે પ્રગટ્યા શ્રીગીરધરલાલ; આનંદ મુને અતી ઘણો. ૧ જીરે ધોઢ સકળરે ગાજી રહ્યું, જીરે વાજેછેરે નિશાન; આનંદ. ૨ જીરે ઘેર ઘેર હરખ વધામણાં, જીરે ઘેરઘેર ઓછવ આજ. આનંદ. ૩ જીરે મંગળ સજ કરો માનની, વ્રજ નારી વધાવા જાય. આનંદ. ૪ જીરે ગોકુળ ગુંડીરે ઉછળે, જીરે તરીયા તોરણ ધાર્ય. આનંદ. ૫ જીરે દાન આપે કેસરી રાયજી જીરે ગજરથ અશ્વને ગાય. આનંદ. ૬ જીરે ગોકુળગામ રળીયામણું, રળીયામણું શ્રીજમુનાંતીર. આનંદ. ૭ જીરે ક્રિડા કરે ગીરધરલાલજી, જીરે રત્ન ગંગાજીના વીર. આનંદ. ૮ જીરે એ પ્રભુને નવ્ય ઓળખ્યા, તેહનો ફેરોપડયો સંસાર. આનંદ. ૯ જીરે એ પ્રભુને જોણે ઓળખ્યા, તેહેના ભાગ્ય તણો નહી પાર. આનંદ. ૧૦ જીરે આશ પુરી વાહાલે ભક્તની. બલીહારી જાય માધવદાસ. આનંદ માહારે અતી ઘણો.

---

## ધોળ ૧૦૯.

શ્રી વલ્લભ કુળ ભલે પ્રગટીયા, પ્રગટ્યા શ્રીવીઠલ નાથરે; દાસને મનરે આનંદ ઘણોરે વેદપુરાણે આવાતરે. ધન્યમાતાજી શ્રીઅકાંજી, જેણેકરશ્રીનાથજી હુલરાવ્યારે; શુક શન્કાદીક ગમનહી, પ્રગટ્યા શ્રીપુરૂષોતન આવ્યારે. ૨ ઘરઘેર ગુંડી ઉછળે, તોરણ દ્વારે સોહાયરે; પરમપનોતાં શુંદરી, હરજીને નિરખવા જાયરે. ૩ સુંદરી સર્વ ટોળે મળ્યા. મુખ જોઈજોઇ મોહેરે; આનંદ સાગર ઉલટચો, ત્રીભોવન જય જયકાર હોયરે. ૪ વાજીંત્ર વાગે શોભીતાં, ઘેર ઘેર ઓછવ થાયરે; દુંદભી વાગે દેવતાનાં, શુકજી શ્રીભાગવત ગાયરે. ૫ કેશર કુમકુમ છાંટણાં, દેવની આશિષ્યથાયરે; દાન આપે શ્રીવલભજી ઘણું, ઉલટ અંગ ના માયરે. ૬ ભક્તિ માર્ગ સ્થિર સ્થાપવા, વૈશ્નવની કરવા સાહ્યરે; આપણને અનુગ્રેહ કર્યો જોગી ન જાણે એ વાતરે. ૭ ભક્તિ કરો શ્રીવિઠ્ઠલજીની, બીજી ફોગટ વાતરે; એરે લીલા જે કોઈ જાણશે, તે વ્રજવાશીનો સાથરે. ૮ મ-ગસર વદીને નોમી ભલી ભલી ભલી આજુની વાતરે; શ્રીવિઠ્ઠલવરરે રૂદય હુવા, પ્રગટ્યા શ્રીપુરણબ્રહ્મરે. ૯ ધવળ મંગળ હોય ઘણાં, આ સુખ અંગેન માયરે; ચીરણજીવો માહારો વાલમો, બલીહારી માધવદાસરે, ૧૦ શ્રીવલભ કુળ ભલે પ્રગટ્યા, પ્રગટીયા શ્રીવિઠ્ઠલનાથરે.

---

## ધોળ ૧૧૦.

સાંભળ સુજની વધામણી, શ્રી ગોકુળપતીને દરબાર; પારવતી માજીએ સુત જનમીયા; શ્રી દ્વારકાં નાથજી અવતાર, પ્રગટ્યા શ્રી પુરૂષોતમ લાલજીરે. ૧ વાજીંત્ર વાગે સોહ્યામણાં, ગુણીજન ગાય છે ગ્યાન; માગણ જાચક મળ્યા સહુ, તેમને આપ્યાં બહુ દાન. પ્રગટ્યા. ૨ ધન્ય ધન્ય વઈશાક માસનો, ધન્ય સુદી પડવાનો દીન; ધન્ય ઘડી શુભ વારનો, હરખ્યાં સર્વેનાં મન. પ્રગટ્યા. ૩ જુવતી જનેરે ટોળે મળી, નવ સપ્ત સજ્યા શણગાર; ચાલો પ્રભુને વધાવાને, કરધરી મંગળ ચાર. પ્રગટ્યા. ૪ કંચન કળસ મુસ્તક સોહીએ, ગાતાં મંગળ ગીત; પ્રિતશું પોહોચ્યાં દરબારમાં, જાણે આવા રાણાજીત. પ્રગટ્યા. ૫ ભેટ ધરે મન ભાવતી, વળી વળી વારણે જાય; એ પ્રભુ ચર્ણ પરતાપથી, નિજદાસ આનંદ ગુણ ગાય. પ્રગટ્યા શ્રીપુરૂષોતમલાલજીરે.

---

## ધોળ ૧૧૧.

સેનગોરી અમા શ્રીનાથજીને ખમા, ખમારે ખમા નંદરાય સાંજાં; શેન૦ ગોખે ચડી નીહાલવારે, અમા૦ અમેને આશા વાસન ગોરી, અમા૦ કેશરીઓ બાંધો સોહીએરે, અમા૦ માથે સોહીએ પાઘ ગોરી, અમા૦ બાંહે બાજુબંધ બેરખારે, અમા૦ કુંડળ ઝળકે છે ચાર ગોરી,

અમા૦ ગોરી કુંદન ઝળકે ચાર ગોરી, અમા૦ ઝુમક લટકે ચાર ગોરી, અમા૦ મીઠે લાલનકુ, અમા૦ દુલરી અણુવટ પોહોચીએરે, અમા૦ ગળે ગુંજાકા હાર ગોરી, અમા૦ ભીમના ઠાકોર ભેટીયોરે, અમા૦ વ્રજના પ્રાણ આધાર ગોરી, અમા૦ સેન ગોરી અમાશ્રીનાથજીને ખમા.

---

## ધોળ ૧૧૨.

નાગર નંદજીના લાલ, માહારી ચુંદડીના ચોર; ચુંદડી ચોરી વાહાલો કદમ ચડી બેઠો, સાસરીયાં સુનાયકે, દુર થકી દીઠો, નાગર. ૧ કાનડ કાળા મોરલી વાળા; મકર ધારારે, આધી રાત્ર મથુરાંથી આવ્યોરે, કંસ કારણેરે. વાલા નંદના. ૨ લાખ ટકેકી ચુંદડી, અજબ રૂડો રંગ; સાસરે સંતાપશે મેરો બુડો થેરો અંગ. વાલા. ૩ નંદકુંવર સ્યામ સુંદીર, મદન મોહનલાલ; નંદકે ગીરધર જીવન મેરો નામ, વાહાલા વ્રજનારે મેરી ચુંદડીના ચોર. ૪

---

## ધોળ ૧૧૩.

શ્રી ગોકુળનાથજીના લાલરે, શ્રી પુરૂષોતમ વર રંગરશીઆ; વાહાલે કીધા વૈશ્નવ ન્યાલરે, જનમ જનમ માહારે મન વસીયા. ૧ એમનું નખ શીખ અદભુત રૂપરે, શ્રી

પુરૂષોતમ; વાહાલો શ્રીકાંકરોલીના ભુપરે, જનમો જનમ. ૨ તમારાં સુંદીર નેન વિશાળરે, શ્રીપુરૂષોતમ; તમો તીલક મુદ્રા ધર્યા ભાળરે, જનમો જનમ. ૩ શ્રી મુખછે પુનમ ચંદરે, શ્રીપુરૂષોતમ; જોતાં ભાગ્યાં ભવદુઃખ દુરેરે, જનમો જનમ. ૪ તમો શ્રીવ્રજભુષણુના ભ્રાતરે, શ્રીપુરૂષોતમ, તમો શ્રીજીમનાંજીના તાતરે; જનમો જનમ. ૫ તમો વ્રજકોર બેટીજીના તાતરે, શ્રીપુરૂષોતમ,શ્રીચારોમતી વહુજીના નાથરે, જનમો જનમ. ૬ શ્રીપદમાવતી વહુજીના કંથરે,શ્રીપુરૂષોતમ;સુત શ્રીગીરધરજી ગુણવંતરે, જનમો જનમ. ૭ તમો રાજનગર સુખ આપ્યુંરે, શ્રી પુરૂષોતમ; માહાપતીત વાઅળ દુઃખ કાપ્યુંરે. જનમો જનમ. ૮ છોટી કાંકરોલી જનમ દીન કીધોરે, શ્રીપુરૂષોતમ; નિજદાસને શર્ણે લીધારે, જનમો જનમ માહારે મન વશીયારે. ૯

---

## ધોળ ૧૧૪.

આ કળીમાં કારણુ એક, અષ્ટાક્ષરભારી, શ્રી વલ્લભ શ્રીમુખથી પ્રગટીઆ શ્રષ્ટિ તારી, શ્રીવલ્લભ વંશની કૃપા થકી. કરૂં અષ્ટાક્ષર વર્ણનરે, શ્રીમુખથી પ્રગટ્યા એ શ્રી વલ્લભ; એ વેળાને કરૂં પ્રણામ, અતષ્ટાક્ષર ભારી. ૧ આ દૈવી જીવપર દયા વિચારી, રસ વરસાવા ભારીરે; શ્રીવિઠ્ઠલ પ્રભુજીએ કીપા કરીને, ગ્રંથ પ્રગટ્યા જઉવારી; અષ્ટાક્ષર ભારી. ૨ અષ્ટાદશ કર્યા શ્લોક પ્રગટ્યા શ્રી વલ્લભરાજ

કુમારરે; માહા ગુઢ રસ પ્રગટ કર્યા, જાઉ વંશ સહિત બલીહારી, અષ્ટાક્ષરભારી. ૩ પ્રથમ શ્લોકમાં પ્રગટ બતાવ્યું, શ્રીકૃષ્ણ ચંદ્રનું રૂપરે; કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ નેતી કરીને, સદા જપો રસ રૂપ, અષ્ટાક્ષરભારી.૪આનંદને વળી પરમાનંદનું, સુખ અષ્ટાક્ષર માંહ્યરે; નિશ્વંતને વળી નિઠળ થઈને, ભજો મળે વ્રજરાય, અષ્ટાક્ષરભારી. ૫ શ્રીમાહાપ્રભુજીએ સાત ભક્તિનાં, દાન કર્યાં આમંત્રરે; માહા અઘોર કળીજીવ ઓધારવા, સાતે ભક્તિનો એ જંત્ર. અષ્ટાક્ષરભારી.૬ સાત ભક્તિનાં નામ વખાણું, શ્રવણ વળી કીર્તનરે, સ્મરણને વળી શ્રવણ ભક્તિ, પાંચમી છે અરચન. અષ્ટાક્ષરભારી. ૭ પાદશ્રીવંદન વંદન વાસ તવ, એ સર્વે મળીને સાતરે; માહા પ્રાક્રમી સાતો જણને, એક એક મળી વિક્ષાત. અષ્ટાક્ષરભારી. ૭ શુકપરીક્ષત પ્રહલાદ રાયજી, લક્ષમીને પૃથુરાજરે; હનુમાન આદ સાતે જાણને, એકએક ભક્તિએ કીધાં કાજ, અષ્ટાક્ષરભારી. ૯ હેવા મોટાને બહુ પરાકષ્ટથી, પ્રાપ્ત થયું રતનરે; આ દૈવીજીવપર દયા વિચારી, અષ્ટાક્ષર ધન્ય ધન્ય, અષ્ટાક્ષરભારી. ૧૦ આ સાતેમાંથી એકે સાધન, આ કળીનાજીવ શું કરશેરે; અષ્ટાક્ષર માહામંત્ર જપ્યાથી, ભવસાગર તે તરશે, અષ્ટાક્ષર ભારી. ૧૧ જે દીવસથી શ્રી ગુરૂકૃપાથી, અષ્ટાક્ષર મળ્યું દાનરે; તે દીવસથી જીવત પરિયંત, રૂડું રાખ્યું ધ્યાન. અષ્ટાક્ષરભારી. ૧૨ સ્વાસો સ્વાસ ને હરતાં ફરતાં, અષ્ટાક્ષર

સુખ ગાયરે; નિંદ્રા જાગ્રણ રસ્તે ચાલતાં, અહર્નિશ ચા-
લ્યાં જાય. અષ્ટાક્ષર ભારી. ૧૩ આનંદને વળી પરમા
નંદનું, સુખમળે સુખ થાયરે; માહા અલૌકિક લીલાનો
અનુંભવ, કરી લીલામાં જાય અષ્ટાક્ષર ભારી. ૧૪ પ્રથમ
શ્લોકમાં શ્રી વલ્લભ શ્રીવિઠ્ઠલ, કૃપાબહુ ગુઢ કીધીરે; નિ
શ્રષ્ટિને દાન આપીને સકળ કામના શીધી અષ્ટાક્ષરભા-
રી. ૧૫ બીજા શ્લોક સદા સર્વદા, શ્રીકૃષ્ણ સ્મરણકરવું
રે; જમના દુતનું કાંઇએ ન ચાલે, લેશમાત્ર નહી ડરવું.
અષ્ટાક્ષર ભારી. ૧૬ અઘાત ભક્તિ અષ્ટાક્ષરની, માહા
પાતક સહુ નાસેરે; ગોબ્રાહ્મણ સ્ત્રી બાળકની હત્યાતે સહુ
ત્રાસેનાસે. અષ્ટાક્ષર ભારી. ૧૭ ત્રીજા શ્લોકમાં માહા-
ત્મ જાણી, અષ્ટાક્ષર નિત્ય જપવોરે; જમનાદુત પડે ન-
હી દ્રષ્ટે, એવો અષ્ટાક્ષર ઓળખવો. અષ્ટાક્ષર ભારી.૧૮
કાળકર્મ તેહેને નહીબાંધે, ઉલટા અનુકુળ થાયરે; માયા
મોહના આપે તેને, જે અષ્ટાક્ષર નિત્યગાય. અષ્ટાક્ષર ભા
રી. ૧૯ જ્ઞાન અજ્ઞાન ને શ્રીકૃષ્ણ ભજનથી, અગણીતપાપ
સહુજાયરે; અજામેલની વાત વિચારો, માહાપાપી પાવન
થાય, અષ્ટાક્ષર ભારી. ૨૦ ચોથામાં શ્રીસહીત અષ્ટાક્ષર
વર્ણવુ શ્રીવિઠ્ઠલેશરે, નિજશૃષ્ટી ઉપર હેત વિચારી, ગુરૂ
રૂપ ઈશનાઈશ. અષ્ટાક્ષર ભારી. ૨૧ નિર પક્ષવડે નિરા-
ધાર કરીને, પ્રગટ કર્યા માહારાજરે; પાંચમા શ્રીમુખ ક
છથી,શ્રીવલ્લભ કીધાંકાજ. અષ્ટાક્ષર ભારી.૨૨ શ્રીગીરી

રાજ ધર્ણું ચિંતા મટાવા, માહામંત્ર પ્રગટાવ્યોરે; જયમ રૂઈ ઢગલો ચીનગી બાળે, તેમ જીવના દોશ મટાવા. અષ્ટાક્ષર ભારી. ૨૩ દ્વાપરમાં પ્રભુ પ્રગટ થઇ, પૃથ્વીનો ભાર ઉતાર્યોરે; તેમ કળીમાં આ અષ્ટાક્ષરથી, વાહાલે સકળ શૃષ્ટીને તાર્યા. અષ્ટાક્ષર ભારી. ૨૪ શ્રી વલભ શ્રીવિઠ્ઠલેશ ક્રૃપા કરીને, પુષ્ટિ રસ પ્રગટાવ્યોરે; માળા તીલકછાપઅષ્ટાક્ષર, પંચાક્ષર ધણા ભાવ્યા. અષ્ટાક્ષર ભારી. ૨૫ છઠ્ઠા શ્લોકમાં અષ્ટાક્ષરના, અક્ષર વર્ણવ્યા ત્રણરે; શ્રીકૃષ્ણ નામને સુભાગ્ય સાથે, દ્રઢ કરી મનતુ પરણુતા, અષ્ટાક્ષરભારી. ૨૬ શ્રીથી અખંડ શોભાગ્યની પ્રાપ્તિ, મળે અલૌકિક ધન્યરે; કૃશબ્દપાપ તાપને ટાળે, ષ્ણશબ્દ ફળી અન્યસાધન. અષ્ટાક્ષર ભારી. ૨૭ સાતમા શ્લોકમાં શરણ ત્રણ એ, અક્ષર વરણુવ્યા આપરે; પ્રથમ શબ્દથી લક્ષચોરાશી ટાળી મટાવા તાપ, અષ્ટાક્ષર ભારી. ૨૮ રકાર શબ્દથી માહા અલૌકીક, લીલાનું થાય જ્ઞાનરે; ણકારથી અન્ય આશરો છુટે, દ્દઢ ભક્તિમાં રહે ધ્યાન, અષ્ટાક્ષર ભારી. ૨૯ આઠમા શ્લોકમાં બે મમાએ કૃપા ગુઢ બહુ કીધીરે; પ્રથમ મે દ્દઢ પ્રિત્ય બતાવી, બીજે સાઉજન શીધી. અષ્ટાક્ષર ભારી. ૩૦ નવમા શ્લોકમાં મહાત્મ જાણી, અષ્ટાક્ષર નિત્ય ગાયરે; શ્રીજી શ્રીવલ્લભના ચર્ણ પરતીત સધે દ્દઢ થાય. અષ્ટાક્ષર ભારી. ૩૧ દશમા શ્લોકમાં માહામંત્રથી, રોગ પાપ સહુ જાયરે; રીદ્ધી શીદ્ધી સહુઘરમાં

આવે, પરમાનંદ સુખ થાય. અષ્ટાક્ષર ભારી. ૩૨ એકાદશમો આણંદને, વળિ પરમાનંદ પુરણરે; સ્નેહ કરી અષ્ટાક્ષર જાપે, તેહને રોગ જ્વરનું ચુરણ. અષ્ટાક્ષરભારી. ૩૩ દ્વાદશમો વળી પ્રેત ભુત, પિશાચ સર્વેને શીધેરે; ચારે શત્રુનો ડર નહી તેને, અષ્ટાક્ષર રાખો ઢીંગ, અષ્ટાક્ષરભારી. ૩૪ ત્રિઓદશમાં કૃક્રિયા કરૂપે અષ્ટાક્ષરથી ત્રાસેરે, આનંદ મુરતી શ્રીકૃષ્ણચંદ્ર, નિજભકતને રાખો પાસે. અષ્ટાક્ષર ભારી. ૩૫ ચતુરદશમાં સર્વે પ્રકારનું, દુખ મટે સુખ થાયેરે; અહો રાત્ર શ્રીકૃષ્ણ ભજનથી, ઉભય લોક સુખ ગાય. અષ્ટાક્ષર ભારી. ૩૬ પંચદશમાં વલભ પ્રભુને, શર્ણે થઈ સુખ ગાયેરે; સર્વ મંત્રનો રાજ શીરોમણી, ભજે સ્વર્ગ મટે વ્રજ થાય. અષ્ટાક્ષર ભારી. ૩૭ ખટ દશમો અષ્ટાક્ષરનો, ગુપ્ત તે જપ થાયજો, મહાત્મ જાણી શ્રદ્ધાપુર્વક, ભજે તાપ કલેશ સહુ જાય. અષ્ટાક્ષર ભારી. ૩૮ સતરમો સહુ શૃષ્ટીના, ઉપર હેત કરી પ્રગટ્યારે; વેદ શાસ્ત્ર પુરાણ આદ્યનો, સાર સહુ મન ભાવે. અષ્ટાક્ષર ભારી. ૩૯ અષ્ટાદશમો શ્લોક શ્રીવીઠલ, પ્રભુજીએ પુરણ કીધોરે; અષ્ટાક્ષરમાં નિધી જાણી, સકળ મનોરથ શીધો. અષ્ટાક્ષર ભારી. ૪૦ એવે વાહાલે નિજ શૃષ્ટી પર, દયા વિચારી ભારી ભારી રે; શ્રીગુરૂ કૃપાથો વર્ણવ કીધો, જાય દાસનો દાસ બલીહારી. અષ્ટાઅક્ષર ભારી. ૪૧

---

## ધોળ ૧૧૫.

ચાલો જળ જીમનાંરે નહાવા, ગીરધર આવશે ગાયો પાવા. ૧ ગોવાળની મંડળીરે, લેઇનેરે, વાહાલો માહારો નાચે તાતા થેઈરે. ૨ સુખની શી કહુરે સુજની, વાત કંઇ વરણુવી ન જાય વ્રજની. ૩ વ્રજ વર્ણવામાંરે ન આવે, એ સુખ અનુભવીયાથી ન આવે. ૪ અનુભવમાં છેરે એહને, એ કયાંહાંથી જેહેને તેહેને. ૫ એ સુખ પાં-ડવારે હો પાસે, એ સુખ અરજુનને અભિલાસે. ૬ દાસ વલભનારે સ્વામી, વાહાલા માહારોછે અંતરજામી; ચાલો જળ જીમનાંરે નાહાવા. ૭

---

## ધોળ ૧૧૬.

હરિ તને પ્રસન તે કયમ થાશે તાહારા દીલનું કપટન જાય, પ્રભુ તને પ્રસન તે કેમ થાશે ટેક. બે પૈસાની ગુરૂ શેવા બતાવે ત્યારે ત્યાં ગણુગણતુ શું બોલે, ઘરની સ્ત્રી જયારે માગે ઘરાણું; ત્યારે હર્ષ મગન થઇ ડોલે,હરી. ૧ હરીના ભકતને લુખુશુકુ વેડ વળગી હોય જાણુ, સગા સમંધી જયાર પરૂણા આવે; ત્યારે મિષ્ટાન પિરશે પરાણે, હરિ. ૨ એકાદશી ઉછવ જાગ્રણમાં, ત્યાં તને નિદ્રા લાગે; ભાંડ ભવૈયા નૃત્ય નારી સંગ, આખી રાત તું જાગે. હરિ. ૩ હરીની શેવા કરતી વેળા કાયા તારી કંપે,

ગંજીફો સોગટાં રમતાં; આખો દીવશ ના જંપે, હરી. ૪ હરીનું ચંદન ઘસતી વેળા, શ્રમે શરીર બગડે; કુંડી કતકુ મરી મશાલો, ભેળિ ભાવે ભાંગ રગડે, હરી. ૫ ખોટાં મોતી કાચ કીડીઆં ભગવત ભુષણ ઘાલે, સોનું રૂપુ મણી મુગતાફળ; ઘરની સ્ત્રીને નવ ચાલે, હરી. ૬ આ કરવું આ ના કરવું, એમ સહુને શીક્ષા દેછે; કહ્યા પ્રમાણે કશું કરતો નથી, અનુચિત કર્મ કેરેછે, હરી. ૭ જગત દેખતાં જપેને બેસે બાકી નવ નાહાય ખાવા, ગણુ કાપતાં થાય ગરગળો; એ વૈશ્નવના વાહલા, હરી. ૮ ભજન હરી નામ રટણમાં અતી આળશ તાહારે, ઠાચાં કુટણ પરનિંધામાં આખો દીવશ ન હારે, હરી. ૯ અંતરની ગત્ય કોય ન જાણે જાણે અંતરજામી, સાચા સબંધી સામળિયો; દાસ દયાનો સ્વામી, હરી. ૧૦ સંપુર્ણ.

---

# ધોળ ૧૧૭.

## વ્રજ ચોરાશિ કોસની વન યાત્રાની પરીક્રમા

## દયારામ કૃત લખીછે.

જીરે પ્રથમ પ્રણામ શ્રી વિઠ્ઠલ નાથ, એમના શેવક જનનો મળીઓ સાથ. ૧ ચાલો ચાલોરે વૈશ્નવ વ્રજમાં જઇએ, શ્રીગીરધારીજી નિર્ખી ધણીઆતાં થઇએ. ૨ પેહેલા શ્રીજીમનાજી વિશ્રામ ઘાટ નાહીએ; પરિક્રમા કરતાં હરીના ગુણ ગાઇએ. ૩ સરવે ભગવદી મળી મધુ

વન જઇએ, તાલ વન કમોદ વન જઈ નાહીએ. ૪ સતુ
વાધ ભૈશરીને બોહોળાં વન, ત્યાંહાંતો શ્રી કુંડ નાહી
થઇએ પાવન. ૫ નાહાઇએ રાધાકૃશ્ન કુંડ પ્રભુને ભજીએ,
શ્રી વલભ શ્રી વિઠ્ઠલની બેઠકે નમીએ. ૬ નારદ કુંડને
કુસ ચોખરજે, શ્રી પ્રભુનું ભજન મનશું કરજે. ૭ જીરે
ગ્વાલ પોખર નાહીએ તેહ, શ્રી ગીરધારીજીની ટલેટીમાં
લોટીએ દેહ. ૮ ગીરી ધેરણ ધીરજ મંદીર જોવાં, ત્યાંતો
જન્મ મર્ણનાં દુખ ખોવાં. ૯ નાહીએ માનશી ગંગાને
બ્રમ કુંડનાં સ્નાંન, માહા પ્રભુની બેઠકે કરીએ પ્રણામ.
૧૦ દાન ઘાટીથી બીલછુ જાવુ, ત્યાંતો ચક્ર તીરથ મો
હોટું નાહાવું. ૧૧ પાપમોચન રણમોચન વંદન, લીલાનાં
સ્થળ તતો નંદ નંદન. ૧૨ ચંદ કુપ સરોવર બટ મુલ,
માહા પ્રભુની બેઠકે થઇએ અનુકુળ. ૧૩ શંકર ખત કુંડ
ગાંદ્રવ કુંડમાં નાહીએ, ગોવીંદ કુંડ નાહી કીરતાર્થ થઇ-
એ. ૧૪ માહા પ્રભુ બેઠકે ત્યાં ભોગ ધરીએ, હેતે મળ
હરી કીર્તન કરીએ. ૧૫ જીરે અવછરા કુંડને પુછ રીજે,
જીણી શીળાન લાગ ઉટે રણીજે. ૧૬ હરી હાથી ગા-
યોનાં પગલાં, એક મુગટ શીળાનાં દરશન કરવાં. ૧૭
શામ ઢોક બેઠક શ્રીજીની, એક ગફા ગોવીંદ સ્વામીની.
૧૮ બાંધ બાંધણુ સીંધુરી શીળારે ભલી, હરજી પોખરસુર કુંડ
ચર્ણ રૂદ્રકુંડળી. ૧૯ શળાદંડવ્રતીને નમાવાં શીશ, શ્રી
ગોવરધન સ્થળની શોભા અતીશે. ૨૦ પુજણી શીળાને

ભોગ ધરવા, નિત્ય આવે લોક બહુ દર્શન કરવા. ૨૧ ગુલાલ કુંડ ગંઠોડી પરમ દરનાં વરણુ, જીરે અલકનંદાને બદ્રીનારાયણ. ૨૨ કદમખંડીને ઈંદોલી કામવન, નાહીએ પ્રેમ કુંડ વિમળકુંડ નિર્મળવન. ૨૩ બીજા કુંડઘણેરા છે ત્યાંહાં, આંખ્યમીચામણીની ગુફા ત્યાંહાં. ૨૪ ચરણ પાહાડીને ધસ સીલ્લા, ભાજન ઠારીને ભોગ કટોરા ભલા. ૨૫ જીરે ગફા એક વચ્છાશુરની, સુરભી કુંડે બેઠક વર વલભની. ૨૬ સોનેરી કદમ બડી ધામ, ત્યાંતો ચીત્રામણી શલ્લાને ચીત્ર સમાન. ૨૭ તેતો દેહ કુંડ નાહાવુ ઉંચે ગામ, ત્યાંતો દરશન કરવાં રેવર્તીને બળરામ. ૨૮ ભાનુક્ષેત્રન બરસાના ગામ, ત્યાંહાંતો, રાજ કરે રૂડા વ્રખુ ભાન. ૨૯ શ્રીરાધકાની સંગે અષ્ટ સખીઓ જાણુ, જીરે સાંકડી ખોહ ને ઘાંટી દાણ. ૩૦ જીરે દાન ઘઠ મનઘઠના ઘઠમન, જીરે દાણી કુંડ રત્ન કુંડને ઘેબરવન. ૩૧ માહા પ્રભુની બેઠકે મોર, જીરે નોબારી ચોબારી ભાનુનું વન. ૩૨ પીરી પોખર સંકેત બટમુલ, બીચલા ક્રષ્ન કુંડને રૂવિ કુંડ. ૩૩ નંદગામેન નંદ જસોદા માત, શ્રી ક્રષ્નની સાથે વલભજી ભ્રાત. ૩૪ સુરજ કુંડ મધુવન કુંડ સઘળા, આવું જોઈને મન થયું વિમળા. ૩૫ ચર્ણપાહાડી ચરણ અંકુશ શીલ્લા, દરશન કરીને ગાવી લીલા. ૩૬ દધી ગામ સંકુડને કોટીયવન, ક્ષીર સાગર સગેસાઇ ને ઈક્ષવન. ૩૭ શ્રી જીમનાંજી કીધાં શ્રી બળરામ, અખે

બટ કાત્યાયની વ્રતના ઠામ. ૩૮ ગોપી ઘાટ ઘાટ ચીર હરવાનાં, જીરે નંદઘાટ ઉતરવાનાં. ૩૯ ભાંડવન જાઉનાઉ નીવાટે, ભાંડીર કુવોને બટબીજોરી ઘાટે. ૪૦ વેલવનમે માનશરોવર સુખધામ, માહાકાસીલ્લા પીપરોલીને મા· ટપાન. ૪૧ લોયનરાવન પ્રગટ્યાં રાધા, માહાવન બ્રહ્માનું ઘાટ માટી ખાતા. ૪૨ શ્રી ગોકુળ મંદીર પ્રભુના સાત, ત્યાંહાંતો રમણ સ્થળની સી કહુ વાત. ૪૩ શ્રી માહા પ્રભુની બેઠકેછે જ્યાંહાં, જીરે બ્રહ્મ સબંધની આગ્ના ત્યાંહાં ૪૪ પેહેલાં છોકર ઠુકરાણી ઘાટ નાહીએ. ગોપ કુવો નાહી બળદેવ જઇએ. ૪૫ પછે વંદ્રાવન બનશીબટ જોઉ, પરિક્રમાના સ્થળ આવ્યાં તેહ. ૪૬ જીરે મથુરાં જન્મ ભુમી વિશ્રામ, જીરે સ્થળ સઘળાં જોવાની હામ. ૪૭ ચોરાશી કોશની પરિક્રમા કરી. સર્વે ભગવદી મળીગુણ ગાઓ હરી. ૪૮ જે કોઇ પાઠ ભણેને નિત્ય ગાય,તેહને વનયાત્રા ફળ અધિકજ થાય. ૪૯ એ કોઇ પાઠ કરેનિત્યે નેમ, તેહને હરીશુ બાઢે અતી ઘણો પ્રેમ. ૫૦ જીરે વંન ઉપવન કીધો કરી જોડ, શ્રી વ્રજભુષણજીએ પુર્યા કોડ ૫૧ જીરે હરીગુણ ગાએ વલભદાસ, તેહેના મન તણીતો પુરજો આશ. ૫૨ જીરે પ્રથમ પ્રણામ શ્રી વિઠુલનાથ.

---

## ધોળ ૧૧૮.

હું શું જાણું જે વાહાલે મુજમાં શું દીઠું.

વારે વારે સામુ ભાળે મુખલાગે મીઠું, હું શું જાણું જે વાહાલે મુજમાં શુ દીઠું. ૧ જળ ભરવા જાઉ ત્યારે પુંઠળ પુંઠળ આવે, વગર બોલાવ્યો વાહાલો બેહેડલું ચઢાવે. હું શુંજાણું. ૨ વહુને તરછોડુ તોયે રીસ ના લાવે, કોઈ મીસે મારે ઘેર આવીને બોલાવે. હું શુંજાણું. ૩ એકલી જાણીને વાહાલો પાવલે લાગે, રંગ થઈ વાહાલો કંઇકંઈ માગે, હું શુંજાણું. ૪ મહને જાતાં જાણી વાહાલો દોડયો આવે દોટે, પોતાની માળા લેઈ પેહેરાવે માહારી કોટે. હું શુંજાણું. ૫ મેને જાતાં જાણી આગળ આવી રોકે, દયાનો પ્રિતમ બેહેની કેડલો ન મુકે. હું શું જાણું વાહાલે મુજમાં શું દીઠું.

---

## ધોળ ૧૧૯.

શ્રી ગોકુળિયું મુકીને કંઈ જઈએ નહી, ટેક. વાસો વસીએ ચર્ણકમળની છાંયજો, શ્રી જુમનાંજીનાં સુદીર ત્રઠ રળીઆમણાં; જયાંહાં માહારા વહાલાજીના પરમ રમણ સુખ ધામજો. શ્રી ગોકુળીયું. ૧ જશોદા ઘાટે આનંદ સાગર ઉલટયો, સુખ સાગર માજીની લે ભક્ત સમાનજો; શ્રી ઠુકરાણી ઘાટે સુંદર બેઠક શોભીતી, સદા બીરાજે શ્રીવલ્લભ પ્રાણઆધારજો.શ્રીગોકુળીયું.૨ શ્રીગોકુળિયાની વૃક્ષ લતા સહુ નમી રહ્યાં, ચર્ણ પરશવા શ્રીગોકુળ અષ્ટરીધાનજો; શ્રીગીરી ગોવર્ધન રત્ન ખચીત શો-

હીએ ઘણાં, આધ વંદ્રાવન નિત્ય રમણનુ ધામજો શ્રી ગોકુળીઉં. ૩ આનંદ મંગળ મારગ સીંધુ ઉલટયો, કુંજની કુંજમાં ખેલ શ્રી નંદકુમારજો; આ નર્ણે શ્રી ગોકુળીયું નિર્ખ્યું સહી, આ નાર્ણાના ભાગ્ય તણો નહી પારજો, શ્રી ગોકુળીયું. ૪ શ્રી વલભજી ઘાટે પ્રીતમજી બેસે ઘણા; આનંદ ગલીમાં ભીડ તણો નહી પારજો; રંગીલી ગલી શ્રી ગોકુળપતી મંદીર જાતાં, ત્યાં કઈ વાહાલો વળી લેછે દાનજો શ્રી ગોકુળીયું. ૫ જગ મોહનમાં બેઠક સુશોભીતી, મનોર્થ પુરે શ્રી ગોકુળનાથજો; રમણ રેતીમાં રાસ મંડળ રચના કરી, હરખી નિરખી જન્મ કૃતાર્થ થઇએજો; શ્રી ગોકુળીયું. ૬ ભેઠ પેહેરામણી ભાવ સહીત સહુકો કરે, વૈશ્નવ કેહે અમને આપો વ્રજમાં વાસજો; શ્રી જુમનાંજી ઘેરાં નીર અતી શોભીતાં, હેવી રીતે કેહેછે શ્રી વલભદાસજો; શ્રી ગોકુળીયું મુકીને કંઈ જઇએ નહી. ૭ સંપુરણ.

---

## ધોળ ૧૨૦.

વારી વારી શ્રી ગોકુળનાથ, તમારા લટકાને. ટેક. લટકે શ્રી ગોકુળ ગામ વસાવ્યુંને મોહોટા મંદીરનું રાજ્યેર; સહુ શેવકને ચરણે રાખો, ચઉદ ભોવનના નાથ, દરશન જઇએ, વારી વારી. ૧ પીળાં પીતાંબર પરવટ વાળી, હોડ્યાં ઉપરણાં સારરે; કેસરી કેરાં તીલક બીરાજે,

શીરપર કેશરી પાઘ; દરશાન જઈએરે, વારી વારી. ૨ કંઠે સોહીએ ડુગ ડુગી, ને હીરા કંઠી અતી સારીરે; કંઠે મોતનકિ માળા બીરાજે, કુંડળ ઝળકે કાન; દરશાન જઈએરે, વારી વારી. ૩ સુંદર સારાં કડાં બીરાજે, ને પોહોંચી રત્ન જડાવરે; બાંહે બાજુબંધ બેરખા બીરાજે, એવા વાહાલાને શણગાર; દરશાન જઈએરે, વારી વારી. ૪ મદન મોહનજી આપે બીરાજે, ને બાળકૃષ્ણ નાહાની જોડરે; નવ નિત્ય પ્રીયાજી આપ બીરાજે, બડાં વૈશ્નવનાં ભાગ્ય, દરશાન જઈએરે, વારી વારી. ૫ સાતે સ્વરૂપશ્રી ગોકુળમાં બીરાજે, ને જાણીએ ગૌલોક પુરીરે; મોહોટે મંદીર ગોકુળનાથજી બીરાજે, સામા વિઠલનાથના લાલ; દરશાન જઈએરે, વારી વારી. ૬ ગોકુળનાથજીને પાર્વતી, વહુજી નિત્ય નવી આરતી પુરેરે, લટકે શ્રી ગોકુળનાથ આરતી ઉતારે; શેવકને સુખ આપે, દરશાન જઈએરે; વારી વારી શ્રી ગોકુળનાથજી તમારા લટકાને.૭સંપુરણ.

## ધોળ ૧૨૧.

પ્રગટયા પુરૂષોતમ લાલરે, સાંભળ મારી સાહેલી; વાહાલાછે આનંદકારીરે, વાત કરે હશી હશી.૧ હેવા વૈશ્નવ જનનાં જુથરે, નિર્ખુંછું નઈણાં ભરી; એવા પુરૂષોતમ પાતળીઆરે, લીધુંછે સરવસ હરી. ૨ એવા ચતુર શીરોમણ જાણરે, સાન કરી સમજાવેછે; રસીઓછે રસનો ભોગીરે, પ્રેમ પ્રિત્ય ઉપજાવેછે. ૩ પલા દુરીજનીઆના

દીલમાં દાઝ ઘણેરી આવેછે; તમારૂં શ્રીમુખ જોવા આ-વતાંરે, વ્રેહ ઘણી સંતાપેછે. ૪ ઘરમાં તો નથી ગમતાંરે, આંગણીએ નથી રેહેવાતાં; વાહાલા તમ વિના માહા-રાજરે, અળગાં નથી શેહેવાતાં. ૫ માહારા કામણગારા કાનરે, વારે વારે શું કહીએ; માહારૂં અબળાનું શું જોરેરે, રૂદન કરી થાકી રહીએ. ૬ મરકલડે મોહ પામોછુંરે, અંગે આતુરતા ઢળે; મને બીજુ ના આવે નજરેરે, સાં-ભળ માહારી સાહેલી. ૭ સહીઅરરે સંદેશો કેહજોરે, વિનતિ માહારા વાહાલાની; સહીઅર સમજાવી કેહજોરે, શ્રી ગોકુળનાથજીના લાલાને ૮ પ્રભુ દયાના માહારા દયાળરે, કાંકરોલીના છો વાશી; પ્રભુ પ્રિત કરી પધારોરે, ચરણકમળનીછું દાશી. ૯ પ્રગટ્યા પુરૂષોતમ લાલરે, સાંભળ માહારી સાહેલી. સંપુરણ.

## ધોળ ૧૨૨.

લાલ તમારો લટકો જોઈ મને ચટકી લાગી પ્રેમતણી, શ્રીદાઉદજી તમારો લટકો જોઈ મને ચટકી લાગી પ્રેમ તણી. ટેક. લટપટી પાઘ કેશરીઆ વાઘા, જડાવ તીલક-તની શોભા બની; લાલ૦ દાઉદ. ૧ રસીક કુંડળ લોલક લળકે, જડાવ જડ્યાં રે મહી હીરા મણી; લાલ૦દાઉદ.૨ બાંહે બાજુબંધ બેરખા સોહીએ, જડાવ પોંહોંચીની શોભા ઘણી; લાલ૦ દાઉદ. ૩ ઇત ગોકુળ ઇત મથુરાં નગરી, બીચ જુમનાજી નીર વહે; લાલ૦ દાઉદ. ૪ વંદ્રાવનમાં

શાસ રચ્યોહે, સહોસ્ત્ર ગોપીને વચે ગીરધારી; લાલ૦ દાઉદ. ૫ વંદ્રાવનની કુંજગલનમાં, જુગજુગ રહીઓ એ જોડી; લાલ૦ દાઉદ. ૬ જુમનાંજીની નીરેતીરે ધેન ચરાવે વાહાલો, બંસી બજાવે વાહાલો કદમ ચઢી, લાલ૦ દાઉદ. ૭ સુરદાસ પ્રભુ તીહારે મીલનકુ. રંગતણા માહારાજ ધણી; લાલ તમારો લટકો જોઈ; મને ચટકીલાગી પ્રેમતણી. ૮ સંપુરણ.

## ધોળ ૧૨૩.

ચાલો ચાલો કાળીંદ્રીને કાંઠડે, ગીરધારી ચારે ગાયા. શ્રીનાથજીને નિરખીએ. ૧ હરીના શીર કુલની શોભા ઘણી, એમને છોગલડે શણુગાર. શ્રીનાથજી. ૨ હરીનેભાલે તીલક સોહીએ કેશરી, એમના ખીટીયાળાછે કેશ. શ્રીનાથજી. ૩ હરીને બોલ સદારસ મોઠડાં, એમનીઆંખ લડી અમરીત, શ્રીનાથજી. ૪ હરીને કાંને કર્ણકુલ શોભીતાં, એમનાં કુંડળ રત્ન જડાવ. શ્રીનાથજી. ૫ હરીને હડપચીએ હીરલા ઝગમગે, એમના તેજ તણો નહીપાર શ્રીનાથજી ૬. હરીને કંઠે તે માળા શોભતી, એમને ઉરગજ મોતીના હાર. શ્રીનાથજી. ૭ હરીને બાંહે બાજુબંધ બેરખા, એમની પોહોંચી છે રત્ન જડાવ. શ્રીનાથજી. ૮ હરીનેપીળાં પીતાંબર શોભતાં, વાહાલે ઓઢ્યા ઉપરણાં સાર. શ્રીનાથજી. ૯ હરીને કેહેડે સોહીએ કટી મેખળા, એમને ઝાંઝરનો ઝમકાર. શ્રીનાથજી. ૧૦હરીને

ચરણે ચાખડી શોભતી, એમની ચતુરાઈની છે ચાલ. શ્રીનાથજી. ૧૧ હરીને હાથે સોહીએ લાલ લાકડી, એતો ધેનુ ચરાવાને જાય. શ્રીનાથજી. ૧૨ હરીને સંગેતે સરખા ગોવાળીયા. ત્યાંહાં વાહાલો મધુરીશી મોરલી વાય. શ્રી નાથજી. ૧૩ વાહાલો તે શ્રીવંદ્રાવનની કુંજમાં, ત્યાંહાં ખેલે શ્રી નંદકુમાર. શ્રીનાથજી. ૧૪ એ સ્વરૂપનીશોભા જોઈને, બલીહારીજાય માધવદાસ. શ્રીનાથજીને નિરખીયે ૧૫ ચાલો ચાલો કાળંદ્રીને કાંઠડે, ગીરધારી ચારેગાયો.

## ધોળ. ૧૨૪

### અથશ્રી ગોસાંઈજીનો વિવાહ ખેલ.

શ્રી ગોવર્ધનધારીજી, વારીશ્રી મુખપર જાઉજી; કરોરે કૃપા પ્રભુજી તમે શ્રીવિઠલ વિવાહ તે ગાઉજી. ૧ એરે વિવાહ વિસ્તારતાં. જો મુખ કાંઇયે કેહેવાયજી; એમ કરતાં કાંઇ હેતથી, દાસલડાને સુખ થાયજી. ૨ એવા કૃપાળ કૃપાનાથજી, કૃપા કરી અમ તણી જાણીજી; આપણી આરત જાણીને, એવાત ચીતડામાં આણીજી. ૩ હરખ્યા તે હરીવંશ અતીઘણું, માગ્યું તે અમતણું દીજેજી; વેહેલા થાઓરે વિવાહ કરો, વેદપુરાણે એ થાપ્યુંજી. ૪ આપણી ઇછાએ ઓચર્યા, શીખ હરીવંશને દીધીજી; જાણ કરો સહુ ન્યાતમાં, વાત વિવાહ તણી કીધીજી. ૫ ઘણારે ઘણી ઘેર આવજો, એરે વિવાહ તણી વાતજી; પરમ પનોતુછે એકુળ, પનોતી છે કન્યાની માડીજી. ૬

પીતારે પનોતો છે જેહનો, જેણે લીધી માહા મોટી પેર-
જી; પ્રગટ્યા પુરૂષોતમ નાથજી, આદર આંણશે પેરજી. ૭
કુમ કુમ છડા દેવરાવીયા, મોતીના ચોક પુર્યાજી; પાટ
ઢાળોરે પ્રકાશશું, સોહાશણ ગાવાને આવેજી. એ રીતે
ગીત ગાઈશું, પનોતો ભક્ષોરે વેહવાઈજી; તાહારૂ તે પુન્ય
છે અતી ઘણું, પાંમ્યો તે શ્રીવિઠ્ઠલ વર જમાઈજી. ૯ સ-
કળ શાસ્ત્રની રીતશું, નિત્ય તે ભલી પેરે થાયજી; વિવા-
હેરે ભલો શ્રી વિઠ્ઠલ વરનો, માધવદાસ બલીહારીજી.૧૦

## ધોળ ૧૨૫.

### પદ ૧.

વિવાહ મળીઓ શ્રવણ સુણીઓ, હુઓ જયજયકાર;
આનંદ વાધ્યો અતી ઘણો, મન કુસનો નહી પાર. ૧
ઘેર આવ્યા ભલે ભાવ્યા સગાં સહુ સહુ વાત, આપણ
અતી બડભાગીઆં; આનંદ અતીઘણો ગાત. ૨ વહુજીએ
વ્રજનાથજીને, પુછી પુછી ગણી ગાત; આચારજ બોલા-
વીએ, હઈડે હરખ અપાર. ૩ તમારી પ્રીત જોઈ જોઈ,
મેહ જાણ્યું મનમાં એમ; વિજોગ તમો કમળ હાથ,
આવડું જાણ્યું કેમ. ૪ મુખે બોલ્યાં મૃગાનેણી, વાણી વેદ
તે સત્ય; ગુરૂજી તમોછો અતી ભલેરા, પ્રાણનાથ સુરત.
૫ એજ માગુ માવડી, મુને આપી મુકો આજ; માથા
કરજ્યો મુજને, જ્યમ સરે અમારાં કાજ. ૬ ગુરૂજી શું
ગોઠ પુછી, તેતો પ્રભુજીની પેર; સમાધાન કીધાં ભલાં,

પછી વિપ્ર વળીઆ ઘેર. ૭ વાત જાણી ચિત્ત આણી, માનની મનમાંહ્ય; વિવાહ આદર અતી ઘણો, શ્રીનાથજી છે જેહ. ૮ એક હમારી વિનતી, તમો આવી ધરજો નાથ; માધવદાસ બલીહારડે હાવે, શેજ સ્થાપો સરવ સાથ.૯

# ધોળ ૧૨૬.

પદ ૨ જુ.

પનોતીયે દીધીછે આશિષજી, વિવાહ તે કીધો આણેલ માસજી. ૧ હુંએ તમને પુછુછું ગીરધરજી, જઈ પુછું ગોવીંદ જુવો વરજી. ૨ જોશીડો તેડાવો માહારાજજી, એમ કીજે શેવકજનનાં કાજ; ૩ જોશીડો ઉતાવળો આવેજી, જ્યોતિષ સઘળે ડોલાવેજી. ૪ આવીને દંડવ્રત કીધોજી, હસ્તકમળ શીરપર દીધોજી. ૫ જોશીયે વિચાર્યુંછે મનજી, જોશી ભણેલો ધન્ય ધન્યજી. ૬ જોશીયે જોયુંછે વિચારીજી, પુછેછે સઘળેરી નારીજી. ૭ જોશીયે જોયું એ રુડુજી, નથી કાંઈ આણે માસે કુડુજી. ૮ સમતસોળ રુડા વીસજી, વઈશાક સુદી રુડી છે આજજી. ૯ લગન મોકલ્યુંછે મન રળીજી, માધવદાસ બલજાયે વળી વળીજી.૧૦

# ધોળ ૧૨૭.

પદ ૩ જુ.

લગન મોકલ્યું છે શ્રીવિઠ્ઠલનાથજી, રુડો શ્રીવલભજીનો સાથજી; કૃપા કરો પ્રભુ તમો તણી, કૃપાનાથ મોહોટા

માહારાજજી, એમ કીજે દાસલડાનાં કાજજી. ૧ હર્ખે તે સુરીનર રાજીઆ, માંડવે ગાંધ્રવ નાચેજી; માંડવે આદર ઝાઝોજી, દુંદભી મધુરી વાજેજી. ૨ માંડવે ગ્રેહેલ રચાયજી, વસ્ત્ર અમુલખ રચાયજી; માંડવે અતી ઘણો મર્મજી, એ સર્વે વિધોગત કર્મજી. બેહુ પાસે ગોવીંદજીની નારીજી, માધવદાસ શ્રીમુખપર વારીજી. ૩

# ધોળ. ૧૨૮.

પદ ૪ થુ.

વેહેલા થાઓ વ્રજનાથજી, કાજ સહુ મોહોટેરાં કીજેજી; એણીપેરે કારજ કીજેજી, પ્રભુ બોલ્યાં વાણી એ સત્યજી. ૧ સમરથ સહીત જદુનાથજી, કોડ તેત્રીસે ત્યાંહાં જોયજી; કુળ ધરમ કરમ સઘળુ કર્યું, પ્રભુજીએ જાણ્યું એ મનજી. ૨ નવલ તે જોબન નાથજી, ચઢીઆ તે શ્રીવલભ સુત ધન્ય ધન્યજી; સર્મોરે સાંજનો સમો થયો, ધાડકા ભલુ રૂડુ ગામજી. ૩ તુરે ભલી ધુરગાવતી, સુતી આવી લેતી એ નામજી; ખાંત કરી ઘણી રાણીએ, વાણીયે હરીરસ ગાયેજી. ૪ આદર અતી ઘણો કુલજી, તોરણ આવ્યો છે અશ્વજી; નવલ કીશોર તોરણ ચઢયા, જીવો વર મોહન વીશ્વજી. ૫ કંદ્રપ કોટી સ્વરૂપજી, ભુતળ ભલી પેરે ભાવ્યાજી; જાણ કરો વહુજીને ઘેર; કોટી બ્રહ્માંડ આવ્યાજી. ૬ વહુજીએ વાત સહીને કહી, ના કહી કોણે પેરજી; અણચિંતવ્યા રે ઉતાવળા,

પ્રભુજીએ પધાર્યા છે ઘેરજી. ૭ વચન સમર્થ અન્યોઅન્ય, મન જાણી જે એમ કીજેજી; વસ્ત્ર અન્પો અન્ય અમુલખ, નિત્ય તે નવરંગી લીલાજી. ૮ આભ્રણ તે અતી શોભીતાં, આભ્રણ અંગે છે મોતીજી; બીચ બીચ ચીત્ર અમુલખ, સખી ઘણી ઘણી પેરે જોતીજી. ૯ નાગ નાગોદર ગુમણુ, લીલાવટી તીલક તે સોપજી; નાકે ફુલી નથ વેસરી, હઈડે હરખ તે અતુલ્યજી. ૧૦ સખી તણો સ્નેહ, અબળા તે એણીપેરે બોલ્યાંજી; ઘર સેહ જોશો શ્રી વિઠ્ઠલ વરનો, ત્રેલોક નહી કો તોલજી. ૧૧ તમો એ તે એમ મન જાણજ્યો, કહી લહી વાત એ રૂડીજી; પાવેલ નેપુર વાજીઆં, પાવડીએ જડીઓછે ચુનીજી. ૧૨ કાને તે ઝાંઝર ઝબુકતી; ગાલે તે કોટી પ્રકાશજી, નેત્ર અંજન મૃગાનનજી, સજ થઈ નિર્ખી લ્યો વરજી. ૧૩ માંહોમાંહે સહુ એમ કેહે, સખી સહુ શોભીતો સાથજી; માનનીયે મનમાં જાણીયુ, એ આવે સુંદીર નાથજી. ૧૪ ત્યાંહાં થકી ચઢ્યા સુણી નાથજી, કામ તે આવડું શું વહેજી; એટલે આવી વધામણી, સોહાવાની તોરણ ટોડજી. ૧૫ શ્રીવિઠ્ઠલનાથજી આવીયા, ભાવીયા, ભલી પેરે કાંહાંનજી; પૂષ્પ વૃષ્ટિ કરે દેવતા, જોગીયે મુક્યાં છે ધ્યાનજી. ૧૬ ધ્યાન કરે સર્વે અનંગ, બેઠી ચકડોળની પાંતીજી; અશ્વ હસ્તી ટહું કેટલા, ના લહું ઘોડલે જીન લીલાજી. ૧૭ શ્રી વિઠ્ઠલનાથજી, પેહેર્યાં પીતાંબર પીળાંજી;

કનકના પાટ ઢળાવીએ, ઓઢ્યાં પીતાંબર લીલાંજી. ૧૮
ગાવંદજીએ વહુને કહયું, એ સહુનાં અહીંઆં તેતડ્યાજી;
માધવદાસ જાય બલીહારડે, બીજો સહુ સાથેછે કેડેજી.૧૯

# ધોળ ૧૨૯.

પદ ૫.

આવો પનોતી મૃગાનેણી, બહુ ગુણવંતી નાર; આ. વો સોહાસણ સુંદરી, સોહાગી ઉભા છે બાહાર. ૧ એક લેઇ મોતીની થાળ ભરીને, બીજી લે પુષ્પની છાબ; ત્રી જીએ તોરણ આવીયાં, ચોથીયે ચંદન લાવ ૨ એણી પેરે આનંદ ઉલટયો, ચાલે ચંદ્રાવળીને સાથ; ગજ ગતી ચાલે હર્ખે ભર્યાં, ઉલટ અંગ ન માય. ૩ પ્રભુજીનો પ્રેમ જણાવીયો, તેહેને આપ્યો ઉર કેરો હાર; જયારે દીઠા શ્રીવિઠલ વરને, જાણે છુટી ચાલ્યા ગજ રાજ. ૪ ભેર ભુંગળ તાળ મ્રદંગશું ગાયે; શ્રીવિઠલજીનો દાસ; પ્રેમ શ બ્દ વાજે ઘણા, થાય નફેરીના નાદ. ૫ આવ્યા સુંદીર સોહામણા, માંડવે હુવો જયજયકાર; શ્રીવિઠલનાથ પધા રીઆ, જોવા તેત્રીસ ક્રોડ. ૬ પદમની પ્રેમ કરે ઘણો સરીઆંત વહુનાં કાજ; ભક્તતણાં મન ફુલીયાં શ્રીવિ ઠ્ઠલ સુખની રાશ. ૭ પોંખીને પધરાવીઆ, આવીઓ સુંદીર જોડ; વદધુની ત્યાં હોય ઘણી, દેવ વૈમાન ચડી જોય. ૮ શ્રીપુરૂષોતમજી પધારીયા, માહારે મોહોટી લા જ; માધવદાસ બલીહારડે, સરીઆં વેશ્નવનાં કાજ. ૯

## ધોળ ૧૩૦.

પદ ૬.

પ્રભુજીને પાટે તે પધરાવોજી, વહુજીને જોઇ જોઇ તન મન વારેજી. ૧ વર કન્યાજીને આવેજી, કન્યાજીનેવેગેતે પધરાવેજી. ૨ સંભઈયાજી સંભઈયાજી સંભઈયાજી, વીલમ ના કીજેએક મૈયાજી. ૩ ત્રૈલોકનાથજી તેડેજી, આવુંએમ કીજીએ જોડજી. ૪ પરમપનોતીજી આવ્યાંજી, માંહ્યરામાં રૂડલાં લાવાંજી. ૫ વહુજીએ જાણ્યું એ ચિતજી, પુરૂપોતમ પાંમી તે સત્યજી. ૬ શેવા સુખ દઈ કેહેવાયજી, શેવક સુખ દેવ દેખાડજી. ૭ માંહ્યરામાં શીશી પેર હોયજી. ૮ શાસ્ત્ર મરજાદા સહુ હોયજી. ૯ વેહેલા થાઓ વરમાળા પેહેરાવોજી, માધવદાસ બલીહાર કરજોડીજી. ૧૦

## ધોળ ૧૩૧.

પદ. ૭.

ચીરણજીવી ચોરીયે આવ્યાજી, સહીયર વહુજીને કાહાવોજી. ૧ બાઈતમ એટલું ત્યાંહાં કરજોજી, અમને તે ચિતડામાં ધરજોજી. ૨ આપની કુળ ચાલ તે કીજેજી, બીડી કરી હસ્તકમળમાં દીજેજી. ૩ મધુરે સ્વરે માંડયુંછે ગ્યાનજી. જોઉ તમને કેટલીછે સાનજી. ૪ સુંદીર સરોવર છે સાથજી, બહુ પાસે સ્વળના નાદજી. ૫ તે જોતાં રૂડાં છે સંસારજી; હવે મંગાવેછે કંસારજી. ૬ કણસાર પીરસે

કન્યાજીની માડીજી, પેહેરીછે પંચરંગી સાડીજી.૭ કંસાર સારો રૂડો સ્વાદજી, એ લીલા મોહોટીછે પુષ્ટિજી.૮શ્રી મુખે એમ આશીશ દીધીજી, ગુરૂજીએ ચોરીકર્મ કીધું જી. ૯ ગુરૂજી બોલ્યા જે વાણીજી, એ વાત ત્રીલોકે જાણીજી.૧૦જુગલ સ્વરૂપ ચડીઆ વરઘોડેજી, માધવદાસ બળ જાય કરજોડીજી; એકવાર બોલો શ્રી રણછોડજી.૧૧

## ધોળ ૧૩૨.

પદ ૮

વેહવાઈ તારો માંડવડો સંભાળ કે માંડવડો સંભાળ કે; રશીક વર રમી વર્યારે, સંગે સોહીએ પદમાવતી નારકે. આવી ટોળે મળીરે. ૧ વળી વદે કન્યાજીનો ભાઇએ કે, બાઈ કયારે આવશેરે; શ્રીવંદ્રાવનચંદ શ્રીવિઠલનાથકે, સાથે રૂડો ભાવશેરે. ૨ વળી વદે કન્યાજીની માડી કે, કોહો રાત કેટલીરે; સુંદરીને શીખામણ દીજે કે, થઈ રસ ભેટલીરે. ૩ સુંદર તાંહે સુખ રાસતો, વદન જુવે વળી વળીરે; સોહાશણ સાસરે જાયતો,સહીયર વળાવી વળીરે. ધન્ય ધન્ય તઈલંગની નાત્ય કે, સંગ બહુ સખીરે; વહુજીને વળાવીને જાય કે, એ વાત વેદ લખીરે.૫ વાટડી વિલંબના કીજે, તો દુજે માણુ સહીયેરે; વળી વળી પંથ નીહારેતો, આપણુ સાથજીરે. ૬ શ્રીવિઠલવરને વેગે વધાવો કે, ઇંદ્રશોહાશણીરે; માધવદાસ બલીહાર જાયકે, એ જોડ રૂડી બનીરે. ૭

# ધોળ ૧૩૩.

પદ. ૯

શ્રીવિઠ્ઠલવર પરણીને પધાર્યાજી,સુરીનર જોવાને ત્યાંહાં આવ્યાજી. ૧ જોઈ શકોતો એ વર જોજોજી, આનંદ એણીપેરે થાયજી. ૨ કંદ્રપ કોટીછે સ્વરૂપજી, ભુવન ભલી પેરે ભાવ્યાજી. ૩ વહુજી એ વાતજ ઘેર કાહાવીજી, પછી ત્યાંહાં પેહેરામણીઓ આપીજી.૪ઢાળ. પેહેરામણી ભલી રીતશું, શ્રીવિઠ્ઠલનાથજીને મન ભાવીજી; સરવે આણીને દ્રષ્ટે કર્યું, કારજ વેહેવાઈ તણુ સીધુંજી. ૫ બાળ-પણે વપરીત શું શું, કીજે કુળતણી રીતશું; પંચદિવશ પ્રભુજી એટલે એહ, અલૌકીકછે રીતજી. ૬ લોક જુવે લોકની રીતશું, પ્રભુ જુવે વ્રજ કેરો સાથજી; કઉતક નાહાના પેરના ઘેર ઘેર દીસેછે અંતજી. ૭ વર વહુજી ઉતાવળાં ભળી, મળી રળી રમતજી; વાહાલાજી વારમાં કીજીએ,દીજીએ માગુ એ વરદાનજી.૮ વાહાલાજી વારમાં કીજીએ, વળી વહુની એ જાનજી; સ્વરગથી સુખ પામ્યા દેવતા, જોગી મુક્યાંએ ધ્યાનજી. ૯ પાતાળેથી શેષ નાગ રીઝીયા, ઇંદ્ર નિશાન વજડાવ્યાંજી; મોહોટાં ભાગ્યછે જેતણાં, એ વર નહી સમતોલજી. ૧૦ માધવદા-સને આશરે, સંસાર સઘળોછે બળીઓજી; કૃપા કરી શ્રી વિઠ્ઠલનાથજીએ રસ લેહેરમાં વળીઓજી, શ્રીરે ગોવર્ધન ધારીજી; વારી શ્રી મુખપર જાઉજી રીજી. ૧૧ સંપુરણ.

# ધોળ ૧૩૪.

શ્રીનટવરલાલને વારણેરે સુંદીર શ્રી છોટાલાલ બલી· હારીરે લાલ, શ્રીનટવરલાલને વારણેરે ૧ રાજ નગર રળીયામણુંરે, તેહની સુંદીર શોભા સારીરે લાલ, શ્રી નટવરલાલ. ૨ છપન ભોગ સોહામણોરે; કીધો બુધ્ધી બહુ વિચારરે લાલ, શ્રી નટવરલાલ. ૩ શઇકુ સંવત અ· ઢામાંરે; ચતુર ચોરાણવો શુભકારીરેલાલ, શ્રીનટવરલાલ.૪ વેગે વઇશાક માસમાંરે; સુદની સાતમને શોમવારરેલાલ, શ્રીનટવરલાલ. ૫ દેશો દેશથી આવીયારે; સહુકો આવ્યાં નરને નારીલાલ, શ્રી નટવરલાલ. ૬ ઓતરથી હરી આ· વીયારે; શ્રી ગોકુળનાથજીની ગાદી ભારીરેલાલ, શ્રીનટવ રલાલ. ૭ શ્રી લક્ષ્મણલાલને જોઇનેરે; સહુકોને પ્રિતી ઘણીછે, પ્યારીરેલાલ, શ્રી નટવરલાલ ૮ દક્ષણથી દુઃખ કાપવારે; આવ્યા શ્રી કલ્યાણરાય હેતકારીરેલાલ, શ્રી નટવરલાલ. ૯ પુર્વથી પ્રભુ પધારીયારે; શ્રીત્રીકમજી મા- ધવરાય ગીરધારીરે લાલ, શ્રી નટવરલાલ. ૧૦ પશ્ચીમથી પ્રભુ પધારીયારે; આવ્યા શ્રી મગનલાલજી માહારાજરે લાલ, શ્રી નટવરલાલ. ૧૧ મટુલાલ મથુરાં નાથજીરે;બી જા બાળક જાઉ બલીહારીરેલાલ, શ્રી નટવરલાલ. ૧૨ સેજે સાતને તારીયારે; તેહેને મેહેર કરી માહારાજરેલાલ શ્રી નટવરલાલ. ૧૩ સેજે દાસ જમનાને દયા કરીરે;હેતે લીધો છે ઉઠાડીરેલાલ, શ્રી નટવરલાલને વારણેરે. ૧૪

# ધોળ ૧૩૫. ૫૬.

નાથ કેસે ગજકો બંધ છોડાયો, તેરે અહી અચરજ જઇ મોપે આવ્યો; નાથ કેસ ગજકો બંધ છડાયો. ટેક. ગજ ઓર ગ્રહ લડત જળ ભીતર, લઢત લઢત ગજ હાર્યો; જબ પુર શુંડ રહી જળ આહાર. તબ હરી નામ પુકાર્યો નાથ. ૧ સબરીકે બોર સુદામાકે તાંદુળ, રૂચી રૂચી ભોગ લગાયો; દુરીયોધનકો મેવો ત્યાગી, ભાજી વિદુર ઘેર પાયો નાથ. ૨ પેઠ પાતાળ કાળિનાગ નાથ્યો, ફીંણુપર નર્ત કરાયો; ગીરી ગોવરધન કરપર ધાર્યો, નંદઘેર લાલ કેહેવાયો નાથ. ૩ અગાસુર મારે બગાસુર મારે; દાવાનળ પાન કરાયો; સ્થંભ ફોડી હીર્ણ્યાકસ્યમારે, નરસિંહ નામ ધરાયો, નાથ. ૪ અજામેલમે ગજગુણક તારી, દ્રૌપદીકો ચીર પુરાયો; પયપાન કરંતાં પુતના મારી, કુબજયાકો રૂપ બનાયો. નાથ. ૫ કૌરવ પાંડવકો જુદ્ધ રમાયો, કૌરવકુ માર હઠાયો; દુરીયોધનકો માન ઘટાયો, મોપે ભરૂંસો આયો, નાથ. ૬ સબ સખીયન મીલી કંગન બાંધ્યો, રેશમ ગાંઠ બંધાયો; છુટે નહી રાધાજીકો કંગન, કેસે તે ધનુષ્ય ઉઠાયો. નાથ. ૭ ખોળ કોટડી બ્યાદળ ધાર્યો, ગરૂડકુ નાજ સંતાયો; છુટે નહી રાધાજીકે કંગન, ઓર એ બળ ક્યાંહાંરે છુપાયો, નાથ. ૮ જોગી જ્યાકો ધ્યાન ધરતહે, ધ્યાન ધરત નહી આયો; સુરદાસ કેહે પ્રભુ તીહારે

મીલનકુ, જશોદાકો ધેન ચરાયો. નાથ કેસે ગજકો બંધ છોડાયો. ૯

## ધોળ ૧૩૬.

જીરે જીરે પ્રથમ સુરજપોળ જાણોજી, રમા વૈકુંઠ વખાણે. જીરે જીરે. ૧ નવસીડીયે નવધા ભક્તિજી, શ્રી ગોવર્ધન ચોક પ્રેમ આશક્ત. જીરે જીરે. ૨ ફુળચોક માહાસુખ કુંડજી, સીંગપોળ જોઈ આનંદ. જીરે જીરે. ૩ બે હંસ બે હસ્તી બીરાજેજી, ચારે વેદ માહા ધુની ગાજે. જીરેજીરે. ૪ કમળ ચોક રાસ ક્રિડા રમણજી, શીવ આવે ગોપીધરી તન. જીરેજીરે. ૫ એક માર શામની જીનાં નેનજી, ત્યાંહાં તો મુર્છાખાઈ પડયાં મીન. જીરેજીરે. ૬ રત્ન ચોક સ્યામનીજીનાં તનજી, સુર આવ્યા ચડી વેમાન. જીરેજીરે. ૭ જગ મોહનમાં માહારાણીજીનાં મનજી, મણાં કોઠા જુવતી આસન. જીરેજીરે. ૮ ચોક કિર્તની આગલીજી, દરશન કરવા આવે સહુ મળી. જીરેજીરે. ૯ વેણું બાજે કિર્તનીઆ ગાયજી, ત્યાંહાં તો આનંદ ઉરના સમાય. જીરેજીરે. ૧૦ માનું છડી માંડી પ્રિત્યજી, આશ પાસ ચિત્રામણ ભીંતે. જીરેજીરે. ૧૧ નિજ મંદીર આપ સ્વરૂપજી, પાસે સજ્યા મંદીર અનુપ. જીરેજીરે. ૧૨ શ્રીજીની નીચે વસ્ત્ર સુખકારીજી, માનુ હે ચંદ્રાવળી નારી. જીરેજીરે. ૧૩ ચર્ણ ચોક ગઉલોક કેહેવાયજી, ત્યાંહાં તો ફેરી હોય તે જાય. જીરેજીરે. ૧૪ પીછો વઈ ચંદ્રાવળી

જાણ્યોજી, ચંદરવો જુમનાં મન આણ્યો. જીરેજીરે. ૧૫ ગાદી સુંદીર મન ભાયકજી, પીઠ તકીયા માહાદાએક. જીરેજીરે. ૧૬ આશપાસ બે તકીઆ રાજેજી, માહાસુખ એકાંતે બીરાજે. જીરેજીરે. ૧૭ એ સેસાતર તણાં સુખ ધામજી, પેડ ચંદ્રાવળીજીનું નામ. જીરેજીરે. ૧૮ બે જુરરી સ્વામનીજીના તનજી, સરમ જળ શ્રી માહારાણીજીનાં મન. જીરેજીરે. ૧૯ બે બીડા માહા પ્રભુ દક્ષણા ભલો, મુખ વસ્ત્ર મોહન ચામ. જીરે જીરે. ૨૦ જુગલ ચર્ણેશીષ પધરાયાજી, ગીરીરાજ હરીદાસ કેહેવાય. જીરેજીરે. ૨૧ એકે લક્ષ શ્રીગોસાઈજીનું રૂપજી, ઉર સાત ધજા અનુપ. જીરે જીરે. ૨૨ સજવા ભોગ માહા સુખ કંદજી, શોભા નાર્ણે નિર્ખી મુખ ચંદ. જીરેજીરે. ૨૩ એવો મારગ થયો નહી થાયજી, શ્રીમહા પ્રભુની કૃપા થકી પુષ્ટિ કેહેવાય. જીરેજીરે. ૨૪ છડીનું ત્યાંહાં તત્કાળજી, ગુણ ગાયે શ્રી વલ્લભ લાલ. જીરે જીરે પ્રથમ સુરજપોળ જાણ્યો. ૨૫

## ધોળ ૧૩૭.

પુષ્ટિ માર્ગનાં પાંચ તત્વ નિત્ય ગાયજી, તેહેનાં જન્મ જન્મનાં પાપ સરવે જાયજી. ૧ શ્રીજી શ્રીનવન નિત્ય પ્રિયાંજી સુખકારી, સમરો શ્રીમથુરાંનાથ કુંજબીહારીજી. ૨ શ્રીવિઠ્ઠલેશરાય શ્રીદ્વારકેશરાય ગારધારીજી, શ્રીગોકુળચંદ્રમાજી શ્રીમદનમોહન પર વારીજી. ૩ બીજુ તત્વ શ્રી વલ્લભ કુળને ભજીએજી, કુડા લોક લાજને કામ સર્વે ત-

જીએજી. ૪ આ ત્રીજુ તત્વ શ્રી ગોવર્ધનધર નિત્ય ગાએજી, શ્રીનટવરલાલનું ગમતું સર્વે થાયજી. ૫ આ ચોથું તત્વ શ્રી જુમનાંજી, ન જાણુંજી, કરો સ્નાન જળને પાન એ સુખ માનેજી. ૬ આ પાંચમું તત્વ શ્રી વ્રજ ભોમીને ગાઇયેજી. નિત્ય ઉઠી વૈશ્નવજન પદરજ પાઈયેજી. ૭ આ પાંચમું તત્વનું ધ્યાન નિરંતર કીજજી, તે મન વાંછીતનાં ફળ સર્વે લીજેજી. ૮ આ પાંચ તત્વ શ્રી બ્રહ્માદીકને દુર્લભજી, શ્રીવલ્લભ પ્રભુ પ્રગટ પ્રમાણું કહ્યાં સરવે સુંદીરજી. ૯ એ શોભા જોઇ હરીદાસ જાય બલીહારીજી, એ લીલા ગાજ્યો નિત્ય નરને નારીજી. ૧૦ પુષ્ટિ માર્ગનાં પાંચ તત્વ નિત્ય ગાઈએજી.

## ધોળ ૧૩૮.

સખી સરદ પુનમની રાત મુજને વાહાલીજી; એવી ગોકુળ વૃજની નાર રમવા ચાલીજી. ૧ એવા નાકપ્રમાણે નથ નીર્મળ મોતીજી, એવાં દરપણ લીધાં હાથ મુખડાં જોતીજીરે. ૨ એવાં કાંબી કલ્લાં ચાર વીંછવા ચમકેજી, એવો ઝાંઝરનો ઝમકાર ઘુઘરી ધમકેજી. ૩ એવાં ચોળીને પહેર્યાં ચીર પીતાંબર પીળાંજી, માહારા વાહાલા સાથે રમશો રાશ કરવી લીલાજી. ૪ એવી લીલા તે ગાજ્યો નરને નારીજી, ત્યાંહાં રંગ ગોપીઓને કાંહાં ન રમતાં ભારાજી. ૫ એવાં બાંહે બાજુબંધ ઓગનીઆં ખળકેજી, એવો હઇડે એકાવળ હાર ઝુમણાં ઝળકેજી.

६ त्यांहां कुदडी फरे गोपी चार वचे गीरधारीजी, हेवा माधवदासना दास जाउ बलहारीजी. ७ सखी सरद पुनमनी रात्य मुजने वाहालीजी.

## धोळ १३९.

धन्यधन्य श्रीद्वारकां नाथजीरे, वंदु वैश्नव जन साथरे, १ तठराजीत मोहोल अटारीरे, राय सागर अम्रत वार्रारे. २ माहा भाग्य मेवाडो देशरे, ज्यांहां प्रित करी प्रवेशरे. ३ धन्यधन्य ते कांकरोली गामरे, माहारे वाहाले ते कर्यो विशरामरे. ४ मुगटी अधीक पुरी माहाराजरे, सदा वईश्नव जनने काजरे. ५ अमरापुरी थकी लाजेरे, प्रभु पुष्टी प्रकाश बीराजेरे. ६ परथार अनोपमदीसेरे, जोतां वैश्नवनां मन हीसेरे. ७ चोक चंदरवा घणुं शोभेरे, जोतां वैश्नवनां मन लोभेरे. ८ निज मंदीरनी शोभायरे, तेतो मुख कही नव जायरे. ९ हीरा हेम जडावनी जाळीरे, कुंजराजीत पुंजशाळीरे. १० हीमआसने हीरा झळकेरे, मुकताफळ चोदीशाए लळकेरे. ११ दीधुं दरशन द्वारकांधीशेरे, एतो सकळ भोवनना ईशरे. १२ मेघ वार्णु मनोहर अंगेरे, जोतां लाजेछे लक्ष आनंगरे. १३ बेहु पासे गोसांइजी उभारे, रुप चारनी एकज शोभारे. १४ श्रीविठ्ठल रुप निधानरे, शोभा कोटीक काम समानरे. १५ गुणवंत श्रीगोकुळनाथरे, व्रजभुषण लालजी साथरे. १६ जोतां नईणां त्रप्त न थायरे, रुप अधीकअ-

ધીક શોભાયરે. ૧૭ બહુ જીવને ઓધારવા કાજરે, હેવું રૂપ ધર્યું માહારાજરે. ૧૮ સુખ સિંધુ હરિયે વિનોદરે, જોતાં ઉપજે માહા મન મોદરે. ૧૯ ધણું ચર્ણકમળની આશરે, ગાએ નિર્ખે તે પ્રભુદાસરે. ૨૦ ધન્ય ધન્ય શ્રી દ્વારકાં નાથજીરે.

## ધોળ ૧૪૦.

શ્રીલક્ષ્મણ ભટજીને દ્વાર ચાલો તો જોવા જઈએજી, જન્મ દીવસછે આજ મળીને ગાઈએજી. ૧ વાજે છે ઢોલ નિશાન નોબત વાજે અતી નવી, થાય છે દુંદભીના નાદ વેદની ધુની ત્યાં હવી. ૨ બંદીજન બહુ કરે ગ્યાન વૈશ્નવ જાય વારણે, મોતીના ચોક પુરાય તોરણ બાંધ્યા બારણે. ૩ શ્રીવલભને નવરાવ્યા, કેસરચંદન ધર્યાં; મરદન કર્યા ફુલેલ, શવકજનના મન હર્યાં. ૪ ઉષ્ણોદક પ્રભુજી નાહી, અંગવસ્ત્ર કર ધર્યાં; કેશરી ધોતી ઉપરણાં સાર, પ્રભુજીએ પેહેર્યાં. ૫ કુમકુમ ભાળ તીલક, અક્ષત સાહે પીળા; પીઢાયે બેઠા શ્રીવલ્લભ, વૈષ્ણવ નિર્ખે લીલા, ૬ જોવાને દેવતા આવ્યા, માર્કંડની પુજા સેમ; શ્રીફળ ફોફળ સાર, દક્ષણા જે જેને ગમે. સગાં કુટુંબ સહુ સાથ, ભોજન કીધાં પ્રીતશું; બંદીજન વિવિધ પ્રકાર, બીડાં આપ્યાં રીતશું. ૮ સર્વે વૈશ્નવજનને પ્રસાદી જુઠણ દીધી છે; એ શોભા જોઈ હરીદાસ, પ્રિત્યે કરી પીધી છે. ૯ શ્રીલક્ષ્મણ ભટજીને દ્વાર ચાલો તો જોવા જઈએજી.

## ધોળ ૧૪૧.

શ્રીવલ્લભ પ્રગટ્યા પ્રગટ્યારે, શ્રીલક્ષ્મણ ભટજીને ઘેર. રે, થઈ રહીછે લીલા લેહેરરે, પુષ્ટિની કરવા પેહેરરે. શ્રીવલભ. ૧ થયાં અવની ઉપર અજવાળાંરે, ત્રીલોકના તીમીર ટાળ્યારે; વાહાલે વેણુ હમારાં પાળ્યાંરે, શ્રીવલભ. ૨ આદરથી આવ્યા હરી ઘેરેરે, પોતાનાની કરવા પેરેરે; શીખવી શેવા કીધી નેરેરે, શ્રીવલ્લભ. ૩ માઆમત કીધા ખંડેરે, પાખંડીને દીધો દંડરે; એહુનો યશ વાધ્યો નવ ખંડેરે, શ્રીવલભ. ૪ એ શ્રીલક્ષ્મણભટજીના નંદરે, વાહાલો પુર્વ જન્મના ચંદરે; વરતાવેછે અતી આનંદરે શ્રીવલભ. ૫ એ શ્રી એલમગારૂના લાલરે, વાહાલે વૈશ્નવ ઉપર કીધો વાહાલરે; વાહાલે દાન દીધાં કીધાં ન્યાલરે. શ્રીવલભ. ૬ નવખંડમાં નવાનવા દોરે, એહુના ગુણ ગાય નિગમ મહેશરે; એહુનો પાર ન પામે શેષરે, શ્રીવલભ. ૭ સુખદાની લેહેરો જાયરે, ત્યાંતો આનંદ ઉર ન સમાયરે, હરીદાસ વલભના જશ ગાયરે, શ્રીવલભ પ્રગટ્યારે પ્રગટ્યા.૮

## ધોળ ૧૪૨.

શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ શ્રીજી શ્રીયુમનાં શ્રી નવનિત્ય પ્રીયાજી, શેવા કરો આનંદમાં શ્રીજીતો, રીઝસે શ્રીગોપીપતીજી. ૧ દ્રઢ આશરો શ્રી માહાપ્રભુજીનો રાખે, અષ્ટાક્ષર નિશદીન ભાખે અણસમર્પિત વસ્તુ રખે ચાખો

તો,રાખજો ગુરૂ ચર્ણે મતીજી. ૨ ભગવદી એ સતસંગજ કરજો, દયા સર્વે કોઈ ઉપર ધરજો; વૈશ્નવની રીતે અનુસરજો, તો ધરજો ટેક ધણી એકનીજી. ૩ હરી ગુરૂ વૈશ્નવ સરખા લેખો, ભીન્યભાવે રૂદે નવ દેખો; દાસપણું ત્રણેનું ગ્રહજો, તો તનમન ધન વિવેકશુંજી. ૪ પ્રફુલીત મન હરીના ગુણ ગાજો, કપટદંભથકી અળગા રહેજો; દુષ્ટ સંગથકી દુર પળાજો, તો નાહાજો પદરજ હરી ભક્તમાંજી. ૫ દિન્તાભાવ અંતરનાસ્નેહી, પ્રભુ પ્રસન્તાનું કારણ એહી; નિચે માનજો નહી સંદહીતો, દેહ દમો શા કારણેજી. ૬ મનુષ્ય જન્મ માહા દુર્લભ જાણો,તેથી દુર્લભ હરીના ચર્ણ વખાણો; એ બે પામી શેવા રસ માણો તો, જાણજો જીવ્યા જકતમાંજી. ૭ શ્રીવલભ પ્રભુ માહારા સ્વામી, પ્રાણજીવન ધન્ય અંતરયામી; અક્ષર બ્રહ્મ તણા એ ધામીતો, દાસ દયાજાય વારણેજી. ૮ શ્રી વલભ શ્રીવિઠલ શ્રીજી શ્રીનવનિત્યપ્રીયાજી.

## ધોળ ૧૪૩.

તમારાં નઇણાં છે કામણગારાં, શ્રીનાથજી ધુતારા; તેમે હર્યાંછે ચિત અમારાં, શ્રીનાથજી ધુતારા. ૧ ધુતારો હોયતે ધન્ય ધુતે, વાહાલા માહારા બીજાની શી માયા; એ ધુતારે માહારૂ સર્વસ ધુત્યુ. પરવશ કીધી માહારી કાયા. શ્રીનાથજી. ૨ સુંદીર શ્યામ સલુણી માહારી સજની, વાહાલા માહારા નઇણા પાર પેઠા; ચિતમાં ધર

કીધું, એવો ઘેલડો રૂદીયા કમળ વચે પેઠો. શ્રીનાથજી.૩ સુંદીર આવો મોરે પરી પાલવ, વાહાલે મારે ફળ સારૂં વખાણું; સાખ તણો રસ લીજીએ, શુડલા તો તેને રશીઓ હું જાણું. શ્રીનાથજી. ૪ મોહનજી તમારી મીઠડીએ કેઈ, વાહાલા માહારા હું નવ પલરથાયુ; જીગમાં તે જીવભાવીક કહીએ, તે આવો આવો રશ પામું. શ્રીનાથજી. ૫ તનમન ધન સ્મર્પણ કીધું, વાહાલા માહારા હવે નથી કાંઈ કાચું; શ્રીવલભના સ્વામી રશીક શીરોમણી, જન્મો જન્મ હું તમને જાચું,શ્રીનાથજી ધુતારા.૬

## ધાળ ૧૪૪.

સજની સહુકો ચાલો જાવા જઇએજો, શ્રીવ્રજનાથજીના લાલ છોગાળો નિરખીએરે લોલ. ૧ શ્રી વિઠલનાથજી કામણગારા કાહાનજો, કામણ કીધાંરે બેહેની વાતમાંરે લોલ. ૨ જોરે બેહેની પાઘ સોરંગી લેહેકેજો, તોરોરે મેહેલોરે મોહનલાલનોરે લોલ. ૩ કેસર કેરૂ તીલક બીરાજે ભાળજા, વાંકેને અંબોડે મનડુ વેધાઈ ગયુરેલોલ. ૪ જોરે બેની મુખડું પુનમચંદજો, આંખલડીને ચાળ ચીતડું ચોરીયુંરે લોલ. ૫ વાહાલો માહારો મુખડે હશીહશી મધુરૂં બોલેજો, અમરતને વર્ષેરે હૈયુ શીચાયુંરે લોલ. ૫ બાજુબંધ પોંહોંચી કંઠ બીરાજે માળજો, નટવરને ભેખેરે ધરીયા રાશનેરે લોલ. ૭ કોમળ કરપર સુંદીર રેખા શોહીએજો, પોતાના જાણીને લાડલડાવીઆંરે લોલ.૮જોરે

બેહેની વાંકડા શ્રીવિઠ્ઠલનાથજો, છબીલાને જોવાને મનડાં મોહી ગયાંરે લોલ. ૯ હવે ઘરનાં કારજ નવ શોહીએ-જો, વાહાલાને જોવાને મનડું ટળવળેરે લોલ. ૧૦ એ વા-હાલાની પાસે દાશી રહીશું જો, લોકડીઆની લાજથી હુંતો નવ ડરૂંરે લોલ. ૧૧ વાહાલો માહારો સરવ સુખ આપેજો, કાલાને વાલારે મનોહર નિત્ય કરેરે લોલ. ૧૨ સજની સહુકો ચાલો જોવા જઇએજો.

## ધોળ ૧૪૫.

લટકાળા લાલ, શ્રી વિઠ્ઠલ વરને નિર્ખું તે ધન્ય ધન્ય; કરૂણા સાગર, દૈવી જીવના તારણ પ્રાણજીવન. ૧ શ્રી મુખની શોભા શી કહીએ, ચાલો સરવે જોવાને જઈએ; શર્ણે જઇએ ધણીઆતાં થઇએ, લટકાળાલાલ. ૨ વાહા-લો પુરૂષોતમ કહીએ, તેહેનું ધ્યાન રૂદેમાં રાખી રહીએ; એને મુકી બીજે ક્યાં જઈએ, લટકાળાલાલ. ૩ વાહાલો વ્રજપતીકો કાહાવેછે, નિજજનના તાપ સમાવે છે; નિરખતાં મોહ ઉપજાવેછે, લટકાળાલાલ. ૪ વાહાલો કાંકરોલી માંહે રેહેછે, વાહાલો ગીરીધર ઘાટમાં રેહેછે; વાહાલો નિત્ય નિત્ય દર્શન દેછે. લટકાળાલાલ. ૫ કરજોડી વલ્લભદાસ કેહે, વિનંતી રૂદીઆમાંહે લેહે; તાપ ત્રીવિધ તનમાંહે સેહે. લટકાળાલાલ, શ્રી વિઠ્ઠલવરને નિર્ખું તે ધન્ય ધન્ય. ૬

## ધોળ ૧૪૬.

જીરે ધન્ય ધન્ય શ્રાવણ માસ, શુકલ પક્ષ એકાદશી-જી; જીરે અડધી રાત્રીનો પ્રકાશ એ વાત પ્રભુજીને મન વશીજી. ૧ જીરે ધન્ય ધન્ય ગોકુળ ગામ, શ્રીજમુનાં પુલીત સોહામણાંજી; જીરે મહા લીલા સુખધામ, કુંજ-નિકુંજ રળીઆમણાંજી. ૨ ત્યાં બીરાજે શ્રીલક્ષ્મણ પાસ, દામોદર દાસજી; પધાર્યા શ્રીવંદરાવન ચંદ, ખેલતા આ-વ્યા તે રાસજી. ૩ જીરે જે ગાવાથી વલભ રાજ, ગુઢ-વાન પ્રભુજીએ કહ્યાજી; દૈવીનું કરવા કાજ, બોલ દીધા પ્રભુજીએ સહીજી. ૪ કરાવા બ્રહ્મ સબંધ, નિર્દોશ જીવ થાય વળીજી; જીરે છુટશે સઘળા બંધ, ચર્ણેશર્ણે આ-વી મળેજી. ૫ જીરે દોશ તે પાંચ પ્રકાર, ક્ષણું એક એક રેહે નહીજી; જીરે અમો કરીશું અંગીકાર, શાકા-રજ ગળશેને વગ રહીજી. ૬ જીરે અન્યોઅન્ય સો હોય, પવીત્રાં પવીત્ર ધાલે ગળેજી; જીરે મિશ્રી ભોગ ધરાય, રૂપ દીઠો એકઠા મળીજી. ૭ જીરે પુષ્પ પત્ર ફુળ તોય, અન વસ્ત્ર અર્પે બહુજી; જીરે જ્ઞાન અજ્ઞાન જો હોય, પ્રેમ ભક્તી સર્વે ગ્રહીજી. ૮ જીરે વચન શ્રીવલભ હાથ, વઈ પ્રભુજી પધારીઆજી; જીરે નીજલાલ વ્રજનાથ, રાશ રમણ વિસ્તારીયાજી. ૯ જીરે ઘણા દીવસનો વિછોય, જીવત સર્વે બાંહે ગ્રહીજી; જીરે સંસાર માંહે મોહ, તે છુટી ચર્ણે રહ્યાજી. ૧૦ જીરે શ્રી વલભાચાર્ય માહારાજ,

તે શ્રી વિઠ્ઠલનાથનેજી; જીરે કુલ દ્વાર કરે કાર કાર અ-
લેહ, ગોવરધનનાથ તેજી. ૧૧ જીરે કલ્પવૃક્ષ શું મુળ,
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ કુલીયોજી; જીરે સારવા સ્વાર્થ અનુ-
કુળ, પુત્ર પુત્ર વૈસ બહુ લીયેજી. ૧૨ જીરે તાદરશી જ-
નને સગેદ, દન અનુભ કુરેજી; જીરે રેહ હરી રરા શરણ
મંત્ર નિત્ય ઓચરેજી. ૧૩ જીરે અસમર્પિત અનાચાર,
આવા સરથી બીહે ઘણુજી; જીરે આસુરી બુદ્ધિ વિચાર,
બીતા રેહ ક્ષણુ પ્રતિ ક્ષણુજી. ૧૪ જીરેજી એ વર છે
અંગીકાર, વીશ્વાશ મનમાં રાખજોજી; જીરે સાધનતજી
અપાર, શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ મુખ ભાખજોજી. ૧૫ જીરે પુ-
ષ્ટી માર્ગ એહ, શ્રી ભગવદી સંગ અનુસરેજી; જીરે શ્રી
વલ્લભ વર જોય, શ્રી વલ્લભદાસ સહુ રૂદે ધરેજી. ૧૬

## ધોળ ૧૪૭.

શ્રીવલ્લભ દુર્લભ જયુગમાં કહીએ, પ્રગટ્યા આણીવાર
જો; ભુલ્યા ભુલ્યા જીવ પોતાના, તેની કરી સંભળજો.
૧ ચર્ણ કમળ મકરંદ લોભાણાં, તેહેનાં ભાગ્ય અપારજો;
વચન સુધારસ શ્રવણે શીચ્યાં, શ્રી સુબોધનીજી સારજો.૨
વદન માધુરી રૂપ અનુપમ, કીધા વિવિધ શણગારજો;
શ્રીગોકુળ તો ફરી વસાયો, શ્રીવલ્લભ રાજ કુમારજો.૩
નંદન વન શ્રી વલ્લભસુતશું, બાંધી પ્રીત અપારજો; શણ
ગાર કરીને ગીરીથી ઉતર્યા, ચાલી આંસુડાંની ધારજો.
૪ ત્રણવાર પ્રદિક્ષ પરીક્રમા, હર્યો ભુમીનો ભારજો; એ-
વિના આવી કોણ કૃપા કરે, એછે મર્મ ઉદારજો. ૫ દા

સ ગોપાળ કયાંલગી વર્ણું, સકળ વેદ ધોરીંધર ધીરજો; શ્રી વલ્લભ દુર્લભ યુગમાં કહીએ, પ્રગટ્યા આણીવારજો.

## ધોળ ૧૪૮.

છબીલા છબી તારી જોઇરે, રહયું મન માહારૂ મોહી રે. ૧ વાંકી વરણી તાહારીરે, મનોહર મુખ પર જાઉવા રીરે. ૨ મોરલી અધર ધર ઓપીરે, વગાડી વાહાલેપરાં કીધાં ગોપીરે. ૩ વંદ્રાવન વગાડી સુંદીર શ્યામરે, ત્યાગ કરાવ્યાં ઘરનાં કામરે. ૪ જાણુંજે વંદ્રાવન જાઉરે, પાલવ પાતળિયાનો સાહુરે. ૫ જાણુંજે હવે શીપેરે થાશેરે, જોયા વિના જીવડો જાશેરે. ૬ હરખ ભર્યાં આવે વ્રજની નારીરે, સામું જુવોને દેવ મોરારીરે. ૭ સ્નેહ શાઆટે કીધાંરે હમારાં ચિત ચોરી લીધાંરે. ૮ ભુખ્યા મને ભોજન નવ ભાવેરે, સેજલડીએ નિંદ્રા નવ આવેરે. ૯ સેજલડીએ નિંદ્રાનવ આવેરે, જાણુંજે હરી આવેળા આવેરે. ૧૦ વલોણાં વલોવી રહુંરે, માંખણીઆં આવે તો ઉતારૂરે. ૧૧ સાંજે હુંતો ગાવલડી દોતીરે, વાહાલાજીની વાટલડી જોતીરે, ૧૨ મારેઘેર આવોને હેલીરે, રહીછુ મરજાદા મેલીરે. ૧૩ આજ મારે આનંદની હેલીરે, ગીરધર જોવા થઇ ઘેલીરે. ૧૪ આજમારે દીવાળીનો દીનરે, ઘેર પધાર્યા જુગજીવનરે. ૧૫ હરીવર આવંતો રૂડોરે, અવિચળ ચાંદલીઓ ચુડોરે. ૧૬ વલ્લભના સ્વામીછે રશીયારે, હમારા રૂદીયામાં વશીયારે. ૧૭ છબીલા છબી તારી જોઇરે, ર-

હયું છે મન મારૂં મોહીરે. ૧૮

## ધોળ ૧૪૯.

ચેતચેત ચીરણજીવી તો રે'વુ નથા જો, શ્રીગોકુળેસ પ્રભુનું સ્વરૂપ લે મતીજો. ચેતચેત ૧ નારી છોકરાં આરાધ નથી તારૂંજો, મુઢબુદ્ધિથી તેને તું કેહેછે મારૂં જો. ચેતચેત૦ ૨ તે સહીત તું થા પ્રભુકેરી શરણમાં જો, લીલા પામશો કેવાશો પંચ વરણમાં જો. ચેતચેત૦ ૩ ખાવું પીવું ઓઢવું ને જે કાંઈ પેહેરવું જો, ચર્ણસ્પર્શ કર્યા વિના તે સામુ ન રેહેવું જો. ચેતચેત ૦૪ કહયું માની પ્રીત્ય કરવી હરીદાસમાંજો, બીક રાખવી તે અલૌકિકની આશમાંજો. ચેતચેત૦ ૫ એવો અતુલ્ય પ્રતાપ વલભવંશમાંજો, દાસ થાયછે શા સારૂં તું અન્ય અંશમાંજો. ચેતચેત૦ ૬ તારૂં ધનને જોબન જાશે ઝખમારતુંજો, શું સુતોછે મોહજાળમાં ગમારતુંજો. ચેતચેત૦ ૭ અવધ આવી ઉભું રહેશે પળ એકમાંજો. માટે ટેક રાખો પુષ્ટિના વિવેકમાંજો, ચેતચેત૦ ૮ એમ કરતાં મોત પેશી ગયું અંગમાંજો, બાંધ્યો પાસ લેતાં દુત આવી સંગમાંજો. ચેતચેત૦ ૯ ખાધુંપીધું ને ના વાવર્યું કોઇ રીતથીજો. સગાં લેઇ ચાલ્યાં મસાણુ વિપરીતથીજો. ચેતચેત૦ ૧૦ લાગી પળએકમાં ભસ્મ થઇ ગયાંજો, જેમ આવ્યો તેમ પાછો વ્રથા વહી ગયોજો ચેતચેત૦ ૧૧ એવું જાણી શરણ રેહેવું વલભદેવનીજો, ઇચ્છા રાખવી તે શરણ કેરા શેવકનીજો, ચેત

ચેત૦ ૧૨ ભગવત મંડળીમાં બેસતાં ના લાજવુંજો ઝાંઝ હાથમાં લેઇને ગાતા ગાજવુંજો. ચેતચેત૦ ૧૩ પાપથી ભરેલા જીવ તેહેને નહી ગમેજો, શુદ્ધબુધ્ધિ હશે તેતો રાશ માંજો. ચેતચેત૦ ૧૪ લાજ રૂપે દોશ બેઠો બહુ અંગમાંજો તેથી સુખ ના લેવાયું સતસંગતમાંજો. ચેતચેત૦ ૧૫ વેદ શાસ્ત્રમાં ભક્તિ એક સારછેજો, તે વિનાના જીવજગતના ભારછેજો. ચેતચેત૦ ૧૬ જે કોઈની પુષ્ટી રશદિન થઈ ચાખેરાજો, દાસ ગવરીને શ્રીગોકુળપાસ રાખશેજો. ચેતચેત ચીરણજીવીતો રેહેવું નથી. ૧૭

## ધોળ ૧૫૦.

શ્રી ગોકુળમાં એક નંદનુ ધામ, ત્યાં પ્રટયા શ્રીસુંદીરશ્યામ; કરવા શેવક જનનાં કામકે, ધન્ય જશોદા માવડી. ૧ અંધારી આઠમ અજવાળી તે રાત્રે પ્રગટયા વનમાળી, મંગળ ગાય સહુ વ્રજનારી કે. ધન્ય૦ ૨ તરીયા તોરણુ બાંધ્યાં છે દ્વારે, સાથીઆ શુભ તણો નહી પાર; દધી છાંટે સહુ નરને નારકે, ધન્ય. ૩ દુંદભી દેવનાં વાજંત્ર વાગે, પશુ પક્ષી સહુ પાવલે લાગે; શ્રીકૃષ્ણની ભક્તિ સદા સુખ માગે કે, ધન્ય. ૪ સહીઅર સહુ મળી વારણે જાય, ઘેરઘેર વાત વધામણી થાય; શ્રીજશોદાને હઈએ હર્ખ ન માય કે, ધન્ય. ૫ સહીઅર સહુ ત્યાં ગાતી આવેરે, વસ્ત્રઆભુષણ હરખે પેહેરાવેરે; મગન થઈ મંદીરમાં માહાલે કે, ધન્ય. ૬ જાચક જન મળી જશાજ

ગાય, નંદ બંધાઇમાં નાહાલજ થાય; હેવા આર્પેન મુખે ના કેહેવાય કે, ધન્ય. ૭ વ્રજ જન ન્યાહાલ થયાં તે કીજે, એમના ભાગ્યનો પાર નાલીજે; પુષ્ટિમાં ધાલ્યાં નંદજીને છેયે કે, ધન્ય. ૮ વેદ કેહે એતો પુરણબ્રહ્મ, કોઈ ના જાણે એનો મર્મ; શાં સુકિત કર્યાં નંદજીએ એ ધર્મતો, ધન્ય. ૯ દીન પુંઠળ દીન હર્ખમાં જાય, શ્રીગોકુળમાં ખેલ બહુ થાય; શ્રીવલ્લભ વેદ પુરાણુ ગાય કે ધન્ય જશોદા માવડી. ૧૦

## ધોળ ૧૫૧.

શ્રી વલભ પ્રભુજીપરણ્યું, શ્રી માહાલક્ષ્મીજી ગુણ વરણું. ૧ એમની કુખ ઉપર જાઉ બલાહારી, સુતશ્રીગોપીનાથજી પરવારી. ૨ શ્રીવિઠલનાથજી સુતછે છોટા, ગુણ વર્ણવી શકે નહી કવી મોહોટા. ૩ શ્રીરૂક્ષમણી વહુજીના પ્રાણપતી, છોટાં વહુજીને પદમાવતી. ૪ ખટ પુત્ર પ્રગટ શ્રીરૂક્ષમાણી, તૈલંગ તીલક ત્રીભોવન ધણી. ૫ શ્રીપદમાવતીને એક પુત્ર હુવા, તેમના વેદ પુરાણે જશ હુવા. ૬ શ્રીગીરધરજીને સંગ ભામની, શોભા જોઈ ચકિત થઈ દામની. ૭ શ્રીગોવંદરાયજીને વહુ રાણી, એમને જોવાને આવ્યાં ઇંદ્રાણી. ૮ શ્રીબાળકૃષ્ણજીને કમળા વહુ, એમને જાવાને આવ્યાં સહુ. ૯ શ્રીગોકુળનાથજીને પારવતી, સમ તુલ્ય ન આવે રમાવતી. ૧૦ શ્રી રઘુનાથજીને જાનકી સોહીએ, એમને નિર્ખી નિર્ખી

નિજ જન મોહીએ. ૧૧ શ્રીજદુનાથજીને શ્રીમાહારાણી, ગુણ ચતુરી મધુરી અમૃત વાણી. ૧૨ શ્રીઘનશ્યામજીને કાનવતી, એમનું સ્મરણ કરીએ નિત્ય પ્રતી. ૧૩ એ સકળ સ્વરૂપ સોહામણાં, શોભા જોઈ હરીદાસ લે ભામણાં. ૧૪ શ્રીવલભ પ્રભુજી પરણમુજી.

## ધોળ ૧૫૨. ૫૬.

કળયુગ સબ જુગતે અધીકાઈ, જા જુગમે પ્રગટેશીતળ; શ્રીવલ્લભ સુખદાઈ. ૧ જો કોઇ શર્ણ આએહે ઇનકો, તન કોહોપસ હાથી, દાસ ચર્ણ હરીવાક ધાસકી, ચર્ણ રેણુ નીધપાઈ. ૨ કળયુગ સબ જુગતે અધીકાઇ.

## ધોળ ૧૫૩.

તનકેદેરી માઈ માંખન તનકેદેરી માઈ, તનક મુખમાં દુધકી દતીઆં; બોલતેહે તો તડાય, માખન. ૧ તનકસે મન મોહનાહો, નેત્ર પકડો જાય; કંપીઓ જાણે શેષ કંપીઓ, વશુધા ઉઠી અકળાય. માખન. ૨ તનક માગો બોહોત દીનો, લીએ કંઠ લગાય; સુર પ્રભુકી તનકી ચોટીઆં, ગુથત માત બોલાય ૩ માંખન તનકેદેરી માઈ.

## ધોળ ૧૫૪.

શ્રીકૃશ્ન કમળ મુખ નિર્ખવા, ચાલો શ્રી નંદજીને ઘેર રે; જશોદાએ શ્રીકૃશ્ન જન્મીઆ, હરખીઆ આનંદ મેહેરરે. ૧ ચઉદ ભોવન કેરાં ભુષણાં, નંદસુત શ્રીગોકુળ

આવ્યારે, ફુલી ફરે વ્રજ સુંદરી; ગોપી ગોવાળાને મન ભાવ્યારે. ૨ ગોપીકા સર્વ ટોળે મળી, હરીને વધાવાને જાયરે; અંતર ઘટ ઉતાવળા, હરીને જોવાની અપેક્ષાએરે. ૩ પુન્ય પવિત્ર પ્રભુજી તણાં, ગાયેછે નઉતમ ગીતરે; ગીત ગાએને સ્વર શોહાએ, થયાંછે એકાગ્રહ ચિતરે. ૪ ભેઠ લાવ્યાં બહુ ભામની; ચાંદલો લાલાને કીજેરે, હર્ખતાં નિર્ખતાં પ્રિત શું, મોહનને ઓછંગે લીજેરે. ૫ ભીડ ભાઈ ઘર આંગણે, નંદજશોદાને મન ભાવ્યારે; વ્રજ ભોમીનાં સુખ શાં કહું, નાથેને મોતીડે વધાવ્યારે. ૬ માધવદાસના પ્રભુજી, પરીવાર સ્થીર કરી સ્થાપોરે; દાસ ઉપર દયા દરી, વાસ વ્રજમાં આપોરે. ૭ શ્રીકૃષ્ન કમળ મુખ નિ-ર્ખવા ચાલો શ્રીનંદજીને દ્વારેરે.

## ધોળ ૧૫૫.

જે શ્રી વલભ દેવકી, જેએ પ્રાણ પ્યારેકી; જે શ્રીવ-લભ નંદકી ટેક. પ્રાકૃત ધર્મ રહી માહાપ્રભુ, અપ્રાકૃત વપુ જાણ; શ્રી હરી અનલ પ્રગટેશ, શ્રીવલ્લભ રૂપ વ-ખાણ. જે શ્રી વલભ દેવકી૦ ૧ શ્રીહરી આજ્ઞા પાલકે, ભુતળ પ્રગટો આએ; દેવીજી અર્પણ કીયો, નિજ મુખ માત્ર સુનાએ. જે શ્રીવલ્લભ૦ ૨ શ્રી વીઠલ પદ પરસકે, હોત સરસ સુજ્ઞાતા; અધમ રટત આનંદમે, કરત અમી-રસ પાન, જે શ્રીવલ્લભ૦ ૩ શ્રીમદવલ્લભ રૂપ કહો, કોન કરી શકે બખાન; ગુઢભાવ નીજ સ્વામની, પ્રગટ કૃષ્ણ

સુજાન. જે શ્રીવલભ૦ ૪ શ્રી ગીરધર ગોવીંદનું, શ્રી બાળકક્ષ ગોકુળેશ; શ્રીરઘુપતી જદુપતી ઘનશ્યામજી, બાળક સબ ભુમેશ. જે શ્રી વલભ૦ ૫ પ્રૌઢ ભાવ ગીરીવર ધેરે, શ્રી નવનીત પ્રિયાજી બાળ; શ્રીમથુરાંનાથની કુંજમે, શ્રી વીઠલેશ રશાળ. જે શ્રીવલભ૦ ૬ શ્રીદ્વારકેશ તત્વ ભાવમે, ગોકુળ શ્રીવ્રજભુપ; અદ્દભુત ગોકુળચંદ્રમા, શ્રીમદન મોહન સ્વરૂપ. જે શ્રીવલભ૦ ૭ જુગ્લત પાલનમે મોદશું, શ્રીબાળકુશ્ન રસરાય; માર સકટ ઉધો કીઓ, રસ સબ દીઓ ગીરી રાય. જે શ્રીવલભ૦ ૮ માટ લીઓ માખન લીઓ; નેપુર બાજત પાય; નર તત્વ લાલજુ, ત્યાં હરખત જશોદામાય. જે શ્રીવલભ૦૯ ગોપીઓ એહી જગતમે, ચલત ઉલટી રીત; તીનકે પદ બંધન કીઅ, બઢત ક્રક્ષ પર પ્રીત. જે શ્રી વલભ૦ ૧૦ ધન્ય ધન્ય શ્રી ગીરીરાજજુ હરીદાસનમે રાય; શાનિધ્ય શેવા કરત હે, તુમ બળ મોહનરાય. જે શ્રી વલભ૦ ૧૧ નમી નખ ખચીત કચન ભએ, શ્રી બંદ્રાવનકી ભોમ; કલ્પ સુધી ભુતળ બહે, ત્યાં ફળ ફળ જુમ. જે શ્રીવલભ૦ ૧૨ ઉભે નીજકુળ ખંભદોઉ, તરંગશ્રીડી જાન; શ્રી જુમનાંજી વહુકુંઠકા. કયસ કરી કરૂ બખાન. જે શ્રી વલભ૦ ૧૩ સુરદાસ કક્ષદાસજુ, પરમાનંદ કુંભનદાસ ચત્રુભુજનંદદાસજુ; છીતસ્વામી ગોવીંદદાસ, જે શ્રીવલભ દેવકા. જે પ્રાણ પ્યારેકી. ૧૪

---

# ધોળ ૧૫૬.

રાગ સાખી—સાધન સબ સુને ભયે, સુને ભયે જપ જાપ; કળિકે દંડ ખંડન કીએ, શ્રીવલભ કુળકી છાપ. જેએશ્રી વલભ, જેએશ્રી વિઠલ. ૧ શ્રીવલભ વર સમેર નહી, બોલે અડપલા બોલ; તાકી જનની ભારે મુઇ, વૃથા બજાવો ઢોલ. જેએશ્રી વલભ. ૨ શ્રીવલભ બોલ જાજો કેહે, શ્રીવલભ અમૃત વેન; શ્રીવલભ તજે ઓર ભજે, તાકે ફુટ ગએદો નેન. જેએશ્રી વલભ૦ ૩ શ્રીવલભ વલભ જો કેહે, બસે હજારો કોસ; તાકે પ્રાશ્ચિત ઉજરે, જ્યું સુરજસે ઉજોશ. જેએશ્રી વલભ૦ ૪ શ્રીવલભ સમરણ વીના, મીથ્યા સબ વીચાર; બુઠ કાગદ કે નાવમે, કહો કયમ કરી ઉતરે પાર. જેએશ્રી વલભ૦ ૫ શ્રીવલભ આપ તમ શુનો, કછુ ન રેહે કછુ દુર; નેન પલક શું ઝારીએ, વા મારગકી ધુર. જેએશ્રી વલભ૦ ૬ શ્રી વલભ કહ્યો તેહેને સબ લહ્યો, સકળ શાસ્ત્રકો ભોર; શ્રી વલભ કુળ જાણ્યું નહી, ડુબ્યો કુટુંબ સમેત. જેએશ્રી વલભ૦ ૭ શ્રીવલભ વલભ જો ભજે, સદા સોહલો હોય; દુઃખ ભાજે દારીદ્ર હરે, વેરી ન ગાંજે કોય. જેએશ્રી વલભ૦૮ શ્રીવલભ કુળકું છાંડકે, ઓર દેવકુ ધાય; તામુખ પતીઆં કુટીએ, જમ લગ ટુટી જાય. જેએશ્રી વલભ૦ ૯ જે વલભ કુળકું છોડકે, ભજે ભૈરવ ભુત; અંતે ફજેતી હોયગી, જુઓ શીયાકો પૂત. જેએશ્રી વલભ૦ ૧૦ શ્રી

વલ્લભ પર રૂચિ નહી, નહી વૈશ્નવ પર સ્નેહ; તાકો જન્મ વૃથા ભયો, જ્યું ફાગણ કો મેહ. જેએશ્રી વલભ૦ ११ હરીજન આએ બારણે, હશી ન જોડ્યાં હાથ; તે નર ભુતળ ભોરંગ થાશે, પેટ ઘસે દીનરાત. જેએશ્રી વલભ૦ १२ હરીજન આએ પુરણુ, માગે ચાર રતન; વાંણી પાંણી ને સાથરી, સમટ સાંધે અંન. જેએશ્રી વલ્લભ દેવકી૦ १३

## ધોળ १५७.

શ્રીવિઠ્ઠલનાથ નામ રસ અમરીત, પાન સદા તું કરરે રસના. १ વારંવાર કહ્યું હુંતોશું, એહી નામ જો ધરરે રસના. २ એ રસમાં પ્રતિબંધ પરતો, તાંસુતું અતી ઉરરે રસના. ३ હરીકો વિમળ જશ ગા નિરંતર, જાત વિઘન સબ ટળેરે રસના. ४ શ્રીવિઠ્ઠલનાથ જોતું અપનો ભલો ચાહેતો એ મારગનું સારરે રસના. ५ ચત્રુભુજ પ્રભુગોરીધર લાલકો, આનંદ ઉરમાં ભરરે રસના. ६

## ધોળ १५८.

સુંદીર ગોકુળીયું જોવાના મુજને કોડ, તે મુજને દેખાડજોજી. १ જયાંછે લાલ ગીરધારીજીની જોડ, તેમુજને. २ એમનું સુંદીર સોહામણું રૂપ. તે મુજને. ३ એમને ઓળખે અવની કેરા ભુપ, તે મુજને. ४ શુંદીર શ્રીજમુનાંજીનું નીર, તે મુજને. ५ વળી શોભા બેટીજીના વીર,

તે મુજને. ૬ શુંદીર શ્રી ઠુકરાણીનો ઘાટ, તે મુજને. ૭ માહારો વાહાલો કરે જ્યાં પાઠ, તે મુજને. ૮ નયણાં ભ-રીને નિહાળુ ગીરીરાજ, તે મુજને. ૯ જેણે સાર્યા માધવ દાસનાં કાજ, તે મુજને દેખાડજોજી. ૧૦

## ધોળ ૧૫૯.

રાગ કાફી—શ્રીગોકુળ સુખ બાસ બશીજે, શ્રીવલભ વીઠ્ઠલ ચર્ણ સ્પર્શ કીજે, અતી પુનીત જમુનાં જળ પી-જે. ૧ શ્રીગીરીધર ગોવીંદ બાળકૃશ્ન, શ્રીગોકુળ નાથ નીરખી સુખ લીજે; શ્રીરઘુપતી જદુપતી ઘનસાંવળ, સબ મંદીર દરશાન નીત્ય કીજે. ૨ રમણ રેતી અતી પરમ મનોહર, ટીલનપે જાએ લોટી લીજે; વલ્લભ છોકર છાંય નીરંતર, વૈશ્નવ સંગ ઘેરાં રસ ભીંજે. ૩ શ્રીગોકુળ સુખ બાસ બસીજે.

## ધોળ ૧૬૦.

વિપ્ર શીરોમણ તૈલંગ નાથ, તેમાં શ્રીલક્ષ્મણ ભટ વીક્ષાત; પત્ની શ્રીઅલંમાજી સત તે કુળ પ્રગટ્યા શ્રી વલ્લભનાથ તો, વાત સુણો વશુધાનવીરે. ૧ દેવનાં દુંદભી વાજાં વાજે તો, પુષ્પની વ્રષ્ટિ ઉપર હેવીરે; ચંદ્રઉગે કમોદની ફુલ્યાંતો, કમળ ફુલ્યાં રવી જાઈનેરે. ૨ તેમતેમ ભ-ક્ત તણાં મન ફુલ્યાં, જગન પુરૂષ પ્રગટ્યા સોસીએ; કળયુગ જીવ ઉધારવા કાજેતો, વૈશ્નવને સુખ આપવારે.

શ્રીવલ્લભ દર્સન દુલભ હોય તો ભાગ્ય ભલાં જોપામીયેરં. ૩ કૃપાદ્રષ્ટિ જો ભણી ભલે તો, કોટી માહાદુઃખ વામીએરે; ભાગ્યાં સંકટને દુરગયાં દુઃખ શ્રીવલ્લભ જોતાં સસીમુખ, શ્રવણ પાન કરતાં ભાગીછે ભુખ એ ચર્ણે જે આવ્યા જીવ તે ચર્ણકમળ હોડી મળ્યાંરે. ૪ ભવસાગરજન ગાયો નાખરીઓ તો ઓળંગતાં વાર કેટલીરે ઉજ્વળ નિર્મળ એ મારગ તો, જેમરે ગંગાજળ ગાજતાંરે. ૫ અનેક કોટી મારગ જોતાં એવાં, અધીક અમને છાજતાંરે, નામ સમરપણુ આપ્યાં જે જનને તો, અનન્ય શેવક થયા ભાવશુંરે. ૬ ઘેર ઘેર શેવા સોંપી ભક્તને પ્રેમ ભાવ લડાવશુંરે, ત્રણ વાર પ્રથિવ પરિક્રમા, માયાવાદીના ભાગીછે બ્રહ્મા; ખંડ ખંડમાં રાધા ધર્મ તો, મર્મ ન જાણે એ કુળ તણોરે. ૭ આ સુખ નિત્ય છાંડે તો, લીલા લલીત એ કુળતણોરે; આનંદ મંગળ નિત્ય ઓછવતો, ત્યાં પ્રગટ્યા શ્રીગોકુળ ધણીરે, કૃપા દ્રષ્ટિછે કામ દુર્ગાતો, કલ્પદ્રમશ્રી વલ્લભવરેરે; ગંગાપ્રભુ શ્રી દેવકી નંદન, કલ્પદ્રમ શીરઢાળી યાર. ૮ વિપ્રશિરોમણ શ્રીતૈલંગનાથ.

## ધોળ ૧૬૧.

શ્રીવલ્લભ વિઠ્ઠલ શ્રીજીરે રમવાને આવો; શ્રીનવનિત્ય પ્રીયાજી નાહાનારે, સંગ તેડીને લાવો. ૧ શ્રીબાળકૃષ્ણજી બાલુડારે બેલડીએ આવો; શ્રીનટવરજી પ્રાણ પ્યારારે, એમને તેડીને લાવો. ૨ રમવું જમવું રંગેરે, વાહાલાની

સંગે કહ્યાં હમારાં માનોરે, શું થાઓછો ઢંગે. ૩ શ્રી ગોસાંઇ માહારાજ તમને કહુંછુંરે, ગુજરાત પધારો; ત્યાં સર્વેને દરશન દઇનેરે, પુષ્ટિ માર્ગ વધારો. ૪ સહુને સમર પણ આપોરે, તેહેવાં હમને આપો; સહુ વૈશ્નવને તાર્યારે, હેવા હમને તારો. ૫ મધ્યરાતે મંદીરમાંરે, વાંસલડી વાગી; ભર નિદ્રામાં સુતીરે, ઝબકીને જાગી. ૬ ઓચંતી અ જાણીરે, બારણે આવી; પાડોશણને પુછુંરે, મોરલી ક્યાં વાગી. ૭ જો તાહારા મંદીરમાંરે, વાંસલડી વાગી; જીમનાંજીની તીરેરે, મોરલી ત્યાં વાગી. ૮ શ્રીપુરૂષોતમજી મહારાજ તમને કહુંછુંરે, શ્રીજી દ્વાર પધારો; શ્રીભામની વહુજીના દાશીરે, જીમનાં પાન કરવા સધારો. ૯ ચર્ણ સરણ અમને રાખોરે, એટલું છે કામ; અહરનિશ દરશન આપજોરે, દેઉ તમારૂ નામ. ૧૦ શ્રીવલભ વિઠલ શ્રીજી રે, રમવાને આવો.

## ધોળ ૧૬૨.

સર્વે સઇયર સમાણી મળી આવોરે, ગીરધારી લાલ જીને મોતીએ વધાવોરે. ૧ ચર્ણજીવો શ્રીવ્રજભુખણજીના લાલારે, રૂપનિજ વૈશ્નવ કેરા વાહાલારે. ૨ રૂમઝુમ ઝાંઝરી ઘુઘરી વાજેરે, લીલા જોયા વિના મન દાઝેરે. ૩ ક્ષણ ક્ષણ વાહાલો કૃપા દ્રષ્ટિ જુએરે, વાહાલ ઉપજાવે વાહાલો મીઠી વેણરે. ૪ મુખ પુરણ સરદ સશી રાજેરે, જોતાં સજ્જન ચકોર વીરાજેરે. ૫ અતી કટી ત્રટી શો-

હીએ જીણી ધોતીરે. ૨જી કામની કમળ મુખ જોતીરે. ૬ ઉપરણો ઓડી ઉભા પ્રભુ પાસેરે, કરતા આરતીને નિરખ્યા ગોકુળદાસેરે. ૭ સરત્તે સહચર સમાણી મળી આવોરે.

## ધોળ ૧૬૩.

શ્રીવલ્લભ દુલ્લભ યુગમાં કહીએ, તે પ્રગટ્યા આણી વારજી; ભુલ્યા જીવ પોતાના, તેહેની કરવા સંભાળજી.૧ ચરણ કમળ મકરંદ લોભાણા, તેહેના ભાગ્ય અપારજી; વચન સુધારસ શ્રવણે સીંચે, શ્રીસુબોધની સારજી. ૨ શ્રીગોકુળને ફરી વસાવ્યું, શ્રીવલ્લભરાજ કુમારજી; શેવા શ્રીગીરધર લાલની, કરવા બહુ પ્રકારજી. ૩ કરિ સણગાર વાહાલો ગીરીથી ઉતર્યા, ચાલી આંસુની ધારજી; પલક એક રેહેવાય નહી પીયુવિના, એછે પ્રાણ આધારજી. ૪ મનુશ તન ધરી લીલા કીધી, પુરણ બ્રાહ્મણ સાકારજી;ત્રણવાર પ્રથ્વિ પરીક્રમા, ઉતાર્યો ભુમીનો ભારજી. ૫ એ વિના હેતી કોણ કૃપા કરે, એ છે પર્મ ઉદારજી; રખે એમાં સંદેહ આણો,સકળ સારમાં સારજી. ૬ દાસ ગોપાળદાસ ક્યાંલગી વરણુ, સકળ વેદધારીજી; શ્રીવલભ દુર્લભ યુગમાં કહીએ, તે પ્રગટ્યા આણીવારજી. શ્રી વલભ દુર્લભ યુગમાં કહીએ.

## ધોળ ૧૬૪.

ગોકળની ગોપીઓરે ચાલી જળ ભરવા, સામળીઓ

સન્મુખરે; આવ્યા માહારૂ મન હરવા. ૧ આ તે શું અ-
અરજરે, આવ્યા માહારી સેરડીએ, કાંઈ હું નવ બોલુંરે.
એ બોલાવે છે. ૨ મોહન મોહનેરે, માયા લાગી છે;
જીવણુંને જોઈનરે, ઘર ધંધો ભુલી. ૩ હાંરે મને સાંમળ
ગમેછેરે, એ વરનો લટકો; આંગળીએ વળગ્યોરે, વાહાલો
આવેછે. ૪ આ એમ વહુવારૂરે, લાલા લાજ ભર્યાં;
બોલતાં બીજેરે, કંથે કેદ કર્યાં. ૫ સાસુલડી સુણેશરે,
નણદલ નાહાની છે; માધવના સ્વામીરે; અમ્રતની ઘડી
એ. ૬ ગોકુળની ગોપીઓરે, ચાલી જળ ભરવા.

## ધોળ ૧૯૫.

સાચા સબંધીડા. શ્રીગોકુળ ક્યારે જઈશું, આપણુ બે
બેલડીએ વલગી; શ્રીજુમનાંજીમાં નાહીશું સાચા સબં-
ધીડા. ૧ ગોકુળીઆની ગલી ગલીએ, ગુણ ગોવીંદના
ગાઈશું. સાચા૦ ૨ શ્રીગીરધારી અલબેલા જોઈ જોઈ,
મન ચીતવ્યાં લાડ લડીશું. સાચા૦ ૩ ભીમના ઠાકોરનેજ
ઇને ભેટીશું, સદાસોહાગણ થઈશું. સાચા સબંધીડા શ્રી
ગોકુળ ક્યારે જઈશું. ૪

## ધોળ ૧૯૬.

ભજો ગોપાળ ભુલમત જાઓ; મનુષ્યા દેહીકો એ-
હીહે લાવો. ૧ ગુરૂશેવા કરી ભગત કમાઈ; જમ તે
મનુષ્યા દેહી પાઈ. ૨ એદેહીત સુપરો દેવા; દેહ ધરી

કરીએ હરી શેવા. ૩ સુનોહો સંત શેવાકી રીત; કરો કોએ અરૂરાખો પ્રીત. ૪ પ્રતી ઉઠી શ્રીકૃષ્ન કેવે; જોહી ફૂળ મુક્તિ સોઈ પાવે. ૫ જીને ઠાકોરકો દરશન કીઓ; જીવંન જન્મ સફળ કરી લીઓ. ૬ જે ઠાકોરકી આરતી કરે; તીનલોક તાકુ પાયપરે. ૭ જે ઠાકોરકો કરે પ્રણામ; વૈકુંઠ હોત તાકુ નિજ ધામ. ૮ જો શ્રી હરીકોસુમરે નામ; તાકુ કુશળ નિત્ય પુરણ કામ. ૯ જે ઠાકોરકો ધ્યાન લગાવે; ધ્રુવ પ્રલ્હાદકી પદવી પાવે. ૧૦ જીને ઠાકોરકો ચર્ણામૃત લીઓ; વૈકુંઠ લોક અપનો ઘર કીઓ. ૧૧ જેહરી આગે બાજીત્ર બજાવે; તીન લોક રાજ્યધાની પાવે, ૧૨ જો હરીકો સ્નાન કરાવે; ઘર્ભયોનીમાં કબહુ ન આવે. ૧૩ જો શ્રી હરીકો કરે શ્રગાર; તાકુ પુરણકરે અંગીકાર. ૧૪ જે ઠાકોરકુ તિલક ધરાવે, તાકો મહીમા કહત ન આવે. ૧૫ જો ઠાકોરકો કીર્તન સુનાવે; તાકુ ઠાકોર નિકટ બોલાવે. ૧૬ હરી મંદીરમાં દીપક કરે; અંધકુપ ભવમાં નહી પરે. ૧૭ જે ઠાકોરકી સેજ બીછાવે; નિજપદપાવે દાસ કહાવે. ૧૮ જે ઠાકોરકો પાલને ઝુલાવે; વૈકુંઠ સુખ અપને ઘર લાવે. ૧૯ જે ઠાકોરકો ધરાવે ભોગ; તાકુ પરમાનંદ નિત્ય જોગ. ૨૦ પાયપદમી જશોદા માતા; તા સુખકી કછુ કહી ન જાત. ૨૧ ગ્વાલમંડળી સો ગોપાળજી ગાવે, સો ઠાકોરકો સખા કહાવે. ૨૨ ગોકુળ ગોવર્ધન જો લીલા ગાવે, ચરણકમળ રસ તબહી

પાવે. ૨૩ જો વૈશ્નવ વિવેકી હોય; તાકી સંગત નિત્ય પ્રતી હોય. ૨૪ શ્રીભાગવત સુનો આદર કરી; તાકે રેદે બસે શ્રીહરી. ૨૫ જે ઠાકોરકુ ભોગ ધરાવે; શેવાકો ફળ તબહી પાવે. ૨૬ જે કરે જ્મુનાનાં જળ પાન; સો ઠાકોરકે રેહે સનીધાન. ૨૭ હરી મંદીરમાં કરે બુહારી; કબહુ ન પાવે જમકી પ્યારી. ૨૮ જેણે ઠાકોરકી ગાગર આણી; વૈકુંઠ અપને સ્થાન ઠરાની. ૨૯ જીને ઠાકોરકો મંદીર લીપ્યો; મનુશા જન્મ તેહે જન જીત્યો. ૩૦ જીને ઠાકોરકો શીધો બીનો; જેત તીર્થ તેહેને કીનો. ૩૧ જે ઠાકોરકો બેને કુલ; સદા બસે કાળંદ્રી કુળ. ૩૨ જે ઠાકોરકો માળા પેહેરાવે; સદા સર્વદા ભગતહી હોવે. ૩૩ જે ઠાકોરકો ચંદન લગાવે; ત્રીવીધ તાપ સબ મનકે જાવે. ૩૪ જે ઠાકોરકો બાસન ધુવે; શદા સર્વદા નિર્મળ હુવે. ૩૫ જે શ્રીહરીકો કિર્તન કરે; મુક્તિ ચાર તાકે પાય પરે. ૩૬ શેવામાં જો આળસ કરે; કુકર હોય ફેર ફેર મરે. ૩૭ મનશાશું જો શેવા કરે; તબહી શેવા પુરી પરે. ૩૮ શેવાકો જો આશરે રહીએ; દુખ દુર બચન સબહી સહીએ. ૩૯ શેવામાં જો સંશય લાવે; તે કોટીક જન્મે પ્રાશ્ચિત પાવે. ૪૦ વેદ પુરાણ શ્રીભાગવત ભાખે; સચરા સબ બ્રજ જન ચાખે. ૪૧ શેવા કીજે અદભુત રીત; શ્રીવિઠ્ઠલ નાથશું રાખે પ્રિત. ૪૨ શ્રીમાહાપ્રભુને પ્રગટ બતાઈ; કપા ભઇ તબ મત આઈ. ૪૩ શેવાકો ફળ કહ્યો નવ

જાય; એ સુખ સમરો શ્રીવલ્લભરાય. ૪૪ શેવાકો ફળ શેવા પાવે; સુરદાસ સબે બલબલ જાવે. ૪૫ ભજો ગોપાલ ભુલ મત જાવો.

## ધોળ ૧૯૭.

આવો મળો સાહેલડીજી, હઇડે હરખ ન માય; માંહો માંહે વધામણી, પ્રગટ્યા શ્રીવિઠલરાય.૧ નવ સતઆભ્રણ અંગે સજ્યાંજી, ચાલી વ્રજની નાર; અતી આનંદ ઉમંગી ભરીજી, પોહોતાં શ્રીવલભ દ્વાર. ૨ ધન્ય ધન્ય, શ્રીવલભ ધણીજી, ધન્ય શ્રીઅંકાજીમાત; શ્રીગોકુળચંદ પ્રગટીઆજી, શ્રીગોપીનાથજીના ભ્રાત. ૩ આપણુનેસુખ આપવાજી, શ્રીવલભ રાજકુમાર; ફરી ગોકુળ પધારીઆ, અમળાના આધાર. ૪ દ્વાપર ઓળંગીજી, હઇડામાં હુતી હામ; તે પ્રભુજી પધારીઆજી, પુરવા નીગમના કામ. ૫ માગસર માસ સોહામણોજી, સોહામણો નોમીનો દીન; કૃશ્ન પખવાડીએ પ્રગટીઆજી, શ્રીગોકુળ માંહી રતન. ૬ રાત્ર દીવસ સોધે સદાજી, બ્રહ્માદીક માહેશ; દરશન માત્ર આપે નહીજી, સપનંતર નવ લેશ. ૭ શેષ સહસ્ત્ર મુખે સ્તુતિ કરેજી, નિગમ ના પામે પાર; દૈવીનાં દુખ ટાળવાજી, પ્રગટ્યા બીજીવાર. ૮ શ્રીવલભજીના લાડીલાજી, શ્રીપદમાવતી વહુજીના કંથ, ભગવદી ભાવે ભેઠીઆજી, અઢળક પુર્ણાનંદ. ૯ ઘેર ઓછ્વ અતી ઘણોજી, વાજે તાલ મ્રદંગ; માનુનીમંગળ ગાવજી, હઇએ

ધરી ઉમંગ. ૧૦ કુમકુમ કેસર છાંટણાંજી, ઉલટ અંગ ન માય; તરીઆ તોરણ બાંધીઆંજી, મોતીના ચોક પુરાય. ૧૧ ગાએ ગીત સોહામણાંજી, પ્રગટ્યા શ્રી વીઠ્ઠલનાથ; દાન આપે વીવીધ તણાંજી, ઉદાર શ્રી વલભનાથ. ૧૨ બંદીજન બહુ યશ ભણેજી, ચીર્ણજીવો રાજકુમાર; તલગ તીલક ત્રીભોવન ધણીજી, શ્રી ગોકુળપતી આધાર. ૧૩ શ્રીવલભ ઘેર પ્રગટીઆજી, પુરણ બ્રહ્મ જુગદીશ; સકળ કળકળીકાળમાંજી, પ્રગટ્યા પ્રાણ ઇશ. ૧૪ કળયુગ જીવ ઓધારવાજી, ટાળવા ભોમીનો ભાર; વદનકમળ અવિલોકીતાંજી, પોહોંતી મનડાની આશ. ૧૫

## ધોળ ૧૬૮.

શ્રીવલભ વીઠ્ઠલ હરીના જાણ્યા, તેણે સર્વશ ખોયુંરે. ટેક. શું લાવ્યા શું લઇને જાશો, વારંવાર વહેવાઆરે. શ્રી વલભ૰ ૧ પુષ્ટિ માર્ગમાં જે જન આવ્યા, વિશ્વાસે ના વળગારે; સેવાનું ફળ સેવા થાશે, રૂતુ પ્રમાણે સેવારે. શ્રીવલભ૰ ૨ સંપત પરમાણે સમર્પિ. લેજો, તેનું નામ તો સેવારે; સેવા કરશેને પાખંડ ધરશે, તે અથડાતા મરશે. શ્રીવલભ૰ ૩ ભાવ વિના જે ભક્તી કરશે, તે પથર કેમ તરશેરે; મીઠુ બોલે આચરણ ખોટાં, તેહેને તે ખર કહીએરે. શ્રીવલભ૰ ૪ માધવદાસ તો એટલું માગે છે, તેહેનો સંગ ના કહીએરે; શ્રીવલ્લભ વિઠ્ઠલ હરી ના જાણ્યા, તેણે સરવસ ખોયુંરે. ૫

## ધોળ ૧૬૯.

શ્રી વલભ પ્રભુજીને શર્ણે ન આયો, જન્મ અપનો ખોયોરે; પેહેલે તો તેં કછુ ન બીચારયો, ઉદર ભરી ભરી સોયોરે. શ્રીવલભ૦ ૧ અમૃત સુધારસકી ચાહના કીની, મનપાખંડે મોહ્યોરે. શ્રીવલભ૦ ૨ શુર કેહે મેં અબહુ ચેત્યો, નેનન ભર ભર રોયરે. શ્રી વલભ૦ ૩ શ્રી વલભ પ્રભુજીને શર્ણે ન આયો.

## ધોળ ૧૭૦.

વળી વેગે દરશન આપીઆં, લાલ ગોવર્ધનધારીરે; ક-રૂં પેરે પેરે વારણાં, મુખપર જાઉ બલીહારીરે. ૧ શોભા સુંદીર તાહારી શી કહું, માહારે મુખ રસના એકરે; શેષ નાગ કેહેવા સમરથ નહી, કહો જીવ કોણ વશ કરે. ૨ જશોદાને નયણે નીંદ્રા તજી, થઈ રહી આતુરનારેરે; વ્ર-જના જીવણ માહારો વાલમો, કરજો અમારી સાહ્યરે. ૩ થોડા માંહે ઘણું કરી, વીનતી ચિતડામાં ધરજોરે; દિન જાણી દીના નાથજી, તાપ ત્રીવિધી તણાં હરજોરે. ૪ વળી વેગે દરશન આપીઆં.

## ધોળ ૧૭૧.

શ્રીવલભ કુળ વ્રજનું જીવણ, ધન્ય શ્રી વિઠ્ઠલ પ્રભુ પ્રગટીયારે; વેદ વહીતકૃત શ્રી ભાગવતસત, ભકત મનોરથ સર્વે સર્યારે. ॥ ઢાલ ॥ જીરે ભક્ત મનોરથ સરવે સરીયાં તે

બ્રજનાં કાજ; શોહસ્ત્ર શક પ્રમાણે કહે, પુરૂષોતમ શ્રી વિઠ્ઠલનાથ. ૧ એક રસનાએ ક્યમકહું, રસતણો અધિક વિસ્તાર; જીવ જાણવા જોગ નહી, પણ શ્રુતિ ન પામે પાર. ૨ મન ઇચ્છાએ માહારો વાલમો, પધાર્યા શ્રીનાથજી દ્વાર; અધીકારીરે આશ કહે, રથ સાજવા નિરધાર. ૩ ભોજન કરી પધારીયા, વાહાલે વસ્ત્ર પેહેર્યાસાર; કંઠમાં આરોપાયો, શ્રીનાથજીનો હાર. ૪ રસ ભર્યા સામગાં, આતુર રૂદે ભાવ અપાર, હાશ વદને વચન કહે તે, સાંભળે નર નાર. ૫ વૈશ્નવ જુથ પરવર્યા, શોભા તણોનહી પાર; તોરંગ લીલા વાયું વેગે, આંણીઆં સંગ દ્વાર. ૬ પેગડે પગ દેઇ નાથ ચઢ્યા, વારૂ કોટીક કામ; ચોંપાસ વૈશ્નવ મંડળી, શોભા તે સુખનું ધામ. ૭ સખીસેં પધારીયા, જઈ નિર્ખી આનંદ કંદ; ચકોરની પેરે ભામની, નિર્ખે તે શ્રીમુખચંદ. ૮ ધોળ ગાયેને સ્વર શોહાએ, શ્રી જુમનાંજીને તીર; દુરથી અવિલોકતાં, નઈણે તે ઢાળે નીર. ૯ વાલમો વેગે નાહાવા બેઠા, પાર પોહોચા સાર; ઇંદ્રાસન વારણે, આ રથ કાંઈ વાર. ૧૦ પદ અષ્ટ લોકે કથા પ્રસંગ, ચિંત્તા સહુની જાય; ભીડ રથ પાછળ ઘણી, આણંદ અંગ ન માય. ૧૧ જીરે મારગ સુખ શાં કહું, કેહેતાં ન પામું પાર; અલ્પ બુધ્યમત મંદ મારી, ક્યમ કરી કરૂં વિસ્તાર. ૧૨ જીરે સમેનાં સુખ શાં કહું, વાલમો બેઠા નાહાવ; જેજે દશાના જીવછે, તેહેને તે તેવો ભાવ.૧૩

નાથ નિગમે નિકટ પોહોચ્યા, મન કુળ અંગ ન માય; અવિલોક વાયા આતુર ઘણા, વાહાલોજી વેગે નાહે. ૧૪ જીરે નાહી ધોતી અંગ પેહેરી, તીલક કીધાં સાર; ઉપરણો ઓઢી કરી, પધારીયા આધાર. ૧૫ પ્રણામ પર્વતને કરી, જઈ જોયા શ્રી મુખચંદ્ર; દુઃખડાં લઈ દંડવ્રત કરે, અવિલોક શ્રીવલભનંદ. ૧૬ આરતી સેનસણગાર ભોજન, નિત્યનો વેહેવાર; એણીપેરે અનુભવ કરે, શ્રીવલભ રાજ કુમાર. ૧૭ એણી પ્રકારે જન જે રહ્યા, શ્રીનાથજીને દ્વાર; આનંદ ઓછવ અતી ઘણો, મન કુલનો નહી પાર. ૧૮ શ્રીનાથજીને નિરખવા, નિજ ધ્યાન કરે સહુ સોર; અનુભવીને અનુભવ ઘણો, કેહેતાં ન પ્રીછે કોય. ૧૯ જીરે પરસ્પરના શુત્ર એહુના, એહી જાણે ભ્રાન્ત; જીવનો કોણ આશરો, જે કરે મોહોટી ખાંત. ૨૦ જીરે નાથની ગર્થી ઉતર્યા, વ્રજ ચાલવા નિર્ધાર; કંઠ હારેને હાથ બીડી, લટકતા વ્રજરાય. ૨૧ જીરે નિજ મંદીર પધારીયા, ભોજન તણો વેહેવાર; વસ્ત્ર પેહેરી રથ બેઠા, પ્રાણના આધાર. ૨૨ પ્રભુજીને મનમાં શોચના, ફરકતા અધુર રશાળ; તેહેને વેણુ ભુજા ચર્ણુ, આતુર રમણ ગોપાળ. ૨૩ વ્રજમાં તે આવી વધામણી, સાંભળી સહુ નરનાર; હરખે તે હેડે મલપતી, ગુજરાતી કેરી નાર. ૨૪ વ્રજ જુથે જુથ મન ફુલીને ઉભી, જોવા પ્રાણ આધાર; ધોળ માધવદાસનું, ગાતાંતે ગુણ વિસ્તાર. ૨૫ સેરીએ તે શોભી-

તાં સાથીઓ, ચોકમાં ચિત્ર રસાળ; મારગ કદળીના સ્થંભ રોપ્યા, આવતાં આધાર. ૨૬ પ્રિત્યે તે પ્રભુજી પધારીયા, જેહની શોરીએ ન સમાય; શેવા કરી શ્રીનાથજી, આવ્યા બેઠક માંહ્ય.૨૭ આરતિ કરૂંરે ઓવારણાં,વાહાલે ભક્તની પુરી આશ; જુગ જુગ જીવો માહારા વાલમા, બલી જાય ગોપાળદાસ. ૨૮ શ્રીવલ્લભકુળ વ્રજનું જીવણ.

## ધોળ ૧૭૨.

ભલે પ્રગટ્યા શ્રીગીરીવરધારીલાલ,શેવક જન સુખકારણેજી; જીરે આનંદ મંગળ ગાય, તોરણ બાંધ્યાં બારણેજી. ૧ જીરે ધન્ય શ્રીરૂક્ષમણી માય, કુંવર ઝુલાવે પારણેજી; જીરે વ્રજ બધુ નીરખવાને જાય, નીરખી હરખી જાય વારણેજી. ૨ જીરે સુરપતી કરે નીરઘોશ, ઢોલ દદામા વાગીઆંજી; જીરે વૈશ્નવ જન કરે કલોલ, પ્રગટ્યા શ્રી ગોકુળના રાજીઆજી. ૩ાઢાળાા ભલે પ્રગટ્યા શ્રી ગીરવરધારી લાલરે, નીખ શીખ સુદીર રૂપ રશાળરે.૪શુંદીર શુભગ શોહામણાભાલરે, ભાલ કેસરી તીલક બીરાજે લાલરે. ૫ લોચન ચચળ મીન સમાનરે, નાશીકા કીર ચંચુ ધનુખ્ય કમાનરે. ૬ તેહને તેજે ત્રીભોવન મોહીઆરે, રત્ન જડીત કાન સોહીઆરે. ૭ ઉપર દીસેછે મોતીરે,વદન સુધારક જોતીરે ૮ ઘર ઘર શુંદીર મંગળ ગાયરે, વાલાજીને નીરખવાને જાયરે. ૯ કર ગ્રહી કંચન કેરી થાળરે,

મધ્ય મુગતાવળનો હારરે. ૧૦ આવ્યા શ્રીવિઠલ રાયજીને દ્વારરે, નીરખવા શુંદીર શ્રીગીરધર લાલરે. ૧૧ નીરખી એ વારણે જાયરે, સુખ જોતાં ત્રપ ન થાયરે. ૧૨ એસુખ અનુભવીઆં રે પ્રમાણે, વ્રજ ભુખણ કયમ કરી વખાણુરે ૧૩ ભલે પ્રગટ્યા શ્રીગીરીવરધારી લાલ.

## ધોળ ૧૭૩.

ચત્રુભુજછે ચારૂરે રૂપાળા રશીઆ, મુખ મનોહર શુંદરરે, શરીતા તીર વશીયા. ૧ ચરણ કમળ ચીત મારૂં રે, ઘુઘરીને ઘમકે; પાય વીંછવા પેરચારે, ઝાંઝરને ઠમકે. ૨ શ્વેત શરીરે ચંદનરે, આનંદથી અરચ્યું; કસ્તુરીનું તીલકરે, ચંદન અંગ ચરચ્યું. ૩ કાંને કુંડળ લળકેરે, ચળકે ચુની ચારૂ; ભાળ ભ્રકુટી નિરખીરે, મન મોહ્યું મારૂ.૪ અતિ અણીઆળી આંખેરે, કાળજ કોરાણું; કીકી કામણગારીરે, ચિત તેથી ચોળાણું. ૫ પીળા પટકા લળકેરે, ચટકે ચાખડીઓ; જામોછે જરકશીઆરે, કરકસી રાખડીયો. ૬ મુગટ લટપટ લળકેરે, મોતનની માળા; રત્ન સીંહાસન રાજેરે, રશીઆ રૂપાળા. ૭ પ્રભાશંકરના સ્વામીરે, વશીઆ ગુજરાતે; ભાવ કરી સહુ ભેટેરે, કરૂણાકારી તે ચત્રુભુજછે ચારૂરે. ૮ રૂપાળા રશીયા.

## ધોળ ૧૭૪.

શ્રીવલ્લભ પ્રભુને કરૂ પ્રણામજી; જેહને કરી હોય પુરણ

કામજી. ૧ રંગ રસોલ અદ્દીત જેહેવું નામજી; સકળ છે સાથ ન લેતાં નામજી. ૨ ટેક. નામ લેતાં શ્રીવલભ પ્રભુનું, કલમીશનો હોય નાશ; એવી ધ્રુડતા આવ્યાથીરે શેહેજ જગત ઉપહાસ. ૩ ઉપહાસ સહી ઉપરાંત પામે, અન ભાષણ નવકરે; શ્રીલક્ષ્મણ સુતની કૃપાથી, શેહેજે ભવસાગર તરે. ૪ શ્રીવલભ પ્રભુ પ્રગટીઆ, જીવની કરવા પેર; ભવજળ માંહ્ય મન દેખી, થઈ મનમાં મેહેર. ૫ વિચાર કીધો શ્રીવલભ પ્રભુજીએ, પોહોચ્યા શ્રી જુમનાં તીર; શ્રાવણ સુદી એકાદશી, મધ્ય નીશાં શ્રીગીરીવર ધીર. ૬ તે સમે શ્રી વલભ પ્રતે; બોલ્યા શ્રીનાથ અઘોળ કળયુગ દેખી જીવને, સોંપ્યું તમારે હાથ. ૭ અસ્ત્રી શુદ્રનો નીસ્તાર કરવા, વિચાર્યું મેં જેહ; નામ રૂપી નાહાવ બેસારી, ભવ પાર કરવા તેહ. ૮ બત્રીશ દોશ નીવરતશે, ધાશે નીરમળ તન; માહારૂ ભજન કીરતન શ્રવણ કરતાં, સદા પ્રફુલીત મન. ૯ ચાલેસદા પ્રફુલીત, મન હરીગુણ ગાયજી; સ્વરૂપ શેવાનું તો, ફળતેહેન થાયજી. ૧૦ અન સમરપી વસ્તુ જેહજી, મનમાં જાણી નીગ્રેહવી તેહજી. ૧૧ જયમ ગંગાજળ ત્રીવીધ પ્રકારજી, ત્યમ આ મારગછે અતી સારજી. ૧૨ વિચાર્યુછે તે નીરધારજી. ૧૩ એમ કહી પાંમ્યા અંતર ધ્યાનજી, શ્રી વલભ પ્રભુજીએ વિચાર્યુંછે જ્ઞાનજી. ૧૪ ॥ ઢાળ ॥ જ્ઞાન વીચાર્યું શ્રી વલભ પ્રભુજીએ, જીવનું કરવા કાજ; શેવા સ્મરણ સોં-

પીઉ, શ્રીવલ્લભ પ્રભુજી માહારાજ. ૧૫ આજ્ઞા આપી જીવને, તમે કરો એહ પ્રકાર; રંક જાણી શ્રીનાથજીએ, કરો અંગીકાર. ૧૬ તે કાળે કુમારગે, સબ જીવ ચાલ્યા જાય; શ્રીવલભ પ્રભુની કૃપાથકી, માહા પતીત પાવન થાય. ૧૭ એવો યશ વિસ્તાર વાધ્યો, ત્રઇલોક ચાલી વાત; બ્રહ્મ સબંધના ગ્રહણથી, નહોય કાળની ઘાત. ૧૮ પુષ્ટિ મારગ રોપીએ, પ્રથિવ તે પ્રગટો શુર; બત્રીશ જે દોશ તે જીવના, તતક્ષણ કીધા દુર. ૧૯ વિના ગ્યાને વિના ધ્યાને, વિના જોગ આચરણ, જેમ ત્યેમ કરીને જીવ રેહે, શ્રીવલભ પ્રભુને શરણ. ૨૦ જોગ ધ્યાન જપ તપ વીના, જપે નીરંતર એક, સરવસ છાંડી નામ નીશ્ચે રાખીએ મન ટેક. ૨૧ હું કરગરીને કરૂં વીનતી, મુનેશરણ રાખો આજ; હરીદાસકો કરગ્રહી, રાખો બાંહ્ય ગ્રેહેકી લાજ, શ્રીવલભ પ્રભુને કરૂં પ્રણામજી.

## ધોળ ૧૭૫.

વેણ્ય મધુરીરે વાય, તેણે શુદ્ધ બુધ માહારી જાય. ૧ અંતર ભેદયુંરે વાહાલે, તડ્યાં વ્રેહતણાં તે ચાલે. ૨ અવળાં ભુષણરે ધર્યાં, પગનાં નેપુર કાને પેહેર્યાં. ૩ દુધ ઉકાળેરે ચાલ્યાં, બાળક ધાવંતાંરે મેહેલ્યાં. ૪ પતિકુળ લજ્યારે લોપી, મનડું પુરૂ ખોટા મને સોંપી. ૫ આનંદે ચાલીરે હેલી, થઇ છે કાનુડાને ભેલી. ૬ વળતા બો-

લ્યારે વાણી, સાંભળો ગોપીજન મન આણી. ૭ અર્ધ
નિશાએરે આવ્યાં, લોક વિરૂદ્ધ તમે કયમ કહાવ્યાં. ૮
કુળનો ધર્મ નહી એ રીતે, વેદ મર્યાદા તણી એ ભીતે.
૯ કંથ તમારોરે જાણે, ઠબકો દેશે કોઈક ટાણે. ૧૦ લંછન
લાગેરે કુળને, જાઓ પાછી આપણ ગોકુળને. ૧૧ વાત
વિચારીરે તોલો, અણઘટતુ પ્રભુ શાનું બોલો. ૧૨ વ્રજ
વિનતારે બોલ્યાં, અંતરપટ મન સરવે ખોલ્યાં. ૧૩ સરણ
તમારેરે આવ્યાં, વેદ રૂપી સાંકલડાં તોડાવ્યાં. ૧૪ લાંછન
તેહનેરે આવે, સ્વરૂપ સંબંધી નહી મન લાવે. ૧૫ દેહીના
સંબંધી વાહાલા, તેહનું શું ઉપજેછે કાલા. ૧૬ આત્મા
સંબંધીરે વાહાલો, સર્વે તજીને તે અમને ઝાહાલો. ૧૭
ચર્ણ કમળનીરે આશા, આવી પ્રેમતણી પાશા. ૧૮ વ
ચન સુણીનેરે રીઝયા, ગોપી સમોવડ નહીં કોઈ બીજા.
૧૯ રમત માંડીરે હરીએ, સુંદીર સંકેત વનની ગલીએ.
૨૦ સરદપુનમનીરે રાત, રાસમંડળ રચ્યો બહુ ભાત. ૨૧
તતાથેઈ તતાથેઈરે તાળી, સ્વબંધન ગાએ નરનારી. ૨૨
ગીડગીડગીડરે રંગે, થુંગથુંગ નાચે ઉર તીરપેન સંગે.૨૩
ગતીની ભેદમાંરે જાણ, કવીની શી ગત પોહોચે તે
વખાણે. ૨૪ ગોપીએ અભીમાનરે આણ્યું, અમ સરખું
કાંઇએ ન જાણ્યું. ૨૫ અંતર ધ્યાનેરે પામ્યા, સંગ લઈ
ગયા એક શ્યામા. ૨૬ તેમનું મનડુંરે ફુલ્યું, મુજ વિના
સરવેછેરે ફુડું. ૨૭ ચર્ણ ચલાએ નહીંરે સ્વામી, ખાંધ

ચડાવો અંતરયામી. ૨૮ અભીમાન એવુંરે આંણ્યું, તેથી પ્રભુજીએ મનમાં જાંણ્યું. ૨૯ પ્રભુજીએ મેલ્યાંરે વનમાં, તજીગયા દુઃખ પાંમ્યાં મનમાં. ૩૦ એટલે શખીજનરે આવ્યાં, હળીમળીને સાંહામાં બોલાવ્યાં. ૩૧ પ્રભુજીએ દીઠાંરે બાળા, લોચન સુંદીર બદન રસાળાં. ૩૨ મનમાં મન જયારે આવ્યું, તજી ગયા તમને શું કાહાવ્યું. ૩૩ નેત્રે વેહેછેરે નીરે, ચાલો ભેગાં જુમનાં તીરે. ૩૪ દ્રુમને પુછેરે હેલી, કંઇ દીઠાછે વનમાલી. ૩૫ કદમના વ્રક્ષનેરે પુછે, કહીએ પીતાંબરની સુદ્ધ કેહેછે. ૩૬ એમ પુછતાંરે જાય, દેહગતી ભુલ્યાં કાંઈ ન લવાય. ૩૭ એમ કરીનેરે બેઠાં, રૂદન કરેછે મળી એકઠાં. ૩૮ સુદ્ધ રહી નહીંરે લગાર, પ્રગટ્યા હરજી તણીવાર. ૩૯ આનંદ મંગળરે થાય. વ્રજની જુવતી રાસ રમાએ. ૪૦ રસની રેલીરે થાય, સ્યામ પીવત હું ને અપાય. ૪૧ શ્રી વલભ કૃપાએરે ગાય, દાસ મનોરથ પુરો થાય. ૪૨ વેણ મધુરીરે વાય, તેણે સુધબુધ મારી જાય.

## ધોળ ૧૭૬.

આજ માહારે ઘેર આવીયારે, સુંદીર શ્રી વ્રજભુખણ લાલ; શ્રી મુખ જોતાં માહારૂ મન હર્યુંરે, ચંચળ નઈણારે વિસાળ. ૧ નવરંગ મોળીડું મસ્તક શોભીતુંરે, ઉપર પેચ કેસરી રંગ; સ્વેતનો જામોરે અંગ બેસતોરે, પટકે બસમાં બુટી સોરંગ. ૨ લટકેને લટકે લાલજી પધારીયારે,

બેઠાં ગાદી તકીયા અહો રાજ; ચાલોને સહીયરો વાહા-
લાજીને નિરખીએરે, તજીએ લોક કુટંબની લાજ. ૩
શેવકજન ચોદીસ નિર્ખતાંરે, મનમાં આણી અતીશે ઉ-
લાશ; અનીહો મુકી મર્યાદા આનંદ ઉલટયોરે, એ સુખ
નિર્ખે વલભદાસ. ૪ આજ માહારે ઘેર આવીયારે.

## ધોળ ૧૭૭.

પોરી પ્રગટયા શ્રીવ્રજભુખણલાલ, વાહાલો નખશીખ
સુંદીર રૂપ રસાળ. ૧ વાહાલો શેવક જન કેરા પ્રતીપાળ,
વાહાલે દાસલડાની કરીરે સંભાળ. ૨ જીરે માગશર માસ
શુકલ પક્ષ દીન, જીરે મંગળવારને બીજનો દીન ૩ શ્રી
ગીરધરલાલજી હર્ખ્યા મન, જીરે ઉદય થયો કુળદીપરતન.
૪ જીરે રત્નાગર મીત્રવંદાજી વહુ. જીરે પુત્ર જન્મ સુખ
પામ્યા સહુ. ૫ જીરે ચારોમતી વહુજીને ઉલટ બહુ, આ
પે આભુખણ વસ્ત્રનો પાર ન લહુ. ૬ જીરે કુમકુમ હાથા
તોરણ બંધાય, જીરે વાજંત્રવિવિધ પ્રકારનાં વાય. ૭જીરે
નરનારી મળી મંગળ ગાય, કેસર અરગજા કુમકુમ સે-
રીયે છંટાય. ૮ જીરે જાત્ય કર્મ નિગમ કૃત થાય. જીરે
જાચકજન જાચવા જાય. ૯ શ્રી ગીરધરલાલજી આપે
દાન, જીરે જાચક જન બહુ પામ્યા માન. ૧૦ જીરે આ-
શીશદે વ્રજ વેદ દાન, જીરે વલભદાસ સદાગુણ ગ્યાન. ૧૧
પોરી પ્રગટયારે શ્રી વ્રજભુખણલાલ.

# ધોળ ૧૭૮.

વંદુ શ્રી વલ્લભનાથનો વંશજી, પુરણ બ્રહ્મ શ્રીકૃષ્ણાંશજી. ૧ જેમ રવીકુળ રઘુરાઘવજી, વળી ચંદ્રવંશીને જદુ જાદવજી. ૨ તેમાંતે તૈલંગ તીલક કુળજી, શ્રીવિઠ્ઠલ પ્રગટ્યા શ્રીગોકુળજી. ૩ સમત પંદર બોહોતારાં વરસછે સારજી, માગશર વદી નોંમી ભ્રગુવારજી. ૪ ઘટી એકવીશને પળ પચીશજી, હસ્ત નક્ષત્ર ઘટી છવીશજી. ૫ પળ ચુંવાળીશને તૈતળ કરણજી, પ્રગટ્યા તે સેંમ સ્યામ વરણજી. ૬ જેમનંદ જસોદાજી હરખ્યાંજી, ત્યમ શ્રીવલ્લભ શ્રીઅકાંજી હરખ્યાંજી. બાળલીલા કરી લાડ લડાવ્યાજી, પછે તે વહુજીને પરણાવ્યાંજી. ૮ વડાં તે વહુજી શ્રીરૂક્ષ્મણીજી, પુત્ર છ બેટી ચાર તે તણાંજી. ૯ શોભા જુમનાં બેટી એ વડાંજી, કમળા દેવકા બેટી નાનેડાંજી. ૧૦ બીજા શ્રીપદમાવતી વહુજી, તેના એક પુત્ર શ્રીઘનશ્યામજી; કહુજી. ૧૧ શ્રીરૂક્ષ્મણી વહુજીએ પુત્ર ખટ જાયાજી, જુજુઆ શેવા સહીત લરવાયાજી. ૧૨ પ્રથમ પ્રગટ શ્રીગિરધરજી, શેવા શ્રી નવનિતપરાયની ગમેજી. ૧૩ શ્રીમથુરાંનાથ સદા સુખકારી, શ્રીનટવરરાય કુંજ્ય બિહારીજી. ૧૪ બિજા તે પુત્ર શ્રીગોવંદજી, શેવા શ્રી વિઠ્ઠલેશરાય્ર મુકંદજી. ૧૫ ત્રિજા તે પુત્ર શ્રી બાળકૃષ્ણજી, શેવા શ્રી દ્વારકાંનાથજી સમર્થજી. ૧૬ ચોથા તે પુત્ર શ્રીગોકુળનાથજી, શેવા શ્રી ગીરીવરધારી સાથજી.

૧૭ પાંચમા તે પુત્ર શ્રીરઘુવર કહીએજી, શેવા શ્રી ગોકુળચંદ્રમાજીની લઇએજી. ૧૮ છઠા પુત્ર શ્રીજદુનાથજી માહારાજજી, શેવા શ્રીબાળકૃશ્નજી વીરાજેજી. ૧૯ શ્રી પદમાવતી વહુજીના તનજી, શ્રીઘનશ્યામ શેવા મદન મોહનજી. ૨૦ એ લીલાએ શ્રીગોકુળ ઓપ્યુજી; ત્રઇલંગ બીજુ વંદ્રાવન ઓપ્યુંજી. ૨૧ મુળ શ્રીવલભરાયજી કૃપાળજી, શ્રીવિઠલ કલ્પ વ્રક્ષ રસાળજી. ૨૨ પ્રસરયો સપ્ત સાખાએ જકતજી, નભ અંકુરને ફળફુલ પત્રજી. ૨૩ હેવું નિત્યે જાણી સીતળ છાએજી, આવ્યા તે ભુલ્યા ભવ દ્વારજી. ૨૪ મનમાંહે રાખી તે મોહોટી આશજી, નિશાએ કરયો તરૂ તળે નિવાસજી. ૨૫ ફુલફળ સ્વાદ સુગંધ જે જાણેજી, સુખ શંકરને નિગમ વખાણેજી. ૨૬ સુણી ધાયાં ચોદીશાથી નરનારીજી, આવ્યાં તે ચરણ સરણ વર્ણ ચારજી. ૨૭ એક ફુળ સરણ ગએ ઘણું સુખજી, એવું જાણી અમે થયાં સનમુખજી. ૨૮ જે ગાયે સીખે આરાધેજી, પ્રસન થઈ ફળ આપે તેહેનેજી. ૨૯ પ્રાપ્ત પ્રિત્ય વિના પ્રેમ કયાંથીજી, નિશ્ચે કેરે ભકિત એ ગ્યાનમાંથીજી. ૩૦ એ ફળ પ્રબળ પ્રસરયો ત્રૈલોકજી, સ્વાદ ચાખે તેહેનો જાય શોકજી. ૩૧ જઈ ગ્રહી પાંચમી જે ડાળજી, છાંય કરી શ્રી દેકાનંદના લાલજી. ૩૨ દયા કરી શ્રીકૃશ્ન ફળ દીધુજી, તે મેહેતો શ્રવણ ઇંદ્રીએ રસ પીધુંજી. એ સ્વાદ પ્રસરયો અંગો અંગજી, નિત્ય નિ-

રખુ તે નવલો તોરંગજી. ૩૪ રઘુકુળ જદુકુળ આનંદજી, ગંગ પ્રભુ શ્રીગોકુળચંદ્રજી. ૩૫ વંદુ શ્રી વલભનાથનો વંશજી.

## ધોળ ૧૭૯.

હરીબસો હરીબસો હરીબસો મેરે આયે નેનમેં હરી બસો ટેક. અંતની કૃપા કરોરે કેશવરાય, દુરીજન હોય તેહેને દુર કરો. ૧ મેરે આપ બડાઈ ઓર પરનીંદા તે માહારા ચિતમાંથી દુર કરો. ૨ મેરે શેવા નહી શ્રીકૃશ્ન ચંદ્રકી તે નર જુગમાં કયાં બસો. ૩ મેરે સુરદાસ પ્રભુ ભક્ત ભજન વિના સ્વાન થઈ ઘર ઘર ભસો. ૪ મેરે આયે નેનનમાં હરીબસો. ૫

## ધોળ ૧૮૦.

વાંકે અંબોડે શ્રી નાથજી, મુને મળીયા મારગમાંય; મન હરી લીધાંજી, મનડુ તે માહારૂ મોહી રહ્યું- નિરખી છબિલાને તાંય, મન હરી લીધાંજી. ૧ વાંકી તે પાઘેવર્ણી ગીઓને, વાંકી ચાલેચાલ મન૦ વાંકાં તે નેણ સોહામણાં ને વાંકીવેણુ રસાળ, મન૦ ૨ નઇણાં તમારાં શ્રી નાથ. જી, હુંતો કેઇપેરે કરૂરે વખાણ. મન૦ જોતાં તે શુદ્ધ બુદ્ધ વિસરી, માંનુનીએ મેહેલ્યાં માંન. મન૦ ૩ કાળંદ્રીને કાંઠડે, વાહાલો ગીરધારી ચારે ગાય. મન૦ કદમ કેરી છાં પડી, વાહાલો મીઠી મોરલીવાય. મન૦ ૪ વંદ્રાવનની કુંજ-

માં અમને રંગભેર રાસ રમાડ્યાં. મન૦ બાંહેબાજુબંધ બેરખા, ને પોહોચી છે રત્ન જડાવ. મન૦ ૫ કાંને તે કુંડળ ઝગમગે, હરીના એટળીયાળા કેસ. મન શોભા તે શી કહું માહારા શ્યામની, માહારો વાલોજી નટવરવેશ. મન૦ ૬ સઉ મળીને ચાલ્યા શ્રી જુમનાંજીને ઘાટ. મન૦ મારગજતાં મોહન મળ્યા, ને રોકી ઉભાછે વાટ. મન૦૭ જુમનાં જળમાં ઝીલતાં, માહારો તુટ્યો નવસર હાર. મન૦ મોતી તે સઘળાં વેરઈ ગયાં, એક હીરલો લાધ્યો સાર મન૦ ૮ શેષ સહસ્ત્ર મુખ સ્તુતિ કરે; એનો નીગમ ન પામે પાર. મન૦ શ્રી વલભ પ્રભુ મને અહીં મળ્યા માહારૂં મન પામ્યું ઉલાસ મન૦ ૯ દાસનોદાસ વીનતી કરે, અમને દેજો વ્રજમાં વાસ. મન૦ દીનજાણી કરૂણા કરો, તો પોહોચે મનની આશ. મન૦ ૧૦ વાંકે અંબોડે શ્રીનાથજી, મુને મળીયા મારગ માંય.

## ધોળ ૧૮૧.

આવોરે આવોરે સુહાગી, શ્રી વલભીઆનો સાથ; સખી મેવાડે પધાર્યા, શ્રી ગોવરધનનાથ.. ૧ સખીમન કર્મ વચેન, તજો ઘરનાં કાજ; મેલોવેદ મરયાદા, ને કુળની લાજ.૨ છાંડોમન વિના પતી, સુત અને પરિવાર; આપણે નેણે નીરખો, શ્રીનંદ કુમાર. ૩ વાહાલો રૂપેછે રૂડલા, ને ભીનલેછે વાન;ગળસ્થળમંડીન, કુંડળલળકેકાન. ૪ બીરાજે અલક તીલક, જાણીએ કંચન રેખ; નાશા

ગજ મોતીના, નટવર ભેખ. ૫ શીશ પાત્ર સોરંગી,ઉપર ચંદ્રીકા મોર; વાહાલા મનોહર મુરતી, ચીતડાનો ચોર૬ વાહાલો બંક અવોલોકની, ભ્રગુટી કમાન; એહુનાં નેણાં અણીયાળાં, જાણીએ મદનશ્યાંબાણ. ૭ વાહાલો ચંચળ ચપળતા; વાગુ ખંજન મીન, શોભા જોઇને અગથયા આ ધીન.૮ બીંબાધરેછે, અતી અરૂણ પ્રવાલ; મુખ માધુરી માધુરી. વાંસલડી રસાળ.૯ જીરે કુશમઝેરે, મદમુસકની હાંસ; ઝળકે દંત દાઢમ, જપમબીજ પ્રકાશ. ૧૦ કંઠે ક- ટેસરી, ગળે ગુંજાનો હાર; બાજુબંધ પોહોચીને, જુમક સાર. ૧૧ પાએ પોહોળ, નેપુરનો ઠમકાર; ચાલે ગજની ચાલ, ધુઘરી ધમકાર, ૧૨ કટી કાછની, કીંકણીનો ઝમ કાર; પાય અણવટ વીંછવાનો ઠમકાર. ૧૩ જીરે સોળ કળાએ ઉદીઓ ચંદ, વ્રજ જુવતી સુંદરી; હશે મંદમંદ. ૧૪ જીરે એહુની આરતી, ઉતારે શ્રી વલ્લભરાય; શોભા જોઇને જન વલ્લભ બલીહારી જાય. ૧૫ આવોરે આવોરે સોહાગી, શ્રીવલ્લભીઆનો સાથ.

## ધોળ ૧૮૨.

હરી ભજન વિના જીવે સો નર કેસા. ટેક. અંતર પ્રીતિ નહી પુરૂપોતમ, નર ખર કુકર જેસા. હરીભજન૦ ૧ નહિ વાકુ સંત સમાગમ, નહિ ગુરૂ ઉપદેશા; હરીભજ- ન૦ ૨ હું હું કર કર જન્મહી ખોયા, મનુસ્યા જન્મઅં- ધેસા. હરીભજન૦ ૩ એસો અવસર બહોત નહિ આવે,

તબ કૃષ્ણ નામ કબ લેગા. હરીભજન૦ ૪ સુંદરદાસ ભગવત ભજન વિના, કહાં જઈ ઉતર દેશા, હરીભજન વિના જીવે સો નર કેસા. ૫

## ધોળ ૧૮૩.

જય બોલો શ્રી વ્રજરાય લાલની, હો બેહેની મહારી જય બોલો શ્રી વ્રજરાય લાલની, મીઠી મધુરી વાણી વાહાલાની. હો બેહેની માહારી, જય બોલો વ્રજરાયલાલની. ટેક. શ્રી નટવરલાલ સ્યામલાલની સેવા કરવા પ્રગટ્યા, કાકાજી મહારાજને ત્યાંથી સટક્યા. ઓ બેહેની૦ ૧ શ્રી છોટાજી માહારાજના લાલજી કહાવે, વઈસ્નવને મન ભાવે. ઓ બેહેની૦ ૨ શ્રીરાણીજી વહુજીની કુખે રત્ન જાયા, શ્રી વ્રજકોર માજીએ ગોદ ખેલાવ્યા. ઓ બેહેની૦ ૩ શ્રી મહાલક્ષ્મી વહુજીના પ્રાણપતિ કહીએ, એ વાહાલાનું મુખ જોઈ રહીએ ઓ બેહેની૦ ૪ શ્રી માહાલક્ષ્મી વહુજી સદાર સોહાગી, લાલજી જન્મા છે બડભાગી. ઓ બેહેની૦ ૫ બડા પુત્ર શ્રીબાળકૃષ્ણજી લાલછે, પદમાવતી વહુજી સરદાર છે. ઓ બેહેની૦ ૬ શ્રીરૂગનાથ લાલજી સેવાના રસીઆ, જાનકી વહુજીને મન વસીઆ. ઓ બેહેની૦ ૭ શ્રી માહાલક્ષમી વહુજીએ મહા તપ કીધાં, એ લાલજી વહુજીનાં સુખ લીધાં. ઓ બેહેની૦ ૮ શ્રી નટવરલાલ શ્યામલાલે આનંદ દીધો, શ્રી ગોકુળ માંહે આઠમાસો કીધો. ઓ બેહેની૦ ૯ પરદેશ પધાર્યા દેવી

જીવને ઓધાર્યા, ભવસાગરમાં ડુબેલા તારચા. ઓ બેહેની૦ ૧૦ લ.લજી વહુજીને લેઇને રાજનગર પધારો, શેવકને સુખ વધારો. ઓ બેહેની૦ ૧૧ ગુરૂ પ્રતાપે હુંતો વિનતી કરૂંછું, ચિત મહારૂ ચરણે ધરૂંછું. ઓ બેહેની મહારી જય બોલો શ્રી વ્રજલાલની.

## ધોળ ૧૮૪.

આનંદ સાગર ઉલટચો, રસનાએ વહેછે પ્રવાહ; ગોકુલપતિ પામીએ. ૧ શ્રી વલભજીનારે લાડીલા, પુષ્ટિના પુષ્ટ મહારાજ. ગોકુળ૦ ૨ શ્રી અંકાજીનારે લાડીલા, જગતના પ્રાણ આધાર. ગોકુળ૦ ૩ તેલ અભ્યંગ કરાવીએ, વૈશ્નવને હર્ખ ન માય. ગોકુળ૦ ૪ કેસરે નાહ્યા શ્રી વિઠ્ઠલવર, ચોકીએ બેઠા સોહાય. ગોકુળ૦ ૫ અંગ વસ્ત્ર વહાલે અંગ ધર્યા, ધર્યા તીલક મુદ્રા ભાળ. ગોકુળ૦ ૬ ધોતી ઉપરણાંરે કેસરી, પેહેરોને પ્રાણજીવન. ગોકુળ૦ ૭ અપરસ ગાદી પધારીઆ, મુખે ભણેછે વાહાલો પાઠ. ગોકુળ૦ ૮ માગેરા શ્રીજીને ચર્ણ નમે, રસીઆ જોઈ જોઈ મોહે. ગોકુળ૦ ૯ વૈશ્નવ સમાજ પ્રમોદ કે વારૂંછું તનમન ધન. ગોકુળ૦ ૧૦ વૈશ્નવ સમાજ ઓછવ કરે, બલીહારી માધવદાસ ગોકુળપતિ પામિએ. ૧૧ આનંદ સાગર ઉલટચો.

## ધોળ ૧૮૫.

શ્રીમદનમોહનલાલ આગળ વિનતિ કીધી, રાજનગર

પધારવાની આજ્ઞા લીધી શ્રીનાથજી પધાર્યાની શી કહું વીધી, કૃષ્ણલાલે સુખ આપીઆંરે. ૧ રાજ નગરમાં વધાઈઓ ગવાય, વૈશનવને મન હર્ખ ન માય, વ્રજરાયજી પ્રભુ સામા જાય, શ્રીબાળકૃષ્ણલાલે. ૨ બેઠક ધામ ભો-મીનાં ધનરે, તે રંગ ખેલે તેમ ઉડે પવન; જયજય શબ્દ બોલે વૈષ્ણવ જન, શ્રીબાળકૃષ્ણલાલે. ૩ રાજા બેટીજી પારણુ ઝુલે, સાત સ્વરૂપની મધ્ય બિરાજે; એ શોભા માહારા નાથ ઘેર છાજે, શ્રીબાળકૃષ્ણલાલે.૪ મંગળા સમે વહાલો મંદીરે પધારે, અધિકારીને મન આનંદ થાય; જળ ગડીઆમાં ઠાકોર કેસરે નાહાય, શ્રીબાળકૃષ્ણલાલે. ૫ શ્રીમહાલક્ષ્મી વહુજીની કુખે રત્ન જાયા, શ્રીવ્રજકોર વહુ માજીએ ગોદ ખેલાવ્યા; એમને મસ્તક શ્રીનટવર-લાલ પધરાવ્યા, શ્રીબાળકૃષ્ણલાલ. ૬ શ્રી રઘુનાથજીના કહીએરે ભ્રાત, સેવા વિના બીજી જાણે નહિ વાત; શ્રી રાજા બેટીજીના અખંડ તાત, શ્રીબાળકૃષ્ણજીલાલ.૭ શ્રી પદમાવતિ વહુજીના કંથજ કહીએ, એ વહાલાને શર્ણે જઈ રહીએ; કોટી જન્મનાં પાપ નિષ્ફળ થઇએ, શ્રી બાળકૃષ્ણલાલે. ૮ શ્રીગુરૂ પ્રતાપે હું તો વિનતિ કરૂંછું ચર્ણકમળ પ્રભુ ચિત ધરૂંછું એમની કૃપાથકી વ્રજમાં ફરૂંછું; શ્રીબાળકૃષ્ણલાલે સુખ આપીઆંરે.

## ધોળ ૧૮૬.

શ્રીગોકુળ ગામરે અતિ રળીઆમણુંરે, ત્યાંહાં મહારા

વહાલાજીનો વાસ; વ્રજ વિનતા સર્વે ટોળે મળીરે, આવી રંગભેર રમવા રાસ. ગોકુળ૦૧ નવજોબનના નવસપ્ત વર્ષનીરે, સુંદરીએ કીધા સોળ શણગાર; સહુ મળી આવ્યાં રે, આકુળ વ્યાકુળીરે, નિર્ખવા શ્રીગોવીંદ રાજકુમાર. ગોકુળ૦ ૨ હરીમુખ જોઇને આનંદ પામીઆરે, હઇડે હર્ખ ન માય; સુંદર જમનાંજી કાંઠડેરે, હમચી કુદેને વળી ગાય. ગોકુળ૦ ૩ રાસ મંડળ પ્રભુજીએ ત્યાંહાં રચ્યોરે, રૂડી રૂડી સરદપુનમની રાત્ય; જુવતીના જુથ વચ્ચે માહારો વાહાલમોરે, તતાથૈ નાચે ને વળી ગાય. ગોકુળ૦૪ રસિક શિરોમણ શ્રીકલ્યાણ રાયજીરે, રસીયા જનકરો વિશ્રામ; શ્રીવલભદાસ જાય વારણેરે; પુરો મહારાં મનવાંછીત કામ. શ્રીગોકુળગામ અતીરળિયામણુંરે.

## ધોળ ૧૮૭.

શ્રીગોકુળનાથ સોહામણાંજી, એમનાં લીજે ઘેર ઘેર ભામણાંજી. શ્રીગોકુળનાથ૦ ૧ ગજસીરોમણ રાજીઆરે, દેખી સોળકળા સશી લાજીઆરે. શ્રીગોકુળનાથ૦ ૨ જીરે તન મન ધન કરૂ વારણેરે, પ્રભુ પ્રગટયાછો ભકતને કારણેરે. શ્રીગોકુળનાથ૦ ૩ કોડ પુરવી તે ભકતતણી, સખા પોહોચીછે હઇડાનીહામ ઘણીરે. શ્રીગોકુળનાથ૦ ૪ જીરે માધવદાસ કરે વિનતીરે, ચરણે રાખોને શ્રી ગોકુળપતીરે. શ્રીગોકુળનાથ સોહામણાજી. ૫

## ધોળ ૧૮૮.

જય જય લાલ ગોવર્ધનધારી, સુંદીર રૂડું નામજી; શ્રી પુરૂષોત્તમ પ્રગટ્યા હો વાસી, શ્રીવિઠ્ઠલ રૂપ નિધાનજી. ૧ વ્રજ શુંદરીના પ્રાણજીવન, શેવકના પ્રાણ આધારજી; ટોળે મળિ સર્વ સુંદરી ને, સોળ કીધા સણગારજી. ૨ બત્રીસમાં એકે નહી ઓછો, સોળ કળા મુખ ચંદ્રાઅજી; થાળ ભરી સગ મોતીએ, વધાવો શ્રીવલ્લભ રાઅજી. ૩ વધાવીને શ્રીમુખ નિરખો, નિમિત અળગાં થાયજી; પ્રેમ સુધારસ પીઓરે પદમની, હળી મળી મંગળ ગાયજી.૪ શ્રીવલ્લભ સુત જો વાહાલા કરીએ, તો ભવસાગર તરીએજી; અનેક દેવ ઉપાસન તજીને, વર વિઠ્ઠલને વરીએજી. ૫ તન મન ધન સમર્પણ કરીને, વૈશ્નવને અનુસરીએજી; માધવદાસ એટલુંરે માગે, શ્રીગોકુળમા અવતરીએજી. ૬ જે જે લાલ ગોવર્ધનધારી, સુંદીર રૂડુ નામજી.

## ધોળ ૧૮૯.

સખીરે શ્રીવિઠ્ઠલ નંદન આવો માહારે બારણે, હુંતો જોઉછું માહારા વાહાલાની વાટ. શ્રીવ્રજભુખણ ઘેર પધારીઆ. ૧ મેહેતો પ્રેમે પથાણાં પાથરચાં, તે પર પધારચા શ્રીવિઠલ વરજીના લાલ; શ્રી વ્રજભુખણ ઘેર પધારીઆ. ૨ મેં તો કુમકુમ કેસર ઘોળીઆં, હુંતો પુજું માહારા વાહાલાજીના પાય, શ્રીવ્રજભુખણ ઘેર પધારીઆ. ૩ સ-

ખીરે સઈઆરો સર્વે ટોળે મળી, ભાવે ભેટ કેરે ને મંગળ ગાય; શ્રીવ્રજભુખાણ ઘેર પધારીઆ. ૪ હુંતો આરતી ઉતારૂં કપુરની, હુંતો વળીવળી નીરખું વાહાલાનું વદન; શ્રી વ્રજભુખણ ઘેર પધારીઆ. ૫ માહારે ગુજ૮ કરતાં રેહેણી વહી ગઈ, એટલે ઉદીત થયા આદીત ભાણ; શ્રી વ્રજભુખાણ ઘેર પધારીઆ. ૬ દાસ સુળજીનો સ્વામી મળ્યો, વાહાલે મારે ઉતારયાછે ભવસાગરને પાર; શ્રીવ્રજભુખાણ ઘેર પધારીઆ.

## ધોળ ૧૯૦.

તાહારા દલ કેરી વાત મેં જાણીરે, ગીરધર દાણીરે. ટેક. સઉકોને તમો મન કરી જાણો, નવ જોયાં દુધને પાણીરે. ગીરધર૦ ૧ વંદ્રાવનને મારગ જાતાં, માહારી નવરંગ ચુંદડી તાણીરે. ગીરધર૦ ૨ કાંકરડી માં મારો માહારા વાહાલા, તો દેખેછે સઈયર સમાણીરે. ગીરધર૦ ૩ બાંહ્ય મરડી માં મારો માહારા વાહાલા, તો દેખેછે નંદજીની રાણીરે. ગીરધર૦ ૪ નરસીંહના સ્વામીની સંગે રમતાં, એના મુખની તો મીઠડી વાણીરે ગીરધર. ૫

## ધોળ ૧૯૧.

કોમળ અંગેરે ઓ સુજની, શ્રીબાળકૃષ્ણજી દીઠા; રંગ રસ ભીનેરે ઓ સુજની, શ્રીમદન મોહનજી દીઠા.— ૧ શ્રીમુખ શોભા શી કહુંને મેરે મુખ વરણવી ન જાયરે;

ગોર શ્યામતો અંગ બીરાજે; શોભા વરણવી ન જાય, કોમળ અંગેરે. ૨ મોર મુગટને કાંને કુંડળ, નાકે સોહીએ મોતીરે; એ વાહાલાને કારણે હુંતો, મંદીર હીંડું જોતી, કોમળ અંગેરે. ૩ કંઠે સોહીએ કંઠે સરીને, લીલાવટ જડાવરે; સીર સોહીએ હલકાવલી, ટીપાળો સોહીએ અનુસાર. કોમળ અંગરે૦ ૪ બાંહે બાજુબંધ બેરખાને, કુમત ફરકે ચારેરે; રત્ન જડીત માંહે હીરલા જડીયા ને નંગ ધરો લખ ચાર, કોમળ અંગરે. ૫ કેહડે સોહીએ કટી મેખળા ને ઝાંઝરનો ઝમકારેરે; મંદીરમાં ધુંટડીઓ ખેલે, નામ ધરો નંદલાલ. કોમળ અંગેરે૦ ૬ રત્ન જડિત સીંહાસન બેઠા, કળસ સોહીએ નવ નિત્યેરે; નીત્ય નવા સાણુગાર નીત્ય નવા ભોગ, ફુલની માળા ધરાય. કોમળ અંગેરે૦ ૭ વ્રજવલભ સણુગાર ધરાવે, લાલમણીજી ખેલ ખેલાવેરે; વ્રજપાલ લાલજી ચોપાટ ઢાળે, વચ્છાલાલ પંખો તાણે. કોમળ અંગેરે૦ ૮ ગોપેશરજી ભોગ ધરાવેને, ગોકળેસજી ભોગ સરાવેરે; દ્વારકા નાથજી બીડલાં ધરાવેને, જીવણલાલજી આરતી ઉતારે. કોમળ અંગેરે૦ ૯ સેન સમે શ્રી મદુલાલજી પધારે, શંખનાદ ઘંટા થાયેરે; શંખ નાદ સુણીને ભીતર પધારે, ઝારી બંટા બદલાય. કોમળ અંગેરે૦ ૧૦ જીવણલાલજીના મંદીરમાં કઈ આનંદ ઓછવ થાયેરે; દહી દુધની કાવડ લઈને, આવે સહુ ગોપ ગોવાળ. કોમળ અંગેરે આો સુજની. ૧૧

# ધોળ ૧૯૨.

શ્રી દામોદરદાસ હરસાંની અતી હરખે ભર્યા, ઉપર બેઠા જોતા હુતા વાટજો; ભાઈ સરવે ધન કાઢીને ઢગલા કરચા, તેહેના સાહમાં જોયા નહી લગારજો. શ્રીદામોદરદાસ૦ ૧ એટલામાં તો પ્રભુ પોતે પધારીઆ, આવતાં નીર્ખ્યા પોતાના નિજ નાથ જો; દોટ મેલીને દોડી પાસે આવીઆ, પડચા પાયેને જોડ્યાછે બેહુ હાથજો. શ્રીદામો૦ ૨ હાથ સાહીને પ્રભુ તો પોતે ઉઠાડીઆ, પુછયું દમલા આવો તેહેની વારજો; સીષ્ય નમાવી સ્વાંમી પ્રત્યે બોલીઆ, વાટ કયારની જોતો હતો માહારાજજો. શ્રીદામોદરદાસ૦ ૩ ત્યાંથી સાતે તેડી પોતે પધારીઆ, આવ્યા શ્રી ગોકુળ માંહે શ્રીગોવીંદ ઘાટજો; બ્રહ્મ સબંધની આગ્ના પ્રભુજીએ કરી, વચન સુણ્યાં પણ સમજ્યા નહી તલમાત્ર જો. શ્રીદામોદરદાસ૦ ૪ ત્યાંહાંથી શ્રી ગોવરધન ઉપર પધારીઆ, આવી પોહોચ્યા છોકર છાંયા માંહ્યજો; પછે પધાર્યા શ્રી ગોવરધન નાથજી, હાથ થંભીને રાખ્યા વેગળા ત્યાંહ્યજો. શ્રીદામોદરદાસ૦ ૫ ત્યારે શ્રી વલભ ખીજીને બોલીઆ, દાસ પણું તે જાણીને અપરાધ જો; ત્યારે શ્રી મુખેથી શ્રીજી બોલીઆ, દાસ ધર્મ રાખ્યો માટે નહી બાદજો. શ્રીદામોદરદાસ૦ ૬ એક સમે શ્રી વલભ પોતે બોલીઆ, પુષ્ટિ માર્ગ ચલાવો પ્રકાશજો; તતો દમલા તાહારે સારૂ જાણુ જો, રેહેશે રૂદેમાં રેહેશે કરીને

વાસ જો. શ્રી દામોદરદાસ૦ ૭ એવી ક્રીયા જાણી શ્રી ગોસાંઇજીએ, પોતે કરાવ્યું પીતાનું ત્યાંહાં આધજો; દક્ષણા માગી ત્યારે પોતે કહ્યું, સિદ્ધાંત રહસ્યના દોઢ શ્લોકની વાતજો. શ્રીદામોદરદાસ૦ ૮ એવી ક્રીયા જાણી શ્રીવિઠ્ઠલનાથજી, બેસાડતા તો ગાદી અડધો હાથજો; ચરણાઅ્મત તો પોતાનું આપેજ નહી, એવા મોહોટા જાણીશ્રી વલભદાસજો. શ્રીદામોદરદાસ૦ ૯ ત્યારે શ્રીવલભ મુખથી બોલીયા, મુજમાં ને શ્રીગોસાંઇજીમાં નથી કાંઈ ભેદજો; માટે ચરણામૃત તો તું લેજેસદા, શ્રીવલભ વાણી કહી તે જાણીને વેદજો. શ્રીદામોદરદાસ૦ ૧૦ ત્યારેપોતે આવીને વીનંતી કરી, મુને કૃપા કરી પોતે શ્રી માહારાજ જો; ત્યારે પોતે કૃપા કરીને આવીઆ, વલભદાસના સરીયાં સઘળાં કાજજો. શ્રીદામોદરદાસ હરસાની અતી હરખે ભર્યા. ૧૧

## ધોળ ૧૯૩.

ગોરધનેશ ગુરૂને ચર્ણે નમું હોજીરે, પ્રથમ લાગુછું પાય; દીન જાણીને કરૂણા કરો, રાખો ચરણની છાય ગોરધનેશ૦ ૧ શેવા સ્મરણમાં નથી જાણતા હોજીરે, નથી જાણતો કાંઇ ધર્મ; વિષયવાસનામાં વળગી રહ્યો, એવાં અનુચિત કર્મ. ગોરધનેશ ગુરૂ૦ ૨ અમ સરખા અધમને આધારવા હોજીરે; તમે કીધોછે શ્રમ; અભેદાન દેવાને કારણે, પ્રગટ્યા પુરણ બ્રહ્મ. શ્રી ગોરધનેશ ગુરૂ૦ ૩

ઈચ્છા કરીને હરી અવતર્યા હોજીરે, કરવા દઈવીનીસહાય; માહા ઉદ્ધાર કરૂણા નીધી, શ્રીવલભ અવતાર. શ્રીગોરધનેશ ગુરૂ૦ ૪ નામ આપર્પીને નીર્મળ કર્યા હોજીરે, કરવા બ્રહ્મ સબંધ, તોય તમેને નથી જાણુતો, એવો થઈને બેઠો અંધ. શ્રીગોરધનેશ ગુરૂ૦ ૫ કાળ કર્મમાંથી કાઢીઆ હોજીરે, મોટો જમનોરે ત્રાસ; જે જન સરણે આવીયા, રાખ્યો દ્રઢ વીસ્વાસ. શ્રીગોરધનેશ ગુરૂ૦ ૬ તેમ તો તમારાં બળદ પાળશો હોજીરે, કરવા જનનો ઓદ્ધા; દોશ ન વિચારશો જીવનો, તેહેનો નહી આવેપાર. શ્રીગોરધનેશ ગુરૂ૦ ૭ શ્રીબાળકક્ષ્ણજીના લાડીલા હોજીરે, છગન મગનના તાત; શ્રીબાળુરાય શ્રીમગનલાલજીના કાકાજી, શ્રીવિઠ્ઠલેશજીના ભ્રાત. શ્રીગોરધનેશ ગુરૂ૦ ૮ દાસના દાસની વિનતી હોજીરે, પ્રભુ તેમ ધરજો કાન; દુષ્ટ બુદ્ધિ હમારી દુર કરો, ગાઉતમારા ગુણગ્યાન. શ્રીગોરધનેશ ગુરૂને ચરણે નમું હોજીરે.૯

## ધોળ ૧૯૪.

### પદ ગરબી.

જીમનાં જાતાંરે ઘાટે, આજ મને પ્રભુજી મળિઆ વાટે. ૧ મુજ એકલડીરે જાણી, હસીને બોલ્યા સારંગ પ્રાણી. ૨ હરીનું હસવુંરે મીઠુ એવું, રૂડુ કઈયે નોહોતું દીઠુ. ૩ આજનાં સારાંરે સુખડાં, પ્રભુજીનાં જોવાસરખાં મુખડાં. ૪ મુખકુ પુનમરે ચંદ્ર, વાલા તારી આંખડીમાં

જંત્ર. ૫ મધુરીશી મોરલીરે વાજે, તે તો માહારા સામ સુંદીરને છાજે. ૬ ડાહાપણ બાંધુરે બચકે, રામકૃષ્ણપ્રભુને નીરખવા અચકે. ૭ માધવદાસરે ગુણ ગાય, તેથી ભવનાં પ્રાશ્ચિત જાય. ૮ જીમનાં જાતાંરે ઘાટે.

## ધોળ ૧૯૫.

### રાગ સામેરી.

આલો આલોરે શ્રીમાહારાજ, મોતી મારૂ આલોને; મોતીને જોતીને હાર પરોતી, તો હું વંદ્રાવન જોતરે.. આલો આલોરે નંદન લાલ મોતી મારૂ આલોને. ૧ મોતીરે નિપજે ભવસાગરમાં, તાહારૂ મુખ જોતાં રોવાણું રે; મોતી માહારૂ આલોને. ૨ બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ચરણ કમળ મુખ જોતીરે; મોતી માહારૂ આલોને.

## ધોળ ૧૯૬.

ભલે આવી લાગી માજમ રાતકે, ચૈત્રવદી એકાદશીજી; પુછ્યાં પુછ્યાંરે ત્રૈલંગ નોંધાર્યા, શ્રી લક્ષ્મણ ઘેર પધાર્યાજી. ૧ કીધી કીધી સ્રષ્ટિ શું પ્રિત્ય, મર્જાદા મુકી મળ્યાજી; ભાગા ભાગરે જીવના પક્ષ, આનંદ સાગરમાં ભળ્યાજી. ૨ માહારૂ માગુ આપો માહારાજ. અલ્પબુદ્ધ હુંછું દીનજી; મનેશેવા સુખ દીજેજ નાથ, મન માહારૂ પોહોતું રળીજી. ૩ બલીહારી તે માધવદાસ, એ લીલા

માહારે મન વશીજી; ભલે આવી લાગી માજમ રાતકે ચૈત્ર વદી એકાદશીજી. ૪

## ધોળ ૧૯૭.

પાંચરંગ પ્રભુજીના અઇએરે, ગાતાં અંગમાં નિર્મળ થઇએરે. ૧ પેહેલો લાલ ગુલાબીનો રંગરે, તેહેનો સઘળો બનોછે સંગરે. ૨ લાલ રંગનું મોળિયુંછે રાતુંરે, હરીનુંમુખડુ દીસે અતિ માતુરે. ૩ લાલ મોરલી રંગ રસાળરે, લાલ કોટમાં ગુંજની માળરે. ૪ લાલ જામા પેહેર્યા જર કસીરે, લાલ લોભણીલાલનેઅંગ વસીરે. ૫ લાલ મોજડી કનઇએ પેહેરીરે, લાલ દીસોછો લાલ લેહેરીરે. ૬ લીલો રંગ પ્રભુજીનો ન્યારોરે, રાતા રંગમાં શોભેછે સારોરે. ૭ લીલી લીલમ મુગટમાં જડીછે, હરીના તેજની કાન્તિ બડીછે. ૮ લીલાં પાંન બીડલાં ખવાસરે, આપો પ્રેમ ભક્ત કોઇને દાસરે. ૯ લીલા રંગની સુંથણી સારીરે, લીલો રંગ બન્યો ગીરધારારીરે. ૧૦ લીલા પટકા બાંધ્યાછે કેડેરે, વરણાગીમાં જાયછે લેહેરરે. ૧૧ લીલા તુળશીના હાર સરીરેરે, હરીશોભે છે હળધર વીરરે. ૧૨ લીલા વાઘા તે સારંગપ્રાણીરે, ઘણું અમર રાધા રાણીરે. ૧૩ સખી પ્રિતમ પીળો રંગરે, સરખી સુંદરી સર્વે સંગરે. ૧૪ પિળાં તિલક કેસરનાં કરીયાંરે, અંગે નેપુર સઘળાં ધરી. આંરે. ૧૫ પિળો પાઘ કેસરનો ભિનોરે, હરિનો લટકો બન્યોછે તીનોરે. ૧૬ પિળાં સોના કડાંકર માંહીરે, પિળાં

હીમ બાજુબંધ બાંહીરે. ૧૭ પીળી સોનાની સાંકળી સારારે, માંહી રેખ જડી રઢીઆળીરે. ૧૮ પીળાં પીતાં બર પેહેરયારે, વર્ણાગીમાં જાઓછો લેહેરેરે. ૧૯ પીળાં સોના પાવલડાં ચર્ણરે, મોહોટા સંત નમે હરીને ચર્ણરે. ૨૦ હવે ઉજળો રંગ વખાણુંરે, મોરલીધર મનમાં આણુંરે. ૨૧ ઉજળાં જાયનાં ફુલ બેકેરે, હરીએ હાર ધરયાં કંઠ લેહેકેરે. ૨૨ ઉજળાં મુકતાફળ કાંનેરે જોગ્ય સ્વરૂપ ધરયુછે ધ્યાનેરે. ૨૩ ઉજળા ઘુઘરા ઘનકારેરે, ચરણે શોભી રહ્યા છે ઠમકારેરે. ૨૪ ઉજળી આંખડી અણીયાળીરે, કાળી કીકી દીસેછે રૂપાળીરે.૨૫ હવે કૃષ્ણનો રંગ વખાણુંરે, શ્યામરંગ રૂદેમાં આણુંરે. ૨૬ શ્યામ ખીટલીઆળા કેસરે, એમના જોવા સરખા વેશરે. ૨૭ શ્યામ નઇણાં કમળ અતી ભારીરે, કાળી કીકી દીશેછે રૂપાળીરે. ૨૮ શ્યામ ગોરીમાં ગોરસ ભરીઆંરે, પ્રેમે પ્રભુજીના આગળ ધરીઆંરે. ૨૯ શ્યામ મેઘ ગરજના કરતારે, પાણી ગોકુળ ઉપર ભરતારે. ૩૦ જેને ડાકોરમાં કરયાં દરશનરે, તેહેને રણછોડરાય પ્રસન્નરે. ૩૧ પાંચ રંગ પ્રભુજીના ગાશેરે, વઇમાન બેશી વઇકુંઠ જાશેરે. ૩૨ પાંચ રંગ પ્રભુજીના પુરારે, તેહેમાં એક નથી અધુરારે. ૩૩ કર જોડી કવીજન કેહેછેરે, એતો અહરનીશ શરણે રેહેછેરે. ૩૪ પાંચ રંગ પ્રભુજીના ગાઇએરે.

---

## ધોળ ૧૯૮.

જય શ્રીકૃષ્ણરે ભાઈ. બોલો બોલો વૈશ્નવરાય, તેતો કળી મળીસાચ્ચે સાઈ, જય શ્રીકૃષ્ણરે ભાઈ.૧વલભી વૈશ્નવની એ રીત, જય શ્રીકૃષ્ણ ઘણા પવિત્ર, તેથી પ્રસન થાય નવનિત્ય. જય શ્રી૦ ૨ જેણે જય શ્રીકૃષ્ણ ગાયા, તેતો અડસઠ તિરથ નાહાયા; તેથી પાંચ પદાર્થ પાયા, જય શ્રી. ૩ નામ તણો પ્રતાપજ મોહોટો, તેથી આ જુગ લાગેછે ખોટો; સરવ વ્રજ ભોમીમાં લોટો, જય શ્રી. ૪ જે જન જશોદાજી ઘણું જાણે, એમના સુતનો ઉદય વ-ખાણે; મનમાં મેહેર કરીને માને, જયશ્રી. ૫ જસોદા સુતને પાન કરાવે, ગોપીજન સઉ આનંદ પાવે, વાહાલો મહારો વ્રજમાં લાડલડાવે, જયશ્રી.૬સુતતો પારણામાંથી જાગ્યા, સહુ ગોપીજન આનંદ પામ્યા; વાહાલે મહારા તનના તાપ સમાયા, જયશ્રી.૭ વંદ્રાવનની તે વાટે,મારગ રોકોછો શા માટે; વાહાલે મહારે રાસ રમાડ્યાં છે રાતે જયશ્રી. ૮ જેણે જય શ્રીકૃષ્ણ ગાયા; તેહેની સફળ થઈ છે કાયા; તેતો પ્રેમ પદારથ પાયા, જયશ્રી. ૯ રાખો ચરણ કમળની છાય તેહેનો ભવનો ફેરો જાય; તે તો હરીદાસ ગુણ ગાય, જયશ્રી કૃશ્નરે ભાઈ. ૧૦

## ધોળ ૧૯૯.

શ્રીગોવીંદરાયજીરે રસીયા, માહારી રૃદેકમળમાં વસી-

યા. ૧ શ્રીમુખ સુંદીરરે દીસે, જોતાં નિજજનનાં મન હીસે. ૨ ભાળ તીલકરે બીરાજે, ભ્રગુટી ધનુષ્ય કામનું સાજે. ૩ નાકે મોતીરે લળકે, જાણે જયલા વીજળી ચમકે. ૪ સામળ વર્ણેરે સોહીએ, જોતાં ભવનાં દુખડાં ખોઈએ. ૫ શ્રીમુખ મધુરૂરે બોલે, શ્રી વચનામૃત નહી કોઈ તોલે. ૬ શ્રીવિઠલેસ રાયજીરે માથે, જુગજુગ જોડ બીરાજો સાથે. ૭ અનુભવ ગ્રંથતણા વિચાર, શ્રીહરરાયજી પ્રગટ્યા બીજીવાર. ૮ શ્રીવિઠલનાથજીરે લાલ, શ્રીગોકુળ ઓછવજી સુત ઘણું વાહાલ. ૯ પૌત્ર શ્રીગોપેશ્વરજી છોગાળા. શ્રીલક્ષમીને દીન દયાળા. ૧૦ ચંચળ ગતીએરે ચાલે, હસતાં વૈશ્નવ સાંમું ભાળે. ૧૧ એ ઘણુ નિજજનને સુખ દેછે, શ્રી ભાગવત નિરંતર કેહેછે. ૧૨ એવા સ્વામી સમર્થ રાજે, પ્રગટ્યા દૈવી જીવ હિત કાજે. ૧૩ એમના ગુણનેરે ગાઉ, ચર્ણકમળ રજ લેવા ધાઉ. ૧૪ પ્રગટ્યા પુરૂષોતમ અવતાર, એમની લીલા અપરમપાર. ૧૫ વ્રજ શેવકનારે સ્વામી, ચરણકમળ વંદુ સીર નામી. ૧૬ શ્રી ગોવીંદરાયજીરે રસીયા.

## ધોળ ૨૦૦.

શ્રી લક્ષમણ સુતનેરે ગાઉ, શ્રીવલ્લભનાથને વારણેજાઉ. ૧ પ્રગટ્યા પુરૂષોતમ અવીનાશી, શ્રી વંદ્રાવન બીધુ બદન બીલાસી. ૨ એતો પુરણ પરમાનંદ, શ્રી માહાલક્ષમીપતી અતી આનંદ. ૩ સુત ગોપીનાથ શ્રીવિઠલ ક-

હીએ, એમના ગુણ જસનો પાર ન લહીએ. ૪ શ્રી વિઠલનાથ પ્રગટ્યા પુરૂષોતમ, જાણુ પ્રગટ કરચા શ્રી પુરૂષોતમ. ૫ એતો કહીએ પર્મ ઉદાર, શ્રી માહાલક્ષમી પદમાવતી ભરથાર. ૬ એમના સાત કુંવર સુખદાતા, કરવા દઈવીને સુખશાતા. ૭ પ્રથમ શ્રી ગીરધરજી માહારાજ, શ્રીભામનીજી વહુજીએ સીર તાજ. ૮ શ્રીગોવીંદરાય ઘણું રસ ભરીયા, તે શ્રીરાણીજી વહુજી વરીઆં. ૯ શ્રીબાળકૃશ્નજી ભીનેવાન, શ્રીકમળાવતી પતી ચતુર સુજાન. ૧૦ શ્રીગોકુળનાથ જગત જસ જાણુ, શ્રીપારવતી પતી અતી રસ માને. ૧૧ શ્રી રઘુપતી રૂડા રૂપે જાણુ, એતો શ્રી જાનકી જીવન પ્રાણ. ૧૨ શ્રી જદુપતી જુગતી જગતમે જણાવે, શ્રી માહારાણી પતી અતી મન ભાવે. ૧૩ શ્રીઘનશ્યામજી પુરણ કામ, શ્રીકૃશ્નવતી પતી અતી રસ દાન. ૧૪ શ્રીલક્ષમીજી બેટીજી સતભામા શોભા યમુનાં કમળા દેવકા નામ. ૧૫ એ શ્રીવલ્લભનો પરીવાર, નિત્ય પ્રત્ય સમરો નરનેનાર. ૧૬ શ્રીમદ વલ્લભ પદ અનુરાગી, જે જન ગાએ તે બડભાગી. ૧૭ શ્રી લક્ષમણ સુતનરે ગાઉ.

## ધોળ ૨૦૧.

કૃશ્નદાસમે ધન મન મોદકરે ઘણું, શ્રીવલ્લભ શર્ણું થઇને સહુ દુઃખ વામ્યાજો; કૃપા કરીને પોતે પાસે રાખિયા,

સદા સમીપ રહીને બહુ સુખ પામ્યાજો, કૃશ્નદાસ. ૧ મા-
ર્ગ જાતાં પાહાડ થકી સલ્યા પડી, તેને ત્યાં પણ હાથે
થંભી રાખીજો; શ્રીવલ્લભપર વાછલતા કીધી ઘણી, પોતે
પ્રસન થઇને વાણી ભાખીજો. કૃશ્નદાસ૦ ૨ માગ માગ
જે માગે તે આપુ તુને, માર્ગે દ્રઢ હોય સુખ રતા નવ
આવીજો; બે આપીને તીજાની તો ના કહી, ગુરૂ દ્વાર
તે વેદ વિરૂદ્ધ કાહાવીજો. કૃશ્નદાસ૦ ૩ વાસ ગફામાં પ્રભુ
પોતે પધારીયા, બાહાર ઠાડો રેહેજે એમ કહી બોલ્યાજો;
ત્રણ દીવસ લગી અહો રાત્ર ઠાડા રહ્યા, પોતે પ્રસન થ-
ઇને કહ્યું મન ખોલીજો. કૃશ્નદાસ૦ ૪ માગ કહ્યું ત્યારે
તેહનું તેહ માગીયું, તે માંહે બે આવી તેતો અપારજો; ગુરૂ
ઉધારની પોતે તો નાહી કરી, શ્રીવલભ સરવેશ્વર સઘળે
વ્યાપીજો. કૃશ્નદાસ૦ ૫ ગંગાસાગર પ્રભુ પોતે પધારીયા,
ધ્યાન મરમરાની ઇછા મન કીધીજો; પાર જઇને સીધ
કરાવી લાવીયા, પોતે પ્રસન થઇને આજ્ઞા દીધીજો. કૃ-
શ્નદાસ૦ ૬ પુછયું ત્યારે તેહનુ તેહ, માગીયું પોતે કહ્યું જે
જીવ શું માગી જાણેજી; ગુરૂ આગળ સમ ખાધા તે
સાચા ખરા, શ્રીવલભ પુરૂસોતમને વેદ વખાણેજો. કૃશ્ન-
દાસ૦ ૭ પ્રિય અપ્રિય તે પ્રભુજીને શું પુછીયું, ગોરસ
સનેહપર અતીશે પ્રભુજીને પ્યારજો; ધુંત્રા ધરોહ ક્લેસ
પ્રભુને ન ગમે, શ્રીવલભ મુખથી બોલ્યા નિરાધારજો.
કૃશ્નદાસમે ધન મન મોદકરે ધણું. ૮

# ધોળ ૨૦૨.

સંભર વાળા દાસ દામોદરને હરી, પત્ર પમાડી શ્રી વલભ સરણે લીધોજો; શેવા પધરાવી શ્રી દ્વારકાંનાથની, વળતી ભક્તિરસ ભાવ ધરીને પીધોજો. સંભર વાળા૦ ૧ જળ શેવા પણ પ્રભુજીની પોતે કરી, લોક લાજ કુળ કાન સસુરની મેહેલીજો; સજ્યા મંદીર માંહે સજ્યા સમારતાં, વિપરીત વાસના રચક મનમે ફેલીજો. સંભરવાળા૦ ૨ રાજભોગની થાળ ધરી ચોક થકી, પ્રભુજીએ લાત મારીને પાડી નાંખીજો; શેવા કહું કરતુક કહીને ખીજ્યા ઘણું, વળતી નાક ઘસીને દીનતા ભાખીજો. સંભરવાળા૦ ૩ ઉષ્ણ કાળમે ચોપારે સુતા જઈ, પ્રભુ ઉપર વાંછલતા કાંઈ નવ લાવ્યાજો; દાસી ઉપર દયા પરભુ પોતે કરી, મંદીર ખોળાવીને પંખો કરાવ્યોજો. સંભરવાળા૦ ૪ મંદીર સિદ્ધ કરાવી પ્રભુ પધરાવીઆ, રાજ વઈભવ પેરે શેવા સુખ માનીજો; અમરીખ રાજા સરખો એને જાણજો, એવું શ્રીવલભ મુખથી બોલ્યા વાણજો. સંભર વાળા૦ ૫ દાસ દામોદર હરસાણી ઘેર આવીયા, અન સુખડી લેવરાવી પુરણ પ્રિતેજો; સખડીની વિનતી તો પોતે નાકરી, શ્રીમાહાપ્રભુજીને રીસ ચડી તે રીતેજો. સંભર વાળા૦ ૬ ઘરમાં બેઠા એવું પોતે જાણીયું, શ્રીવલભ પાસ જઈ અપરાધ સમાવેજો; માટે સઉ શ્રીવલભ

પદ શેવા કરે, અનાશ્રયનો દોશ ઘણો બતલાવેજો. સંભર વાળા દાસ દામોદરને હરી. ૭

## ધોળ ૨૦૩.

પદમ નાભ તે દાસ વ્યાસ સુખઅતિ ઘણું, શ્રીવલભ સરણ રહીને બહુ સુખ લીધુંજો; અથવા વ્રતકરીને શેવ્યા શ્રી મથુરેસજી, વેપારીને ધન કરજ કહાડી દીધુંજો. પદમ નાભ તે દાસ. ૧ બેટી છોટી કુંવારી પોતાતણી, વૈશ્નવ જાણી પરન્યાતિમાં દીધીજો; ફેરી સગાઇ તુળસાં બોલી તે સમે, પોતે કેહે એમે કાંધી તેતો કીધાજો. પદમ નાભ તે દાસ૦ ૨ એવું સાંભળી તુળસા મન હરખી ઘણું, વૈશ્નવ ઉપર વાહાલ સરવેને એવોજો; પારવતી શેવાથી પ્રભુ રીઝયા ઘણું, સુત રૂઘનાથદાસ તે કહીએ તેવાજો. પદમ નાભ૦ ૩ એવા ધૈર્યવાન તે બીજા કો નહી, શ્રી વલભ શરણ થઇને ભક્તિ રસ પીધોજો; દરસન કરવા સારૂ એઠલમાં, છોલા સમરપી પ્રભુજી પ્રસન કીધાજો. પદમ નાભ તે દાશ સુખ અતિ ઘણું. ૪

## ધોળ ૨૦૪.

પુરૂષોતમ દાસ સદા સુખ અતિ ઘણું, શ્રી વલભ કૃપા કરીને સુખ દીધુંજો; પોતે સરણ થયા તે સહુ પરીવા રશું, શ્રી મદન મોહનજી શેવીને સુખ લીધુંજો. પુરૂષો.

તમદાસ૦ ૧ ઓછ્વ જન્મ તે પ્રગટ પ્રભુ પોતે કરે, નંદ જસોદા ગોપ ગોપી સહુ આવીજો; દઇવી જીવપર દયા પ્રભુ પોતે કરી, પ્રગટ કલ્પની લીલા સહુ દરશાવીજો. પુરૂષોતમ દાસ૦ ૨ ઓછ્વ જોવા સારૂ શ્રી માહાદેવજી, આવી પોતે પ્રસાદ માગી લીધોજો; ઘર ચોકી સારૂ આગ્ના પોતે કરી, કાળભઇરવને હુકમ પોતે કીધોજો.પુરૂ-ષોતમદાસ૦ ૩ પુત્રી પુન્ય પવીત્ર એક પોતાતણી, નામ તે બાઈ રૂક્ષમણી કહીએ તેહનુંજો; કારતગ સ્નાન કરી હરી શેવ્યા હેતશું, એવું મોટું ભાગ્ય તે કહીએ તેહનુંજો. પુરૂષોતમદાસ૦ ૪ નામ દેવાની આગ્ના પ્રભુ પોતે કરી, દઈવી જીવ જન જે કોઇ આવે તેહનેજો; વળતી શ્રી વલ્લભ પોતે પધારીઆ, એવી કૃપા કરી તેહવી નહીને જો. પુરૂષોતમદાસ૦ ૫ યત્રાવ લંમન ગ્રંથ પ્રગટ પ્રભુએ કરી, માયા વાદી તતક્ષણ જીતી લીધાજો; બાહોર મુખ સાથે સંભાષણ નવ કર્યં, પુરણ બ્રહ્મ શ્રીકૃષ્ણ પ્રસિદ્ધ તે કીધા જો. પુરૂષોતમદાસ૦ ૭ ગોપાળદાસ ગુણ ગાવું ઉલાસમે, પુત્ર શેઠના એવા તે વળિ કહીએજો; માટે શ્રી વલ્લભ ચરણ સદા શેવો સહુ, વઇશ્નવજન તે સદા તરૂણેછે લહીએજો. પુરૂષોતમદાસ સદા સુખ અતી ઘણું. ૮

## ધોળ ૨૦૫.

ગદાધરદાસકપીલકડા માંહે ખરા,ક્ષત્રી કોસડના પરોહિત

તે જાણજો;શ્રીવલ્લભ સરણ થઈને સુખ પામ્યા પાહ્યું,આ-
વ્યા વૃત રહીને રાખ્યા રસ માનજો. ગદાધરદાસ૦૧ જે
આવે તે સરવ સમરપે નાથેન, ઘરમાં વાસી તે કાંઇએ
નવ રાખેજો; ગુણ ગાએ તે શ્રી ગોવરધનનાથના, કરી
કીરતનને પોતે મુખથી ભાખેજો. ગદાધરદાસ૦ ૨ કોઈ
સમે વળિ વળતી કાંઈ આવે નહી, સરવ ભોગ જળ
લોહી સમરપણ કીધીજો; મધરાત્રે જજમાને આપીઉ,
લાવી જલેબીયો તે ધરાવી દીધીજો. ગદાધરદાસ૦ ૩
પ્રસાદ લેતાં વઇશ્નવ બહુ પ્રસન થયા, એ સ્વાદ તે અમે
નથી કાંઈ ચાખ્યોજો; જેવી લાવ્યા તેવી કૃત પોતે કહી,
સત્ય વચન તે મુખથી પોતે ભાખેજો. ગદાધરદાસ૦ ૪
માધવદાસ વીસઇભાઈ લાવીયા, આરોગ્યા તે પ્રભુજી પુ
રણ પ્રિતજો; મુખથી આસીરવાદ પ્રસન થઈને કહયું, હરી
ભકતી દ્રઢ થઈ રંગની રીતજો. ગદાધરદાસ૦ ૫ એવો
જસ ભગવદીના પ્રભુ પોતેકર્યા, શ્રીવલ્લભ પ્રભુ કૃપાથકી
સહુ જાણોજો, માટે સહુ શ્રીવલ્લભ પદ સેવા કરો, વઈ-
શ્નવ ઉપર વાહાલ ઘણું તે આણોજો. ગદાધરદાસ કૃ-
પીલ કડા માંહે ખરા. ૬

## ધોળ ૨૦૬.

શ્રાવણ સુદી એકાદશીનું લખ્યુંછે—ધન્ય ધન્યરે આ-
જીનો દીન; શ્રાવણ સુદી એકાદશીજી, ધન્ય ધન્ય આ-

જુની રેન, ધન્ય આજુની માહાણીસીજી. ૧ ધન્ય ધન્ય શ્રીમુખ કેરા વાયક, બ્રહ્મ સંબંધ કરાવીયાજી; સોપ્યા શ્રી પુરૂષોતમ હાથ, મનડાની આશા પુરણ થઈજી. ૨ જુવો જુવોરે જીવ્યાના ભાગ્ય, વિના સાધન સુખ પામીયાજી; માહા શ્રીવલભ શરણ પ્રતાપ, સેહેજે સકળ દુઃખ વામીઆંજી. ૩ વિના સાધન જપ તપને નેમ, સકળ જીવ ઉધારીઆજી; માહા હીન પતીત ચંડાળ, અસ્ત્રી સઉદ્રાદિક તારીઆજી. ૪ માહા કઠણ કાળ કળી માંહ્ય, અતી કરૂણાએ પ્રગટીઆજી; કીધી સરણાંગતની સાહાય, તાપ રૂદેમાં મીટાવીઆજી. ૫ ચરણજીવો શ્રી લક્ષમણ નંદ, સદા ભકત સીર બીરાજતાજી; નિત્ય વ્રજમાં અખંડ બીહાર, સદા વ્રજ શેવક સીર ગાજતાજી. ૬ ધન્ય ધન્યરે આજુનો દીન, શ્રાવણ સુદી એકાદશીજી.

## ધોળ ૨૦૭.

વઈશાખ શુદી એકાદશીનું લખ્યુછે.

વઈસાખ સુદી એકાદશી, પ્રગટ્યા શ્રી વલભરાય; સશીનર મુનીજન હરખીઆ, હરખીઓ વ્રજ સહુ સાથ. ૧ દેવનાં દુંદભી વાગીયાં, ગાજીઆં ભેર મ્રદંગ; અવછરા નૃત્ય કરે ઘણું, ગ્યાન તે ગાંધ્રવ સંગ. ૨ નિજ સ્વરૂપ પધારીઆ, ચંપા તે રણમોઝાર; સીંહાસન પધરાવીઆ, કીધો અનમંડળાકાર. ૩ તાત નિરખી વિસ્મે થયા, મંડળ મધ્યે સ્વરૂપ; મુખ પર રવી સશી વારણે, શોભા અતી-

સે અનુપ. ૪ શ્રીલક્ષ્મણ ભટજી વીમાંસીને, ઓળખ્યા પુનમચંદ; પુત્ર ભાવ હુલરાવીયા, આછંગે ગોવીંન્દ. ૫ વરજની માંહી ગુપ્તછે, પ્રગટ્યા બીજી વાર; લોક પ્રસીદ્ધ જણાવીએ, માત ગર્ભવાસ. ૬ મંડળ દરશન માત્રથી, ઓધાર્યા જીવ અનેક; શ્રીવલ્લભ નામ ધરાવીને, રાખ્યો તે સરવેનો ટેક. ૭ પાર ના પામું લીલાતણો, રસનાએ ક્યમ કેહેવાય; હરિદાસ શોભા નિરખિને, પ્રેમ મુદિત ગુણ ગાય. ૮ વઈશાખ સુદી એકાદશી, પ્રગટ્યા શ્રી વલ્લભરાય.

## ધોળ ૨૦૮.

શ્રી વિઠ્ઠલનાથજીના લાલ છો અતિ લટકાળા, વૈશ્નવના પ્રાણ આધાર સહુને છો વાહાલા. ૧ શ્રીગોવીંધરાયજીના પુત્ર, સહુકો એમ કેહેછે; વાહાલે દીધાં અઢળક દાન, મનવાંછીત દેછે. ૨ શ્રી ગોપેશ્વરજીના ભ્રાત, રૂપે રૂડાછે; નીરખે નહી જે નરનાર, તે નર કુડાછે. ૩ એવાં પ્રફુલ્લીત વદન વિસાળ, શું કહુ શોભાને; જાણે ઉદીઓ પુનમ ચંદ થયું મન લોભાને. ૪ એમનું શુંદીરભાળ વિસાળ, તિલક શોભેછે; નિરખીને લાજ્યો મોરાર; ચિતડાં લોભે છે. ૫ શ્રીકંઠે માળ કુસમતણી, અતિ રાજે છે; નિરખંતાં વઈશ્નવ જનને, મોહ ઉપજાવેછે. ૬ ચંચળતા ચાલ ચાલ, ભારે દીસેછે; જાણે મદગજ કમળ સમાન, મન જોઈ હીસેછે. ૭ છબિ પર જઉ બલીહાર,

હું તમને વારૂ; પ્રગટ્યા શ્રી વિઠ્ઠલનાથ, શેવક જનના સારૂ. ૮ મન હરખ ઘણેરો થાયછે, ગુણ ગાવાને; મહારા તનના તાપ સમાવ, ભવ દુઃખ જાવાને. ૯ છેલછબિલા લાલછે, અતિ સારોરે; હીંડેછે લટકા કરતા કામ; કામણગારોરે. ૧૦ શ્રી સહાડનગરમાં વાસ, સહુકો જાણેછે; જસ થયો જગત વિક્ષાત, દાસ વખાણે છે. ૧૧ શું કહે વ્રજભુખણ, ગુણ તમારારે; અવગુણ ન જોશો નાથ, ધણી અમારારે. ૧૨ શ્રીવિઠ્ઠલ નાથજીના લાલછો અતિલટકાળા.

## ધોળ ૨૦૯.

અથશ્રી કકાનો ભાવ લખ્યો છે ।। શ્રીકૃશ્નાયમનમઃ।।

કકા ક્રિયા કરજો શ્રીવલભ, તો તેહેને કાંઈ નહી દુર્લભ. કૃશ્ન દ્રષ્ટિએ કરીને જુવે, તો તેહનાં દુઃખ દાળિદ્ર ખુવે. ૨ ત્યાંહાં તેહેને થાય શુર્લભ, કકા ક્રિયા કરે શ્રીવલભ. ૩ ખખા ખરીજો દ્રષ્ટિ કરે, પુષ્ટિ ભક્તિ માંહે પરવરે. ૪ બ્રહ્મ સંબંધ તે કરજો રીતે, શેવા સ્મરણ કરજો પ્રીત્યે. ૫ પ્રભુપદ કમળ રૂદેમાં ધરી, ખખા ખરિ દ્રષ્ટિ કરી. ૬ ગગા ગુરૂ ગોવીંદ ગુણ ગાય, શ્રીવલભ શ્રીવિઠ્ઠલરાય. ૭ એવું નારાયણ કમળ નિત્ય ભજો, અન્ય દેવ ઉપાસના તજો. ૮ પ્રભુ મળવાનો કરો ઉપાય, ગગાગુરૂ ગોવીંદ ગુણ ગાય. ૯ ઘઘા ઘણું ઘનસ્યામ સંભાર, લૌકીકમાંથી ચિત નિવાર. ૧૦ વિશયા શક્તિથી દુરજરેહે, ત્યાંહાં ઘટ મેઘ નિર્ગમ લહે. ૧૧ એવું મનમાં કરી નિ-

ધાર, ધધા ધણું ધનસ્યામ સંભાર. ૧૨ નના નેહ નંદલાલ શું થાય, તે માટે એ કરવો ઉપાય. ૧૩ એની લીલામાં મનજો ભમે, તેતો એને અતિશે ગમે. ૧૪ પ્રેમ ધરીને નિસદીન ગાય, નના નેહ નંદલાલશું થાય. ૧૫ ચચા ચિત ચતુરાઇથી આણુ, શ્રી ગોવર્ધન નાથ વખાણુ. ૧૬ ચિત તણી ચંચળતા તજો, પુરણ પુરૂસોતમને ભજો. ૧૭ એછે અમૃત સિંધુની ખાણુ, ચચા ચિત ચતુરાઈ આણુ. ૧૮ છછા છબી છબીલાની જોઇ, આ સમાન ત્રીભોવનમાં કોઈ. ૧૯ નણું નિર્ખી અતી સુખ લીજો, પ્રેમ શુધારસ નિસદીન પીજો. ૨૦ તો સર્વે સુખ સેજે હોઈ, છછા છબી છબીલાની જોઈ. ૨૧ જજા જગતમેં જસ વાધે, જો આ-વા પ્રભુને આરાધે. ૨૨ જો મુખથી શ્રીકૃશ્ન શ્રીકૃશ્ન કહે, તો વ્રજ વંદ્રાવનનું સુખ લહે. ૨૩ મન કૃમ વચન કરીને સાધે. જજા જગતમેં જસ વાધે. ૨૪ ઝઝા ઝાઝુ શું વળી કહીએ, સુખ દુખ દુર વચન સમ સહીએ. ૨૫ કામ ક્રોધ મદ મોહને ટાળી, ચર્ણ કમળ ચિત દીજા વાળી, ૨૬ તે સુખ સરવે સેહેજમાં લઇએ, ઝઝા ઝાઝુ શું વળી કહીએ. ૨૭ ટટા ટગમગ ઠગમગ જોશો, પ્રભુને ભજ્યા વિના જન્મજ ખોશો. ૨૮ ઉત્તમ દેહ જો મનુષ્ય ધરી, એ અવસર નહી આવે ફરી. ૨૯ નહી ચેતો તો આગળ રોશો, ટટા ટગમગ ટગમગ જોશો. ૩૦ ઠઠા ઠગતો કાળ ઠગાય, હવે કંઈ એક મનમાં ભય ખાય. ૩૧

કપટ ક્રોધ નીંદા પરહરી, પોત પોતાનું સાધન કરી. ૩૨
નિર્મળ ચિત્તે હરી ગુણ ગાય, ઠઠા ઠગતો કાળ ઠગાય. ૩૩
ડડા ડાપણુ એવું કરી, શ્રી વલ્લભ વિઠ્ઠલ ચિત ધરી. ૩૪
ભલુ ચેતો જો પોતા તણું, પ્રભુથી ચિત રખે ટાળો ક્ષણું.
૩૫ તો ભવસાગર સેજ તરી, ડડા ડાપણુ એવું કરી. ૩૬
ઢઢા ઢીઠ ઢીઢાઈ ના કીજે, શેત્રા કદા કીરતન મન
દીજે. ૩૭ ભવસાગર ઉતરવો ખોટો, તે તરવાનો માર્ગ
મોટો. ૩૮ રસના ગુણ ગાઈ રસ પીજે, ઢઢા ઢીઠ ઢીઢાઈ
ન કીજે. ૩૯ ણેણા નઇણાં સફળજ કરી, માધુરી મુરત
મનમાં ધરી. ૪૦ નખ સિખ રાખો એહુનું રૂપ, સુંદીર
શ્રી વંદ્રાવન ભુપ. ૪૧ હવે રખે વિસારી હરી, ણેણા ન-
ઇણા સફળજ કરી. ૪૨ તત્તા તનની તપતજ ટળે, જો
ગીરી ગોવરધનધર મળે. ૪૩ જો પોતાનો જન્મ સધારો,
તો એ સાથે પ્રિત્ય વધારો. ૪૪ પોતે પોતાપણું સંભાળે,
તત્તા તનના તાપજ ટળે. ૪૫ થથા થડ ગ્રહી થાક નિ-
વારો, મનુષ્યા જન્મ તરવાનો આરો. ૪૬ ભવસાગર
ઉતરવો પાર, નામ રૂપીછે નાવજ સાર. ૪૭ શ્રી ગુરૂ
શ્રીવલ્લભ વિઠ્ઠલ ધારી, થથા થડ ગ્રહી થાક નિવારી. ૪૮
દદા દયા કરી દેશે દાન, એ આગળ જો ધરશે કાન. ૪૯
વંશ વંશાદીક કરશે ઓધાર, ભવસાગર ઉતરવો પાર. ૫૦
દ્વિજ જનને અતીશે માન, દદા દયા કરી દેશે દાન. ૫૧
ધધા ધન્ય દીવસ છે આજ, મંદીર પધાર્યા શ્રી મહા-

રાજ. ૫૨ નિર્ખી નિર્ખી સુખ અતી ઘણું થાય, તે સુખ કથા ક્યાંહાં લગી કેહેવાય. ૫૩ એ ચિત ધેરે સેરે સરવે કાજ, ધંન્ય ધન્ય દીવશ છે આજ. ૫૪ નના નિશદીન જો જંપે, એવું ફળ નહી કોહી જન્મ તપે. ૫૫ તપ કરીને કાં કશ્ટે કાય, કૃશ્ન નામ ભજે સર્વ ફળ થાય. ૫૬ આખર એ બહુ આવે ખપે, નના નિશદિન નામ જો જંપે. ૫૭ પપા પ્રિતમ પ્રાણ આધાર, જુગમેં જીવણ નંદકુમાર. ૫૮ માત જશોદાજીનું જીવન, ચોરી લીધું વ્રજ જનનું મન. ૫૯ વ્રજમેં નિશદિન કરે વિહાર, પપા પ્રિતમ પ્રાણ આધાર. ૬૦ ફફા ફગતુ ના મેલીશ ચિત, રખે વિસારી મોહન મીત. ૬૧ એ વિશારે સુખ નવ લેહે, તેતો વેદ પુરાણ કેહે. ૬૨ વળી વળી શું કહીએ નિત્ય, ફફા ફગતુ ના મેલીશ ચિત. ૬૩ બબા બહુ બળનું નહી કામ, શર્ણ પણે વશ થાએ શ્યામ. ૬૪ શ્રીવલભ વરનો માર્ગ ગ્રહો, મનવાંચ્છીત ફળ સર્વે લહો. ૬૫ ચર્ણકમળ કરીઆરામ, બબા બહુ બળનું નહી કામ. ૬૬ ભભા ભગવદી સંગત ભલી, શ્રીવિઠલ ગુણ ગાએ મળી. ૬૭ એવું ચિંતન નિશદિન કરો, બીજી વાત ના મનમાં ધરો. ૬૮ મોટો ગુણ નિર્ખ્યો છે કળી, ભભા ભગવદી સંગત મળી. ૬૯ મમા મુક્તિ થકીછે મોટું, ભક્તિ વિના બીજુ સાધન ખોટું. ૭૦ શ્રીવલભ વરશું ગમનજ કરી, પોતાના જનને ચિત ધરી. ૭૧ તે કારણ પદરજ લોટું, મમા મુક્તિથકી

છે મોટું. ૭૨ જજા જાવકરંગ જયમ દંત, તેમાં રંગ રાખે શ્રી રાધા કંથ. ૭૩ જેમ રંગ ઉપર મજીઠ ચોળ, તે મીરો રંગમાં ચીત ચોળ. ૭૪ પ્રભુ રસમાં રહ્યું રસવંત, જજા જાવક રંગ જયમ દંત ૭૫ રેરા રશીક રશીલાનાથ, શ્રી બ્રખુભાન દુલારી સાથ. ૭૬ એ નિત્યે રસમાં રસબસ નિર્ખું, રૂદે કમળમાં રાખી હર્ખું. ૭૭ એવું રત્ન આવ્યુંછે હાથ, રેરા રશીક રશીલા નાથ. ૭૮ લલા લાડણુ લાલન સંગ, છબી અવલોકી વાધો ઉછંગ. ૭૯ લલીતાજી મન લીલા ધેરે, સકળ મનોરથ પુરણ કરે.૮૦ તૃપ્ત રેલ કરે શીતળ અંગ, લલા લાડણુ લાલન સંગ. ૮૧ વવા વશ થાજે વ્રજચંદ, ત્યારે ટળે સકળ દુખ દંદ. ૮૨ દુઃખ ઘણુંછે આ સંસાર, પ્રભુવિના કોઈ ના કરે વાહાર. ૮૩ મનથી મુકી દેજે સર્વે ફંદ, વવા વશ થાજે વ્રજચંદ. ૮૪ શશા શ્યામ સુંદીર સુખકારી, નિર્ખી નિર્ખી છબીપર બલીહારી. ૮૫ નિર્ખતાં તપત ટળે તનતણી, મનમાં થાય શીતળતા ઘણી.૮૬ તનમન દીજે સર્વે વાળી, શશા શ્યામ શુંદીર સુખકારી. ૮૭ ષષા સાચુ સગપણુ એહ, જન્મ જન્મ તે એ શું સ્નેહ. ૮૮ ભમી ભમીને હારી ઠામ, ચરણુ કમળ થાયે વિશ્રામ. ૮૯ ફરી ફરીને કહુંછું તેહ, ષષા સાચુ સગપણુ એહ. ૯૦ સસા સુખમાં સુતો રેહ, ને પ્રભુ ભજ્યાનું મરમ ના લેહ. ૯૧ માહારૂ તાહારૂ કરતો ફરે, ઉદર ભર્યાનું સાધન કરે. ૯૨ તેતો

જન્મ વૃથા સહુ કેહે, સસા સુખમાં સુતો રહે. ૯૩ હેહા હેત હરી સાથે સાચુ, એ રંગે હું અતીશે રાચુ. ૯૪ દીન જાણી પ્રભુ કીજે સાર, મારે તો એઉનો આધાર. ૯૫ દ્રઢ આશરા વિના સરવે કાચુ, હેહા હેત હરી સાથે સાચુ. ૯૬ લજ્ઞા લક્ષણ સુત કરી દયા, તેજ થકી સંપુરણ થયા. ૯૭ દીન દયાળ કરૂણા નીધી સાગર, મનવાંછીત ફળ પુરણ આગળ. ૯૮ બહો જાતકર રાખો બઈયાં, લજ્ઞા લક્ષણ સુત કર દયા. ૯૯ ક્ષણું ક્ષણું એ ચીતમાં ધરી, બીજી વાત સરવે પરહરી. ૧૦૦ શ્રીમથુરેશ મનોરથ પુરે, દુઃખ દાળીદ્ર સકળને ચુરે. ૧૦૧ ધ્યાન નીરંતર એ-ઉનો કરી, ક્ષણું ક્ષણું એ ચિતમાં ધરી. ૧૦૨ ગ્ન ગ્નાન પણું નવ જાણ, રસના શ્રી વલ્લભ નામ વખાણ. ૧૦૩ હરીદાસ પરીપુરણ કામ, શેવા નીરખી પોહોતી હામ. ૧૦૪ શ્રીમદન મોહન છબી તે ઉર આણ, ગ્ન ગ્નાનપણું નવ જાણ. ૧૦૫ ઈતીશ્રી કકાનો ભાવ સપૂર્ણ.

## ધોળ ૨૧૦.

મેહતો તમો મેહતો તમો જાણીઆ એ, શ્રી ગોકુળ કેરા રાય શ્રી ભાગવતમાં સાંભળીઆ એ, વ્રજમાંથી અળગા ન થાય. ૧ શ્રી વંદ્રાવનમાં કર્યોરે વિહાર, શ્રીરાધાજી તણોરે આધાર; ગઉ ચારણમાં હુઆરે ગોવાળ, ગોપી તણા અંગીકાર. ૨ ઇંદ્ર તણું મરડયુંરે માન, શ્રી

ગોવરધન વ્રજપાળ; દ્વિજ કુળમાં વાહાલો પ્રગટીઆ એ, શ્રી વિઠ્ઠલ ગ્રહે અવતાર. ૩ વઈશ્નવ વલભી એજા ણીઆ એ, શ્રી પુરસોતમ નીરધાર; જીવ જાતા તમો રાખીઆ એ, અબળા તણા આધાર. ૪ માધવદાસ સોભાગીઆ એ, અખંડ એવાતણુ નીરધાર; આપો વ્રજમાં વાસો એ, કેહેતાં ન આવે પાર. ૫ મેહેતો તમો મેહેતો તમો જાણીઆ એ.

## ધોળ ૨૧૧.

સજની ચાલો ઉછવ આજજી, જન્મ દીવસ શ્રીવલભ રાજજી. ૧ તોરણ ધજા પતાકા દ્વારજી, ધ્વળ મંગળ ગાએ સારજી. ૨ ઘેર ઘેર તોરણ બંધાયજી, મોતીડે ચોક પુરાયજી. ૩ કુમકુમ હાથા તે દેવરાવીઆજી, કેસર સ્નાન પ્રભુજીને થાયજી. ૪ વાજીંત્ર વાગે અવ નવી ભાત્યજી, મળીઆો તે સજજન કુટુંબ ગાત્યજી. ૫ ભાંડ મચી ઘર આંગણા માંહેજી, નીજ જન નાચે આનંદ શું ગાયેજી. ૬ કેસરે નાહે શ્રીલક્ષમણ નંદજી, જાણે પુનમ પુર્ણ ચંદજી. ૭ વૈશ્નવજન આભ્રણ કરાવેજી, ચર્ણોદક લઈને તાપ સમાવેજી. ૮ કોમળ વસ્ત્ર ઓઢયાંછે અંગજી, ધોતી ઉપર્ણા તે કેસરી રંગજી. ૯ તીલક મુદ્રાદીક શોભીત ભાળજી, કંઠે ઉપવીત ને તુળસીની માળજી. ૧૦ તેહ સમે જે ભાગ્યવાન હોયજી, આરતી તે કરતાં શ્રીમુખ જોયજી. ૧૧ મારકંડ્ય ભાગ્ય વિચારે મનજી, અમને શ્રી વલભ

કરે પુજનજી. ૧૨ પુજન્યે આપે તે બહુ વીધી દાનજી, ભુદેવ જાચક ગન સનમાનજી. ૧૩ દેવતા તે કરે કુસ્મની વ્રષ્ટિજી, જુગ જુગ જીવો શ્રીવલભ વિસજી. ૧૪ ચોકી તે મંડળી મધે બીરાજેજી, એ વર વલભ માથે છાજેજી. ૧૫ સજની ચાલો ઉછવ આજજી.

## ધોળ ૨૧૨.

રાગ સારંગ.

જયાકુ બેદ રટત, બ્રહ્મા રટત શેશ રટત; નારદશુકવ્યાસ રટત, પાવત નહિ પાર. જયાકુ૦ ૧ ઈજન પ્રહલાદરટત, કુંતાજી કે કુંવર રટત; દ્રઉપદ સુતા નારય રટત, અનાથ ન કે નાથ. જયાકુ૦ ૨ ગુણકા ગજ વિપ્ર રટત, ગઉત માકી ગ્રહણી રટત; રીજ રવની રટત, સુત રાખત કુલ-રાવે. જયાકુ૦ ૩ નંદ દાસ સોહી વિલાસ, શ્રી ગિરીવર ધારી રશીક લાલ; જયાસોમતિકો પુત્ર પ્યારો, રાધાકો ઉર હાર. જયાકુ બેદ રટત. ૪

## ધોળ ૨૧૩.

રાગ કાનડો.

ઉત્તમ કુળ અવતાર કહ્યાજો, શ્રીવલભ રાજ કુમાર ન જાણે; ચરચા ન કિનિ બર બલભદ્રી, રચ્યો પાખંડ કીનો બહુ બાન્યો. ૧ રસીક કથા શ્રવણે ન સુની વિ-

વ્યામાં જો રહ્યો લપટાનો; મીટયો ન સોચ ઉર અંતર-કો, સમજ સમજ સનમાં પરટાનો. ૨ ગીરીવર ધરનવ્રજ વંદ્રાવન, કબહુ નયન નિરખી સરાન્યો; કૃશ્નદાસ પ્રભુકો ગુન મહિમા, ગરગ મુનિ નહી જાત બખાન્યો. ૩ ઉતમ કુળ અવતાર કહ્યાજો.

## ધોળ ૨૧૪.

ચાલો સઈયરો સુંદીર વરને જોઈએ, સોહીએ કરોસણગાર. ટેક. શ્રીઅકાંજીના કુંવર કોડામણા, સોહામણા સુંદિર નાથરે; આપડા કાજરે પ્રભુજીએ કર્યા, મનડુંમોહ્યું રે વ્રજ સાથરે. ૧ આપડે ઘેરેર સરવે એમ કરો, ભરો ભરોભેટ અમુલ્યરે; કળસ ઉપર સ્વન ઘણી, ત્રિભોવન સમતુલ્યરે. ૨ શ્રીવલભજીને ઘેર વધામણાં, રળિઆમણા રંગભેર ગાયરે; પાલણે પોઢાડે પ્રભુજી રમે, એ સુખ કહ્યાં નવ જાયરે. ૩ સઘળો પરિવારેરે આપડા શ્રી નાથજીને, બલીહારી માધવદાસરે; કરજોડીને કરૂ વિનતિ, મને વ્રજમાં આપો વાસરે. ૪

## ધોળ ૨૧૫.

પર્મ કૃપાળ શ્રી વલભનંદન, કરત કૃપા નિજ હાથે ને માથે; જે જન સર્ણે આએ અનુસરહી, ગ્રહી સુવત શ્રી ગોવર્ધનનાથ. ૧ પરમ ઉદાર ચતુર ચંતામણી, રાખતભવ દારાની સાથ; ભજે કૃશ્નદાસ કાજ સબસરહી, જો જાણે

શ્રી વિઠ્ઠલનાથ. ૨ પર્મ કૃપાળ શ્રીવલભ નંદન.

## ધોળ ૨૧૬.

॥ રાગ ધંનાશ્રી ॥ વધાઇ ॥

મોહો જુગ બેદ બચન પ્રતિપાલો, ધમ ગ્લ નાભહી જબ તબહી તબ તબ તમ બપુ ધરી.૧ સત્યુગ શેવત વ. રાહ રૂપ ધરી, હર્ણાકુસ ઉર મારયો; ત્રેતા રામરૂપ દસરથ ગ્રેહ, રાવણ કુળ સંહાયો. ૨ દ્વાપર બરજ બુડતત રાખ્યો, સુરપતી પાર ના પાયો; કંસાદિક દાનવ સબમારી, બ- સુધા ભાર ઉતારયો. ૩ કળયુગ શ્રીવલભ ગ્રેહ પ્રગટ્યો; માયાવાદ નિવાર્યો; માણકચંદ શ્રીવિઠ્ઠલ પુરૂષોતમ, જ- ગના પુરૂષ નિહાર્યો. ૪ મોહોયુગ બેદ વચન પ્રતિપાલો.

## ધોળ ૨૧૭.

શ્રીવલભ વિઠ્ઠલ હરી ન જાણ્યા, તેણે સર્વશ ખોયું- રે; શું લાવ્યા શુંલેઇને જાશો, વારંવાર વહવાયારે. ૧પુષ્ટિ માર્ગમાં જે જન આવ્યા, વિસ્વાસે ન વળગ્યારે, સાધન સર્વ છુટી જાશે, હરીથી રહેશે અળગારે. ૨ શેવા ફળશે વા કરીએ, રૂતુ પ્રમાણે મેવારે; સંપત પ્રમાણે સમરપિ લેજો, તેહનું નામ તે શેવારે. ૩ શેવા કરશે ને પાખંડ ધ- રશે, તે પથ્થર કયમ તરશેરે; ભાવ વિના જે ભક્તિ કર- શે, તે અથડાતા મરશેરે. ૪ મીઠુ બોલે ને આચર્ણખોટાં, તેને તે ખળ કહીએરે. ૫ શ્રીવલભ વિઠ્ઠલહરી ન જા૦

## ધોળ ૨૧૮.

તમારૂ જોવા સરખુ રૂપ, શ્રીગોવર્ધન નાથજીરે; રૂપે મોહ્યા મોહોટા ભુપ શ્રીગોવર્ધન નાથજીરે. ૧ વાહાલા માહારા નવાનગરના વાશી, શ્રીગોવર્ધન નાથજીરે;બીજુ નગર વસાવ્યું કાસી, શ્રીગોવર્ધન નાથજીરે. ૨ સાથમદન મોહનજી બીરાજે, શ્રીગોવર્ધન નાથજીરે; શેવા શ્રી ગીરધરલાલજીની છાજે, શ્રીગોવર્ધન નાથજીરે. ૩સાથેબહુ બેટીયોનો સાથ, શ્રીગોવર્ધન નાથજીરે; સામગ્રી કરતાં સારી રાત, શ્રીગોવર્ધન નાથજીરે. ૪ ભોગ ધરાવે દીનાનાથ, શ્રીગોવર્ધન નાથજીરે; બીડલાં આપે જમણે હાથ, શ્રીગોવર્ધન નાથજીરે. ૫ એમ કરી કેહેછે વલભદાસ,શ્રી ગોવર્ધન નાથજીરે; એ સુખ ના આવે માહારી પાસ, શ્રીગોવર્ધન નાથજીરે. ૬ જાય બલીહારી માધવદાસ, શ્રી ગોવર્ધન નાથજીરે; અમને વ્રજમાં તે આપો વાસ શ્રી ગોવર્ધન નાથજીરે. ૭ તમારૂ જોવા સરખું રૂપ.

## ધોળ ૨૧૯.

ચાલો સખી આજ વંદ્રાવનમાં જઇયે, જોઇજોઇ સોમણુ સુખીયાં થઇએ. ૧ વાહાલાજી તો બેઠા છે કુલવાડી, જોતાં માહારી આંખલડી થાય ટાહાડી. ૨ કુલના તકીઆને કુલની ગાદી, કુલના બારસાતને બાહારિ. ૩

ફુલનાં છજાં મેડીને અટારી, ફુલની ફરતી મેહેલો જારી. ૪ ફુલની વહુજીને પેરણુ સાડી, દરશન કરીએ દહાડી દહાડી. ૫ ફુલ્યાં ફુલ્યાં ફુલડીઆં બહુ બેહેકે, થોડે થોડે પવન પદાર્થ લેહેકે. ૬ વનમાં મોર કોકીલા બોલ, ના આવે કોઈ વલભ કુળને તોલે. ૭ હાંરે વહાલો છગન મગનીઓ ખેલે, હાંરે વહાલો બાળ લીલા રસ રેલે. ૮ હાંરે વાહાલો પાઘ છોગારી ને તોરા; હાંરે છોટાલાલજી તે ઠાકોર મોરા. ૯ હાંરે વાહાલે નામ સમર્પણ આપ્યાં; હાંરે વાહાલે પોતાનાં કરી સ્થાપ્યાં. ૧૦ હાંરે હુંતો વલભકુળની દાશી, હાંરે અમને કૃપા કરો વ્રજવાશી.૧૧હાંરે મને વ્રજમાં તે આપો વાસ, હાંરે બલીહારી જાય માધવદાસ. ૧૨ ચાલો સખી આજ વંદ્રાવનમાં જઈએ.

## ધોળ ૨૨૦.

શ્રીપુરૂષોતમજી પ્રગટ હુવા તે, જોતાં લાગે વાહાલા; નખ શીખ સુંદીર રૂપ અનોપમ, શ્રી ગોકુળનાથજીના લાલા. ૧ શ્રીપારવતી માજી ગોદ ખેલાવે, ચુંબન લેઇ હુલરાવે; મુખડાં પુનમ ચંદસી જોતાં, નિર્ખિ નેન સરાવે. ૨ આંખલડી અણીઆળી સોહે, ઘુઘરવાળા કેશ; દ્વિજ વર રૂપ ભુજ અનોપમ, ચાલે છે લધુ વેશ. ૩ ચંપક વર્ણી નાશા સોહીએ, ગાલ ગલીઆ ઝીણા; દાદાદાદા કહીને બોલે, કોમળ મધુરાં વેણ. ૪ શ્રીવ્રજભુખણજીની બલ ખેલે, જોતાં લાગે વાહાલા; બાળ લીલામાં પારણે

ઝુલે, દાસ મનોહર ગાય. ૫ શ્રીપુરૂષોતમજી પ્રગટ હુવાં તે, જોતાં લાગે વાહાલા.

## ધોળ ૨૨૧.

શ્રીવંદ્રા તે વનની વાટેરે, ગીરધારી લાલ; મચકો કીધો તે શા માટેરે, ગીરધારી લાલ. ૧ બાંધી નેણુાની પ્રીતેરે, ગીર૦ સામળીઓ જાણે રીતેરે. ગીર૦ ૨ કદમ કેરી છાંયેરે, ગીર૦ વલભવરની બાંહ્યેરે. ગીર૦ ૩ રંગભેર રમતા શ્રીજગદીશરે, ગીર૦ પાઘ કસુંબી સીશરે ગીર૦ ૪ કાનમાં કુંડળ ઝળકેરે, ગીર૦ગળે ગુંજાના હાર લળકેરે. ગીર૦ ૫ બાંહે બાજુબંધ પોંચીરે, ગીર૦ રત્ન જડાવની ચોકીરે, ગીર૦ ૬ શ્રીવંદ્રાવનની કુંજમાંરે, ગીર૦ ઉભલા વાંસલડી ધરી ભુજમાં રે. ગીર૦ ૭ શ્રી જુમનાજીની તીરેરે, ગીર૦ ઉભલા હળધર વીરેરે. ગીર૦ ૮ વ્રજ બધું જોવા જાયેરે, ગીર૦ વૈશ્નવજન સુખીઆં થાયેરે. ગીર૦ ૯ બલીહારિ જાય માધવદાસેરે. ગીર૦ શ્રીવંદ્રા તે વનની વાટેરે, ગીરધારીલાલ. ૧૦

## ધોળ ૨૨૨.

### રાગ ગરબી. ૧

રસીઓ રસ ભર્યોરે, વાહાલો શ્રીવિઠ્ઠલ વરણાગીઓરે; વ્રજ વીનતાએ વર્યોરે, એમની છબી ઉપર લેહે લાગીરે. ૧ નાગર નંદતણોરે, નટવર નાચેને ગાય ગીતરે;

વાહાલો લાગે ઘણોરે, પ્યારો પ્રેમ ઉપજાવે છે પ્રિતરે. ૨ સુંદીર શામળારે, હરી માહારા હઈડા કેરા હારરે; પ્રિતમ પાતળારે, માહારા પ્રાણજીવન આધારરે. ૩ લાગે હરી મીઠડારે, રસીઓ રાસ રમણનો ભોગીરે; વલભ પ્રભુ દીઠડારે, તેવી સદા રહીએ સંજોગીરે. ૪ રસીઓ રસ ભરયોરે, વાહાલો શ્રીવિઠલ વરણાગીઓરે.

## ધોળ ૨૨૩.

### રાગ ગરબી. ૨

લાગી મને નેહજડીરે, એથી અળગા કયમ રેહેવાયરે; નિરખુ ઘડી ઘડીરે, સુખડાં કેહેની આગળ કેહેવાયરે. ૧ ભીડી મહને ઘેહેલમાંરે, વાહાલો શ્રી વંદ્રાવન ચંદરે; સહીઅર સાથમાંરે, સોહીએ તારામાં જયમ ચંદરે. ૨ ઉભો અલબેલડોરે, જીવણ જમુનાંજીની તીરરે; લાલચ ઘેહેલડોરે, વેણ વગાડે હળધર વીરરે. ૩ સખી ટોળે મળીરે, જોવા જશોદાજીના કાનરે; મરજાદા ટળીરે, વલભ પ્રભુ શું લાગ્યું ધ્યાનરે. ૪ લાગી મને નેહજડીરે, એથી અળગા કયમ રેહેવાયરે.

## ધોળ ૨૨૪.

### રાગ ગરબી. ૩

ઘેલી થઈ ફરૂંરે, ઘેહેલા ગીરધારીની સંગેરે; ધીરજ નવ્ય ધરૂંરે, આતુર કીધુ માહારૂ મનરે. ૧ જળ ભરવા

મેસેરે, જાવું શ્રી જીમનાજીને ઘાટેરે; હરી હરખે હસેરે, આરે આવી રોકે વાટેરે. ૨ નિરખુ નઈણાં ભરીરે, સુજની સામળીઆનું રૂપેરે; હરખું હઈડાં ભરીરે, સર્વસ કાંહાંનવર સ્યામ સ્વરૂપરે. ૩ બીજી મહને નવ્ય ગમેરે, માહારે સર્વસ નંદકુમારરેરે; મન કેડે ભમેરે, દાશ વલ્લભ પ્રભુ પ્રાણ આધારરેરે. ૪ પેહેલી થઈ ફરૂંરે.

## ધોળ ૨૨૫.

ગરબી ૪ થી.

પ્રિતની વાતડીરે, જેહેને લાગી હોય તે જાણેરે; તુજ ઘેર જાતણીરે, નિર્લજ થાય તે એસ માણેરે. ૧ તેમ ત્યાંહાં પ્રેમ નહીરે, જ્યાંહાં પડદો ત્યાંહાં શાની પ્રિતરે; પ્રેમ ત્યાં નેમ નહીરે, જગત ભકતની અવળી રીતરે. ૨ પ્રિતછે માહારેરે, સુજની શામળીઆની સાથેરે; એવી નથી તાહારેરે, એમ વેચાણા એઉ હાથેરે. ૩ તનમન સોંપીયુરે, હવે જે થનાર હોય તે થાયરે, ભવોભવ અર્પિયુંરે, દાસ વલભ પ્રભુ જીગ જશ ગાયરે. ૪ પ્રિતની વાતડીરે, જેહેને લાગી હોય તે જાણેરે.

## ધોળ ૨૨૬.

ગરબી ૫ મી.

કારણ શુંએ કહુંરે, મુજને કાહાંનુડાના કોડરે; કોઈથી નવ ડરૂંરે, હરખે હેડુ મોડા મોડરે. ૧ પ્રિત પ્રગટ કરૂંરે,

સુજની સેને રાખું છાનુંરે, હરખ હઈએ ધરૂંરે; માહારા મનના માન્યા માનુંરે. ૨ આ ભવ દુખ ટળવુંરે, હતુજ્યમ સુળી ફેરૂ સાલરે; દુરીજન દેખી બળેરે, માહારા સીર નંદલાલરે. ૩ પ્રાણના પ્રાણ સખીરે, જીવણ જશોદાજીના કાહાનરે, રાખું હઈએ લખીરે, વલભ પ્રભુ શું લાગ્યું ધ્યાનરે. ૪ કારણ૦

## ધોળ ૨૨૭.

માહારા રૂપાળા રણછોડ, તમારી મને લેહ લાગી. તમારૂ મુખ જોવાના કોડ. તમારી૦ ૧ મને ઘરમાં નવ રેહેવાય, તમારી૦ સુનું મંદીર ખાવા ધાય. તમારી૦ ૨ શેવકને રાખો પાસ, તમારી૦ હરીદાસની પુરજો આશ. તમારી મને લેહ લાગી. ૩ માહારા૦

## ધોળ ૨૨૮.

અથ શ્રી જગનનાથજીના શણગાર.

શ્રીગુરૂ ગણપતીને સારદા, પ્રેમે લાગુજી પાય બેહુ કરજોડીને વર્ણવું, દરસન આપો માહારાજ. માહારૂં મન મોહયું જગનનાથજી૦ ૧ ઓડીસા ગામ સોહામણું, ત્યાં જગનનાથજીનો વાસ; ઘેરઘેર ફુલની વાડીઓ, નાળીયેર કેળાંના બાગ. માહારૂ૦ ૨ ચાર દરવાજા ચોધણા, મંડપ રચીઆજી સ્થંભ; શામે દરવાજે લક્ષ્મી વસે જાણીએ પુનમચંદ. માહારૂ૦ ૩ કે પેહેલી તે પોળમાં પેસતાં, પતીત પાવન થાય; બીજીને પોળમાં પેસતાં, વ્રજવ્રજરાય

રણછોડ, નીત્ય નીત્ય કિર્તન થાય. માહારૂ૦ ૪ વ્રજરેમં-
દીરની શોભા ઘણી, દીસે ઝાકઝમાળ; ચંદરવારે કટાર
ના, લખીયા દસ અવતાર, સોહીયે ચિત્રામણ સાર,
માહારૂ૦ ૫ નઇણાં તમારા જગનનાથજી, જાણીએ કમ-
ળની પાંખ; જોતાંતે શુદ્ધબુદ્ધ વીસરી, બળભદ્ર સુરજરા
યની કાંત, માહારૂ૦ ૬ અમો તે વડેરે સોહામણોરે;તેની
શીતળ છાંય, વીસામોરે વૈશ્નવતણોરે, પોહોડ્યા પરસોતમ
રાય, માહારૂ૦ ૭ ફુલનાં તે મુગટ કુંડળ બન્યાં, ફુલના બ
નીઆજી હાર, ફુલના બાજુબંધ બેરખા, ફુલના સોળ
શણગાર, ફુલનો ચોરસ હાર, માહારૂ૦ ૮ કાનતે કુંડળ
ઝગમગે, લીલાવટ તીલક જડાવ; અધર તંબોળ રચી
રહયું, કર ઉપર જાઉ બલિહાર. માહારૂ૦ ૯ વર્ણો તે વ
ર્ણ જાણેનહી, કીધો એજ પ્રકાર; નાહાના મોટાને ગણ્યાં
નહી, પ્રસાદ વરણ્યા ન જાય. માહારૂ૦ ૧૦ ઉરઉપરસો-
હીએ પામરી, ઉપર કસબની કોર; વદન દીસેજી હરીનાં
રુટડાં; જોતા રસીયાજી કાજ. માહારૂ૦ ૧૧ ફુલની તળા-
ઇ ફુલની પછેવાઇ, ફુલનાં ઉશીકાં શાર, ફુલનાં તે ગાલ
મશુરીયાં. પોઢ્યા પરસોતમરાય. માહારૂ૦ ૧૨ ફુલના જા
મા ફુલની કાંચળી, ફુલનાં કુમતાં ચાર; પીળાં પીતાંબર
પેહેરાવ્યાં, કંઠે તુળશીના હાર. માહાર ૧૩ હર્ખી નર્ખી
ને ભુલી ભમુ, કોને કહીએજી વાત; ઘેરથી આવી હુંતો
એકલી, સનમુખ થયા જગનનાથ. માહારૂ૦ ૧૪ જેઠ તે

માસ અસાડીલો, સુદ પુનમ ચંદ; બેહુ વીર નાહાવાને ઉતર્યા, આસન આપ્યાં આબ્રણ. માહારૂ૦ ૧૫ જેઠે તે માસ અસાડીલો, સુદ પુનમ ચંદ, વાસો તે માહે વશી રહ્યાં ચંદન મેહેલાજી છાંટે. માહારૂ૦ ૧૬ ચોઆ ચંદન કેવડો, વળી મરૂવો મચકોડ; અરગજાને અત્તર ઘણાં; ફુલ લીધાં મરદંગ. માહારૂ૦ ૧૭ કંચનના કળસ ભરાવીઆ, તેહનાં નીર્મળ નીર; સોનાના કળસ ભરાવીઆ, વીપ્ર લાવેછે નીર. માહારૂ૦ ૧૮ વિપ્ર તે નીર ભરી લાવીઆ, કરમાં લીધાં શ્રીફળ; વાજીંત્ર વાજાં વાગીઆં, મુખે બાંધ્યાંછે વસ્ત્ર. માહારૂ૦ ૧૯ ઉજળાં વસ્ત્રનાજી અંગુછા, સોહીએ શ્યામશરીર; લાલ પીતાંબર પેહેરીઆં, નવલી દક્ષણ ભાત કમર કંચનના પાટ. માહારૂ૦ ૨૦ નવાં તે ફુલજી નવરંગા, તેહનું નવેરે જાણું નામ; લાલ તે ફુલ સોહામણાં, ધરીઆં હસ્તીનાં રૂપ. માહારૂ૦ ૨૧ છપન ભોગ ત્યાંહાં નીપજે, પેહેલી ખીચડી સાર; સીરો પુરીને લાબસી, કંચન માલપુવા સાર. માહારૂ૦ ૨૨ દુધપુરીને જલેબી ઘણી, લાડવે ના આવેજી પાર; વેઢમા પુડાને ઢોકળાં, પીઠાં આવેજી સાર. માહારૂ૦૨૩ નાળીએર કેળાંજી અતી ઘણાં, ભાઠા કોળાનું શાક; સાળ દાળને ભાજી ઘણી, અટકાં દીવસને રાત. માહારૂ૦ ૨૪ મોળાં તે દહી જમાવીઆં, ઘી તાવ્યાં તત્કાળ; અરગના ધુપ ઉકાળીઆ, ગરથે લીધાં દીપન. માહારૂ૦ ૨૫ તુળસી દળેરે સમીઆ,

જમીઆ જાદવરાય; સોનાની ઝારી જળે ભરી, આચમન લેજો માહારાજ. માહારૂ૦ ૨૬ લવીંગ સોપારીને એ-લચી, બીડલે બાસટ પાન; બીડલાં તે વાળ્યાં બરાસનાં, આપ્યાં લક્ષ્મીજી હાથ. માહારૂ૦ ૨૭ જમી બેલીને ઉ-ઠીઆં, આવ્યાં વ્રજ મંદીર માંય; લક્ષમી સાથે બોહ્યા નહી, સાધુને ન આપ્યાં દરશન. માહારૂ૦ ૨૮ પંડ્યાએ પટેર દેખાડીઆં, ધરીઆ દસ અવતાર; પંદર દીવસ ગયા દોહલા, નેત્રે ના આપ્યાં દરશન સોહીએ ચિત્રામણુ સાર. માહારૂ૦ ૨૯ દહી તાપનીરે તાણે ઘણું, આગળ પડીને જોર; જાત્રાળુ હાથ જોડી રહ્યા, પડ્યા પાડેછે સો-ર. તેડા તે કોઇના આવે નહી, એવા જુગલ કીસોર. માહારૂ૦ ૩૦ વિધ સીખ સહુ પોતે કરી, પછે ચઢીઆ શ્રીનાથ; સહુકોનેરે સાથે તેડીઆ, લક્ષમીજીનેરે ના લી-ધાં સાથ. માહારૂ૦ ૩૧ અટકી મટકીને ચાલે ઘણું, લટકે ધરીઆજી પાઘ; સુભદ્રા કોઈ જાણે નહીં, બળભદ્ર શ્રી જગનનાથ. માહારૂ૦૩૨ અમાંવાસ્યા દીનરે સોહામણો,નેત્ર આપ્યાં દરશન; અંગ ઉપર હાથજ ફેરવે, ઉર ઉપર લીધા શ્રીનાથ. માહારૂ૦ ૩૩ સામળ રથ શાણગારીયા, લાલ ધજાજી સાર; પરીક્રમારે પોતે કરી, તેહેનાં સરીઆંજી કાજ. માહારૂ૦ ૩૪ માહાકુંડમાંરે નાહીને, મોરલી સમુદ્ર સાથ; ઇંદ્ર દમણમાં નાહીને, ટાળ્યાં પરીઆનાં પાપ. માહારૂ૦ ૩૫ ઇંદ્ર દમણનીરે જાતરા, ચાલ્યા જાદવરાય; પ-

શુ પક્ષીને પાવન કર્યા, તેહનાં સરીયાં કાજ. માહારૂ૦ ૩૬ તેરશે રથરે ચલાવીઆ, બીજે આવ્યાજી ત્યાંહાંય; સીધ પોળે રથ રાખીઆ, વાજાં વાગેજી સાર. માહારૂ૦ ૩૭ કે પાંચમે રથરે ચલાવીઆ, દશમે આવ્યાજી ત્યાંહ; સીધ પોળે રથ રાખીઆ, લક્ષમીજીએ ભીડયાં દરબાર. માહારૂ૦ ૩૮ વળતા તે બળભદ્રજી બોલીયા, લક્ષમીજી ઉઘાડો દરબાર; બારણે ઉભારે જગનનાથજી, ઇંદ્ર વરસે છેજી ધાર. માહારૂ૦ ૩૯ વળતાં તે લક્ષમીજી બોલીઆં, સાંભળો બળભદ્ર જેઠ; મંદીર પધારો પોતા તણે, ચલાવીશું દરબાર. માહારૂ૦ ૪૦ કે પરસાદ અમેરે ચલાવીશું, ચલાવીશુરે દરબાર; કાળો એ કપટી સદાયનો, અમને ના લીધાં સાથ. અમને દીધાજી છેદ. માહારૂ૦ ૪૧ કે પરસાદ તમારે ચાલે નહીં, ન ચાલે દરબાર; કાળો એ બંધવ અમ તણો, કાળા વિના કોણ કરશે રાજ. માહારૂ૦ ૪૨ વળતારે જગનનાથજી બોલીયા, સાંભળ સામળોદેહ; મોહોટા એ બંધવ અમ તણા; મોહોટા બળભદ્ર વીર. લજ્યા તે તેમની રાખી નહી, સાથે સુભદ્રા બેહેન. માહારૂ૦૪૩વળતારે જગનનાથજી એમ બોલીયા, સાંભળે સામળોદેહ, પતીત પુરાવુંજી તમતણા, મીથ્યા સીદ કરો વાર. માહારૂ૦ ૪૪ મોહોરો આપુંરે હુંતો રોકડી,ઉઠો કરો શણગાર; પ્રદયુમન પુત્રજી તમ તણા, તેહેને મોતીના હાર. માહારૂ૦ ૪૫ હરખીને લક્ષમીજી ઉઠીઆં, જઇને

ઉઘાડ્યા દરબાર; પેહેલીને આરતી પોતે કરી, હરખી ઉઠ્યા જગનનાથ, રત્ન સીંહાસને પધરાવીઆ, હરખી બેઠા જગનનાથ. માહારૂ૦ ૪૬ વડોરે સણગાર જગનનાથજી, કેઇપેરે કરૂરે વખાણ; કાયર કુડોજી અતી ઘણો, મારે છડીઓના માર. માહારૂ૦ ૪૭ હાર સણગાર ગાયે સાંભળે, તેહેનો પુરીમાં વાસ; નવેરે ગાય નવ સાંભળે, તેહેનો પશુનો અવતાર. ગાય માધવદાસ. માહારૂ૦ ૪૮ શ્રીગુરૂ ગણપતીને સારદા, પ્રેમે લાગુજી પાય, બેહુ કરજોડીને વર્ણવું; દરશન આપો માહારાજ. માહારૂ૦

## ધોળ ૨૨૯.

શ્રીજીબાવા લટકાળા, જીરે સરસ્વતીને લાગુ પાય; શ્રીજીને સન્મુખ નિરખવા જાય. શ્રીજીબાવા૦ ૧ તમે ચઉટા પાસે રહોછો, વૈશ્નવને દરશન દોછો. શ્રીજીબાવા૦ ૨ ચઉટાની શોભા સારી, ત્યાંહાં ફરતી મેહેલાવો જારી. શ્રીજીબાવા૦ ૩ હાથે કડાં સાંકળાંને વેઢ વીંટી, એમની શોભા નજરે દીઠી. શ્રીજીબાવા૦ ૪ એમની દશે આંગળીએ વેઢરે, એમને કેહેડે કટીમલ મેખરે. શ્રીજીબાવા૦ ૫ એમને નાકે નકશં મોતી, એમના મુખની છબી જોતી. શ્રીજીબાવા૦ ૬ એમને કાંને કુંડળ લળકે, મોતીના તોરા ઝળકે. શ્રીજીબાવા૦ ૭ કેસરી પાઘ મોતીના તોરા માહારા પ્રભુજીના ચર્ણછે ગોરા. શ્રીજીબાવા૦ ૮ એમને આરતી ઉતરે જ્યારે, વઈશ્નવ દરસને આવે ત્યારે. શ્રી-

જીઆવા૦ ૯ એમનો શ્રી ગોકુળમાં વાસ, બલીહારી જાય માધવદાસ. શ્રીજીબાવા લટકાળા૦ ૧૦

## ધોળ ૨૩૦.

આજ આનંદ માહારે ઉર ન સમાયજી, પ્રગટ્યા શ્રી વલભ રાજકુમારજી. ૧ ભુતળ ભાગ્ય તણો નહી પારજી, દૈવી તે જીવનો કરવા ઓધારજી. ૨ મંદીર માંહીતે ચોક પુરાવોજી, તોરણ બારણીએ બંધાવોજી. ૩ હુંતો કરૂં વિવિધના શણુગારજી, આજ મારે હઈડે હરખ અપારજી.૪ નાચુ ગાવું તાળી તે પાડુ હાથજી, હરખે તેડાવું સહીઅર સાથજી. ૫ કોને કોહો કોહો તેના કહેવાયજી, છબી પર જન રશીક બલ જાયજી. ૬ હરખે શ્રી વલભ નંદને ગાવું જી, શ્રીવિઠ્ઠલ નાથને વારણે જાઉજી. ૭ એમના તે નામ તણો મહિમાયજી, સકળ અમંગળ અળગા થાયજી. ૮ જીરે વાહાલે પુષ્ટિનાં કીધાં દાનજી, ટાળ્યાં ટાળ્યાં જીવતણાં અગ્નાનજી. ૯ જીવને તો બ્રહ્મસબંધ કરાવ્યાજી, તેજ થકી પુરશોતમ મન ભાવ્યાજી. ૧૦ કીધો કીધો ભક્તિ તણો ઉપદેશજી, ટાળ્યાં ટાળ્યાં અસુરતણાં આવેશજી. ૧૧ રાખ્યા રાખ્યા અણુસમરપિત વસ્તુ ખાતાજી, વારે વારે અન્ય આશ્રય જીવ જાતાજી. ૧૨ મનડાંની આશા પુરણ કીધીજી, શીક્ષા તે શેવા કરવાની દીધીજી. ૧૩ બાંધી બાંધી ભક્તશીધુની શ્વેતજી, દૈવી તે જીવને કરવા હેતજી.૧૪ કીધો કીધો માહા મોટો ઉપગારજી, દૈવી તે જીવનો કરવા

વિસ્તારજી. ૧૫ જીરે વાહાલા સમેતે લાલ કેરા જે તાત જી, શ્રી ગોપીનાથજી કેરા એ ભ્રાતજી. ૧૬ શ્રી અકાંજી ના ગર્ભ તણો એછે રત્નજી, શ્રી વલ્લભજીએ કીધાંછે જ-ત્નજી. ૧૭ તેમની ભક્તિ તણે શીર શોહીએજી, નીરખ-તાં નિજ જનનાં મન મોહીએજી. ૧૮ જીરે વાલા શ્રી ગોકુળના વાશીજી, જીરે હુંછુ શ્રી વલભ કુળની દાસીજી. ૧૯ જીરે વાલા વ્રજમાં તે આપો વાસજી, હાંરે બલીહા-રી તે માધવ દાસજી. ૨૦ આજ મારે આનંદ ઉરના સમાયજી.

## ધોળ ૨૩૧.

તો તે જાની ભજે વન વારી, શરણુ આએકી તાપ નિવારી. ૧ જન પ્રલ્હાદ પ્રતિજ્ઞા પાળી, હિરણ્યકસ્યપુકી દેહ વિદારી. ૨ ધ્રુવ નિર્ભય પદ દીઓ મોરારી, અમરિ-ખકી ગર્ભ ગતી ટાળી. ૩ દ્રૂપદ શુતા જબ પ્રગટ પુકારી, ગ્રહત ચીર હરી નામ ઉવારી. ૪ ગજ ગણીકા ગોતમ ત્રીય તારી, સુરદાસ સદ સરણુ તુમારી. ૫

## ધોળ ૨૩૨.

દેખો હરી જ્યુકો એક સ્વભાવ, અતી ગંભીર ઉદાર ઉદધી; પ્રભુ જાણ શીરોમણી રાય. ટેક રાય જીતની શે-વાકો ફળ માનત મેરૂ સમાન, સશિદાસ અપરાધ સિંધુ સમ બુંદન એકો સમાન. ૧ દ્રષ્ટિ પરસકો હોત ચરણપર

જાનત હોજીએ એસી, વિમુખ ભએ કૃપા આ મુખકી જબ ચેતાવો તબ તેસી. ૨ ભક્ત વિરહ કાતર કરૂણા મય; દોલત પાછે લાગે, સુરદાસ એસે પ્રભુકો કેત દીજે પીઠ અભાગે. ૩

# ધોળ ૨૩૩.

## અથશ્રી આસરાનાં પદ લખ્યાંછે.

### પદ ૧.

શ્રી વલભજીકો ભારી ભરૂસો, શ્રી વલભ જીકો ભારી; કાયકુરે મન ભટકત ડોલત, જયો ચાહીએ ફૂળ કારી, ભરૂસો શ્રીવલભજી૦ ૧ શ્રી વિઠુલ ગીરધર સબાળક, જગત કીઆ ઓધાર; પુરૂષોતમ પ્રભુ નામ મંત્રદે, ચર્ણ કમળ શીરધારી. ભરૂસો શ્રી વલભજીકો ભારી૦ ૨

# ધોળ ૨૩૪.

### પદ ૨ રાગ. બીહાગ.

શ્રી ગોવરધનકી રહીએ તલેટી, શ્રી ગોવરધનકી રહીએ; નિત્ય પ્રત્યે દરસન મદન ગોપાળ લાલકે, ચર્ણ કમળ ચિત લહીએ, તલેટી શ્રીગોવર્ધનકી૦ ૧ તનુ પુલકીત વ્રજ રાજમાં લોટત, ગોવીંદ કુંડમાં જયું નાહીએ; રશીક પીતાંબર સબશકી બતીઆં, શ્રી ગીરધારીજીશું કહીએ. તલેટી શ્રી ગોવર્ધનકી રહીએ. ૨

# ધોળ ૨૩૫.

પદ ૩. રાગ બીહાગ.

તુમ શર્ણાગત આયો, શ્રી વલભ તુમ શર્ણાગત આયો; સબ દુઃખ દુર ગયો જબ દેખત, સુખકો પાર ન પાયો. શ્રીવલ્લભ૦ ૧ આજ્ઞા તે શ્રીગોવર્ધન ધરકી, બ્રહ્મ સબંધ કરવાયો; લીલા અપની સરસ દેખાઈ, શેવા સુખહી બતાયો. શ્રી વલભ૦ ૨ શ્રી ભગવત સુબોધની મથેકે, અપનો પંથ જનાયો; એસા ઉગર શ્રી લક્ષમણ સુતકો રશીક કે મન ભાયો, શ્રી વલભ તુમ શર્ણાગત આયો. ૩

# ધોળ ૨૩૬.

પદ ૪.

હમતો શ્રી વિઠ્ઠલનાથ ઉપાશી, હમતો શ્રી વિઠ્ઠલનાથ ઉપાશી; શેવું શ્રી વલભ નંદન, કહા કરૂં જઈ કાશી. હમતો૦ ૧ ઇનકુ છાંડ ઓરનકુ જો ધાવે, સો કહીએ અસુરારી; છીત સ્વામી શ્રી ગીરીધરન શ્રી વિઠ્ઠલ, બાની નીગમ પ્રકાશી. હમતો શ્રી વિઠ્ઠલનાથ ઉપાશી. ૨

# ધોળ ૨૩૭.

પદ ૫. રાગ બીહાગ.

દ્રઢઈન ચર્ણુન કેરો ભરૂસો, દ્રઢઈન ચર્ણુન કેરો; શ્રી બલભ નખચંદ્ર છટા બીના, સબ યુગમાં જ્યું હંધેરો ભ-

રૂસો. દ્રઢઈન૦ ૧ સાધન ઓર નહી આકળીમાં જાશું હોત નવેરો; સુર કહે માહાદ્વિધ આંધળે; બીન મુલકો ચેરો. ભરૂસો, દ્રઢઈન ચરણન કેરો૦ ૧

## ધોળ ૨૩૮.

પદ ૬ રાગ બીહાગ.

એક પલક જો રહીએ વંદ્રાવન, એક પલકજોરહીએ. જન્મ જન્મકો પાપ કટતહે, શ્રીકૃશ્ન શ્રીકૃશ્ન મુખ કહી વંદ્રાવન. એક પલક૦ ૧ માહા પ્રસાદ ઓરજળ જુમનાંકો, તનક તનક પુર લહીએ; સુરદાસ વઈકુંઠ મધુપુરી, ભાગ્ય વિના ક્યાંહાંસી પાઇએ. વંદ્રાવન એક પલકજો રહીએ૦ ૨

## ધોળ ૨૩૯.

પદ ૭.

શ્રી વિઠ્ઠલનાથ બસતજી આજયાકે, તાકી રીત પ્રિત છબીન્યારી; પ્રફુલિત બદન કરી કરૂણામાં, નેનનમાંઝલકે ગીરધારી. શ્રી વિઠ્ઠલનાથ૦ ૧ ઉગ્ર સ્વભાવે પ્રેમ પરમારથ, સ્વાર્થલશ નરી સંસારી; આનંદ રૂપ કરત એક ક્ષણુંમાં, હરજીકી કથા કહેત બીસ્તારી. શ્રીવિઠ્ઠલનાથ૦ ૨ મનક્રમ બચન તાકો કીજે, પાઇઆત બીરજ સુખકારી કૃશ્નદાસ પ્રભુ રશીક મુગટ મણી, ગુણ નિધાન શ્રીગોવર્ધન ધારી૦ ૩ શ્રી વિઠ્ઠલનાથ બસતજી આજયાકે, તાકી રીત પ્રિત છબી ન્યારી;

## ધોળ ૨૪૦.

પદ ૮ રાગ બીહાગ.

હરીજનકુ હરનામ બડો ધન, હરીજનકુ હરનામ; બીના રખવાળ ચોર નહી ચોરત, સોવતહે સુખધામ. બડોધન૦ ૧ દીન દીન બઢત સવાઇ ઢરી, ઘટત નહીં કછું દામ; સુરદાસ પ્રભુ શેવા જ્યાકી, પારસસા કોકામ બડો ધન, હરીજનકુ હરનામ૦ ૨

## ધોળ ૨૪૧.

પદ ૯ રાગ બીહાગ.

શ્રિ વિઠ્ઠલનાથ ધણી અમારે, શ્રી વિઠ્ઠલનાથ ધણી ભવસાગરતો કહાડે શ્રીમાહા પ્રભુ, રાખો શર્ણ આપની. અમારે૦ ૧ નિશ દીન રટત પારનહીં પાવત, શેષ હસ-ત્રફણી; છીત સ્વામી ગીરીધરન શ્રી વિઠ્ઠલ, ત્રીભોવન મુગટ મણી. ૨ અમારે શ્રી વિઠ્ઠલનાથ ધણી.

## ધોળ ૨૪૨.

પદ ૧૦ રાગ બીહાગ.

શ્રી ગોવર્ધન ઓર ડીગર ચલો, શ્રી ગોર્ધનકી ઓ-ર માર્ગ બીચ મળો મોહન; નાગર નંદ કીશોર. ડીગર ચલો ૧ ઠોર ઠોર દ્રુમ વેલ ફુલી, કુંજ કોકીલા મોર; કુમન દાસ પ્રભુ ગોવર્ધન ધર, રશીક રાય શીર માહોરે. ૨ ડીગર ચલો શ્રી ગોવર્ધનકી ઓર.

# ધોળ ૨૪૩.

પદ ૧૧,

ભજીએ શ્રી વલભજીકે ચર્ણ, ભજીએ શ્રી વલભજી. કે ચર્ણ; સકળ પતીત ઓધારણ, કારણ, પ્રગટ લીઓ અવતારણ. ભજીએ૦ ૧ ગુઢ શ્રી ભાગવત પ્રતી પદ, અર્થ પ્રગટ કરત; અખીલ લીલા પ્રેમ સંયુકત, દેખાડેશ્રી ગીરીધરન. ભજીએ૦ ૨ આશરો કરી રેહે જે જન, મીટે જન્મને મર્ણ; કહતહે હરીદાસ અમકુ. ઓર નાહીને શર્ણ. ૩ ભજીએ શ્રી વલભજીકે ચરણ.

# ધોળ ૨૪૪.

પદ ૧૨.

શ્રી ગોકુળરસ ચાખે, જે કોઇ શ્રીગોકુળ રસ ચાખે તાકો ચીત અનંતા ભટકે, લોભ દેખાવન લાખે. જેકોઈ ૧ પોહોડી રહો છોકરકી છૈયાં, નિરખત તરૂવર સાખે; શ્રીજુમનાં જળપાન કરતહે, શ્રી વલ્લભ મુખથી ભાખે. જેકોઈ૦ ૨ શ્રીવિઠ્ઠલ ગીરીવરધર સબ બાળક, ધ્યાન રૂદેમાં રાખે; રશીક પ્રિતમ જુઠી બાનક ઉપર, વિશ્વ વરણ નાખે. ૩ જેકોઈ શ્રી ગોકુળ ચાખે.

# ધોળ ૨૪૫.

પદ ૧૩.

શ્રી વલ્લભ માહારાજ. બીરાજો શ્રીગોકુળ ગામબીરા

જે શ્રીગોપી નાથ શ્રીવિઠ્ઠલ, ભક્ત જન પુરણ કામબી-
રાજો૦ ૧ બીરાજેશ્રી ગીરધર ગોવીંદ શ્રી બાળકૃષ્ણ
શ્રી ગોકુળ પતી અભીરામ, શ્રી રઘુપતી શ્રી જદુ પતી
શ્રી ઘનશ્યામ, પુરૂશોતમ પ્રભુ નામ. ૨ શ્રી વલભ મા-
હારાજ, બીરાજો શ્રી ગોકુળ ગાંમ

## ધોળ ૨૪૬.

### પદ ૧૪.

સમજ સોચ બીચાર મનરે તું સમજ સોચ બીચાર; ભકતી વિના ભગવાન દુરલભ, કેહતહે નીગમ પોકાર, મનરે તું સમજ સોચ બીચાર૦ ૧ સાધુ સંગત ડારા પાસા, ફરે રસ્તા સાર; ડાભ અબકે પડો પુરો, જીત પીછલી હાર. મનતું૦ ૨ છાંડ સતરે સુત અઢારે, પંચહીકોમાર; દુરતં તજતી નકાને, ચમક ચોક બીચાર. મન૦૩ લોભ માયા જંજાળ ભુલો, ઠગો ઠગની નાર; સુરદાસ કહે હરી પદ ભજન વિના, ચલો દોઉ કરઝાર. ૪ મનરેતું સમજ સોચ બીચાર.

## ધોળ ૨૪૭.

### પદ ૧૫.

આજ કામ કલ કામ, પરસુ કામ કરનો; પેહેલે દીન બોત કામ, કામમાં પીછે મરનો. આજ કામ૦ ૧ જાગત કામ સુવત કામ, બેહેર મુખ હઇએ ચલનો; છાંડ કામ સમર શ્યામ, સુર કેહે પકડ કરનો. ૨ આજ કામ કાલ કામ.

# ધોળ ૨૪૮.

પદ ૧૬.

નીશ દીન લેહેરી ગોવીંદ ગા, નીશ દીન લેહેરી ગોવીંદ ગા, જન્મ જુઠો દેહ ગંદી, શાવન કાગન ખાય. લેહેરી૦ ૧ પાણીમાં જ્યું પડત બીંદુકા, પાણીમાં જ્યું સમાય, મોહ માયા લોભ લાગે, કાળ ઘેરો આય. લેહેરી૦ ૨ કરમ કાગદ બાંચ દેખો, જોતે મન પત જાય; કોટી બ્રહ્માંડકો ખોજ દેખો, લખો મીટહુન જાય. લેહેરી૦ ૩ દેહીકે દશ દ્વાર રૂંધે, અવધ પોહોચી આય; સુર પ્રભુકો ભજન કરલે, જન્મકો દુઃખ જાય. ૪ લેહેરી નીશ દીન ગોવીંદ ગા.

# ધોળ ૨૪૯.

પદ ૧૭.

જો બસુદેવકીએ પુરન તપ, સો ફળ ફળત શ્રી વલભ દેવ; જો ગોપાળ હત ગોકુળમેં, સો અબ આહી બસે નીજ ગ્રેહ. જો બસુદેવ૦ ૧ જો ગોપ બધુહી બ્રજમેં, સો અબ બેધરૂમા ભાઇએ; છીત સ્વામી ગીરધરન શ્રી વિઠલ, એઈ તેઈ તેઈ એઈ કછુ નાસંધે. જો બસુદેવકીએ પુરન તપ.

# ધોળ ૨૫૦.

પદ ૧૮.

બીના ગોપાળ ગોપાળ નહીં કોઈ અપનો, કુન માત

તાત સુત ઘરની એ સબ જગત રેનકો સપનો. બીના ગોપાળ૦ ૧ ધન કારણ સબ નીશદીન ભટકત, વૃથા જન્મ હુ અહી ખપનો; અંતે સાહે કરે નહી કોઈ, નાંશે કાળ અગની મુખ જપનો. બીના૦ ૨ સબ તજ હરી ભજ જુગલ કમળ પદ, મોહન ધાડો ચરણ હી ખપનો; કેહે હરીદાસ શ્રીવલભ શ્રીવિઠ્ઠલ, રસનાએ શ્રીવલભ નામ જપનો. બીના૦ ૩

## ધોળ ૨૫૧.

પદ ૧૯.

જીવત જેસે ભજન વિના પ્રેત, મલીન મદ ઘેર ઘર ડોલત. ઓદર ભરન કેહેત ભજન૦ ૧ મુખ કટુવત કરત પરનંદા, સંતનકુ દુખ દેત; શેવા નહી જ્યાંહાં ગોવીંદ ચર્ણકી, ભોવન ગલનકો ખેત. ભજન૦ ૨ કબહુ પાપ કરી પઈશો પાવત ધડ ધુળમાં દેત, સુર રસના કહાં લો-મગડું; બુડો કુટમ સમેત. ૩ ભજન બીના જીવત જેસે પ્રેત.

## ધોળ ૨૫૨.

પદ ૨૦.

નેનમાં આજોરી, બસો મેરે નેનમાં આજોરી; સુંદીર શ્યામ કમળ દળ લોચન, શ્રીબ્રખુભાન કીસોરી. બસો મેર૦ ૧ મોર મુગટ મકરાંકૃત કુંડળ, પીતાંબર જક જોરે; રસીક પ્રિતમ પ્રીયા નંગ અમુલ, કતકાબર મન થોરી. ૨ બસો મેરે નેનમાં આજોરી.

## ધોળ ૨૫૩.

### પદ ૨૧.

કહાં ચરાવત ગઉઆં, શયામ તુમ કહાં ચરાવત ગઉઆં; આ વનમાં હુ નિત્ય ફીરતહું, કાંહાન દેખી થઇયાં. શયામ૦ ૧ આ બનમે અમ ન ધેન ચરાવત,શ્રી વંદ્રાવન છઇઆં; રસીક પ્રીતમ પીઆ લાલ હસી બોલો, દધી બેચન તુમ અઇઆં. ૨ શયામ તુમ કહાં ચરાવત ગઉઆં.

## ધોળ ૨૫૪.

### પદ ૨૨.

શ્રીભાગવત વીચારી કોહી, શુક શ્રીભાગવત વિચારી કોહી; હરીકી ભકતી જુગ જુગ બાંધત, અન્ય ધર્મ દીન ચાર. શુક૦ ૧ કથાસુનો કીરતન મુખ લાવો, છોડો મીથ્યા વાદ; ખડ વંગ બે ગાડીમાં મુકત, તીહારે રહો દીન સાત. શુક૦ ૨ ચીંતા તજહો પરીક્ષત રાજા, માનેન શાક્ષા અમારી; કમળ નેનકી લીલા ગાવે, તરંગ એ અનેક બીહારી શુક૦ ૩ સત્યયુગ સત્યે ત્રેતા તપ કીનો, દ્વાપર પુજા ચોરી; શુર ભજન કરો કેવળ કીરતન, લજા કોન નીવારી. શુક૦ ૪

## ધોળ ૨૫૫.

### પદ ૨૩.

હોત ઓપાળ એ ગાએ, જે સુખ હોત ગોપાળ એ

ગાએ; જ્યાં કછુ નહી જપતપ વૃત, કોટીક તીરથ નાહે. જેસુખ૦ ૧ ગદ ગદ કંઠ લોચન જળ ધારા, પ્રેમ પુલકીત તન છાએ; દીઓનો લેત ચાર પદારથ, હરીકો વરસ ઉર જાએ. જેસુખ૦ ૨ ત્રીલોક તરણા કર લેખુ, નંદ નંદ ઉર લાય; સુરદાસ કેહે પ્રભુ તીહારે મીલનકુ, ચલન મલન ચલાય. જેસુખ૦ હોત ગોપાળ એ ગાએ.

## ધોળ ૨૫૬.

### પદ ૨૪ રાગ બીહાગ.

કાહાકીઓ તેં આય જુગમે, કાહાકીઓ તેં આય; ના હરી ભજ્યા ના હરીજન પોખે, જન્મપદાર્થ પાય. જુગમે૦ ૧ નહી દ્રઢ એક આશરો કીનો, શ્રીવલભ વ્રજરાય; નહી ન આરાધન રાધાવરકો, કરીમન લાડ લડાય. જગમે૦ ૨ ગુરૂ શેવા નહી નાસે રટો મુખ, ભાવ સહીત ગુણગાય; શેવા કર્મ માનસી કરકો, નામ ન ગાયો ઓતાપ. જુગમે૦ ૩ કીનો નહી નિવેદન હરીકો, દીન ભાવ મન લાય; ભુલ્યો નહી પર રપંચ લીલાકું, ચીત્ર ન કીઓ બનાય. જુગમે૦ ૪ નહી ન શ્રવણ અનન મુખ હરીકી, ટીક શ્રવન સુનાય; તાપ ભાવના ભકિત કૃપારસ, ન કીનો ચિત બતલાય. જુગમે૦ ૫ સાધુ સંગત કબહુ ન કીની, અંતર કપટ મીટાય; દુષ્ટભાવના ઉર અંતરકી, સો નાશ કો મીટાય. જુગમે૦ ૬ કરી વૈરાગ નહી ન દીનો, દુષ્ટભાવ છટકાય; વંદ્રાવન ગોકુળ ગોવર્ધન, મધુબન

બસો ન જાય,જુગમેં૦૭ સાધન બળ કબહુ નહીં છાંડ્યાં, પુષ્ટિભક્તિ ઉર લાય; કીનો નહી કાજ પરમારથ, સ્વાર્થ સબ બીસરાય. જુગમેં૦ ૮ કબહુ ના નીરખ્યા નાથ નેન ભરી, સુઈ રહ્યો નિત્ય ખાય; પરદુઃખ દેખી દયા ન ઉપજી, ભુખે ના દીનો તાય. જુગમેં૦ ૯ ધંન કેહત સદા જગ ડોલત, ઓર ના કછુ ઉપાય; રંચક સ્વાદ વિષય કે લાલચ, સરવસ દીએ ગમાય. જુગમેં૦ ૧૦સુખ કેહત ઉપાય કરત નિત્ય, પરસુખ સો અકુળાય; ઉચી બાત દેખી ઓરનકી, અંગોઅંગ મરજાય. જુગમેં૦ ૧૧ શ્રી વલભ શ્રીવિઠ્ઠલ ગીરધર, સો મુખ શકે ન ગાય; પુત્રપુત્રાદિક જાણી અપુન, દેખી બહોત હરખાય.જુગમેં૦૧૨ઘડી એક દીન માસ પરસદીન, ગનતી કરત ગીનાય; ઇત ઉત બોલત બીન સવારથ, આયુષ્ય દીએ ગમાય. જુગમેં૦ ૧૩અપને મુખ કુલી બાત, કરત બનાય બનાય; કહા ભયો સબ લોક હસારથ, પુજા દેહી બડાય. જુગમેં૦ ૧૪ જાનતહે હરી ઉરકી બાત, ... ચતુરશીરોમણી રાય; ઇન બાતનમેં અટક બાહાવરે, દીએ જન્મ ગમાય. જુગમેં૦ ૧૫ ખાનપાન મેરી તુરી મેટ કરી નીશબાશ ઉડાય; સોચ બીચાર નહી મન કીનો, ભુલો નીપટ ... થડાય. જુગમેં૦ ૧૬ ઉધવ સો કહી અપ અંતરકી, કહી સુનાય; તા માર્ગ ચલીએ મન ધરી, એ કો બનાય. જુગમેં૦ ૧૭ શુકસો કહી પરીક્ષતરાજા

સુગમ બતાય; કળીમાં એક નામ અધીકારી, ઓર ન કછુ ઉપાય. જુગમેં૦ ૧૮ કહીએ કાહાં બનાય બાતકી, બેરએર સમજાય; સબકો મુળ એક હરી ભજવો, ઓર સબે છીટકાય. જુગમેં૦ ૧૯ ઘર સુખ દેખી બોહોત ફુલત મને, સુત મુખ બચન સુનાય: એ સંપત સ્વપનેકી જાનો, દેખત મોહા જશીરાય. જુગમેં૦ ૨૦ ધીક જીવન જાકો તકે મન, રહો વિશે લપટાય; સુરદાસ ચર્ણ ઉર જાણો, શ્રીગીરી ગોવર્ધનરાય. જુગમેં૦ કહાકીઓ તેં આય જુગમેં, કાહાકીઓ તેં આય. ૨૧

## ધોળ ૨૫૭.

### પદ ૨૫.

અબમોરી કોણગતી બ્રજનાથ, અબમોરી કોણગતી બ્રજનાથ. ભજનબીમુખ અરૂશરણ નાહી, ફીરત વીશી આ સાથ. અબમોરી. ૧ અબહુ પતીત અપરાધી પુરણ, આચરૂ કર્મ બીકાર; કામક્રોધ અરૂ લોભ ચીતવંત, નાથ તનહી બીસાર. અબમોરી. ૨ અબમે ચર્ણશર્ણ લપટાણો, રાખીલો મહારાજ; સુરદાસ પ્રભુ પતીત પાવન, શરણકો બીરદ સંભાર. ૩ અબમોરી કોણગતી.

## ધોળ ૨૫૮.

### પદ ૨૬.

ા તેસે રહું, જેસે તુમ હુંશાખો તેસે ૨; જાનતહો

દુઃખ સુખ સબજનકો, મુખ કરી કાહાકહું. જેસેતુમ. ૧ કબહુક ભોજન દેહો કૃપા કરી, કબહુક ભુખ સહુ; કબહુક ચડન તોરંગ માહાગજા, કબહુક ભાર સહુ. જેસે૦ ૨ કમળ નેન ઘનશ્યામ મનોહર, અનુચર ભયોમે રહુ; સુરદાસ પ્રભુ ભકત કૃપાનિધી તુમારે ચાર્ણગ્રહુ. જેસે૦ ૩

## ધોળ ૨૫૯.

### પદ ૨૭.

બેરબેર નહી આવે અવસર બેરબેર નહી આવે. જો જાણેતો કરલે ભલાઈ, જન્મોજન્મ સુખ પાવે. અવસર૦ ૧ ધન જોબન અંજલીકો પાણી, વણસતાં બેર ન લાગે; તન છુટે ધન કોણ કામનો, કાયકુ કરવી કાહાવે. અવસર૦ ૨ જ્યાકો મન બડો કૃશ્ન સુનાકુ, જીઠ કબહુન આવે; સુરદાસકી એહુ વિનંતી, હરખ નિરખ ગુણ ગાવે. અવસર૦ ૩

## ધોળ ૨૬૦

### પદ ૨૮.

સુંદીર ભેખ બન્યો ગોપાળ, સુંદીર ગાવું સખા સંગ સુંદીર; સુંદીર ભેખ બન્યો નંદલાલ, સુંદીર પંથ સુંદીર હરી અવની. સુંદીર મોરલી શબ્દ રસાળ. સુંદીર૦ ૧ સુંદીર લોક સકળ વ્રજ સુંદીર, સુંદીર નંદ જસોદાજી કે લાલ; સુંદીર ભોજન બચન ધતી સુંદીર, સુંદીર હળધર

કશ્ન કપાળ. સુંદીર૦ ૨ સુંદીર ચીતવન સુંદીર ગુન, માધવ કે કરહી બીચાર; સુરદાસ પ્રભુ સબબીધ સુંદીર, સુંદીર શ્યામ શુભ અવતાર. સુંદીર૦ ૩

## ધોળ ૨૬૧.

### પદ ૨૯.

કો પત રાખે મેરી, શ્યામ બીના કો પત રાખેમેરી, અંધકો અંધ દુશ્યાસન, આન સભા મધ્ય બેરી. શ્યામ૦ ૧ માહામતિહીન ભયોએ, રાજા પકર લાઈ જ્યુચેરી; ભીષ્મ દ્રોણ કર્ણ દુર્યોધન, કીન હુન પાછીફેરી. શ્યામ૦ ૨ જો વીશ્વાસ રહ્યોમે ગજીયામે, કહું કરૂણા મય તેરી; શ્યામ આઈ સાહે કરો કરૂણા નિધી, ખુડત રાખો એ બેરી. શ્યામ૦ ૩ તજી ખાનુ આતુર ઉઠ ધાએ, જેસે ગજકી બેરી, સુરદાસ પ્રભુ ભક્તકે કાજે, કહી અંબરકી ઢેરી. શ્યામ૦ ૪

## ધોળ ૨૬૨.

### પદ ૩૦.

કરી મન ઉર સંતનકી સેવા, જીનકે ઓર ભરૂસો નહી, ભજે નિરંજન દેવા; શીળ સંતોશ સદા ઉર જીનકે, શ્યામ નામ કે લેવા. કરી૦ ૧ જીવન મુક્તિ ફીરે જુગ માંહી, જયું નારદ મુની દેવા; જીનકે ચર્ણ કમળકુવંછન, ગંગા જુમના રેવા. કરી૦ ૨ સુરદાસ ઉનકી સંગતી,

મીલે નિરંજન દેવા. કરી૦ ૩

## ધોળ ૨૬૩.

પદ ૩૧.

શ્રીગોકુળમાં રહીએ, સદામન શ્રીગોકુળમાં રહીએ. ગોવીંદ ઘાટ છોકરકી છૈયાં, બેઠક દરસન પાઇએ. સદામન૦ ૧ શ્રીજીમનાં કુલીંદ સુઅંગ, શ્રીવંદ્રાવન ગીરી ગોવર્ધન ભઇએ; ઘેરઘેર ભક્તિ ભાગવત શેવા, તનમન પ્રાણ બે કહીએ. સદામન૦ ૨ શ્રીવિઠલનાથ બીરાજત નિશદિન, ચર્ણ કમળ ચીત લઇએ; શ્રીવલભ પ્રભુ કમળ કીરપા તે, ઉનકે દાસ કેહેવાઇએ. સદામન૦ ૩

## ધોળ ૨૬૪.

પદ ૩૨.

જેસે હુ તેસો તીહારો, શ્રીવલભ નંદન શ્યામ, જીવ છાંડ દેહો મોહેક તે; બાંહે ગ્રહેકી લાજ મન ધરહો નર્ણે ભરૂસો મોહે સાધન ભવ દર તે. જેસો૦ ૧ તુમ તજો ઓર ઠોર નાહી મેરે, જ્યાંસો જાય કહું દુઃખ લરેક; રશીક શિરોમણુ શ્રીવલભ માહાપ્રભુ, રાખો મોહે ચર્ણ શર્ણ ભવદર તે. જેસો૦ ૨

## ધોળ ૨૬૫.

પદ ૩૩.

શાવલકે કહે ગોપ આજ વ્રજ ધુની પર, કાંહાનોદદ

સુનો બાજે ગોકુળમાં મુડલશા; જસોદાકે પુત્ર ભયો બ્ર- ખુઆન જયાસુ કહો, જ્યાં ત્યાંથી ધાએ ગોપ દધી દુધ ગગરા. કાંહાંના૦ ૧ અંગે ગોપ વંદ્રાવન પાછે તરીઆ મનોહર, ચલન શકતકો પાવત ન ડગરા; ચત્રભુજ પ્રભુ ગીરધારીકે જન્મ સુની ફુલીફુલી ફરત નારદ જેસે ભ- મરા. રાવલકે કેહે ગોપ આજ બ્રજ ધુની ઉપર.

## ધોળ ૨૬૬.

### પદ ૩૪.

નઉતર લીલા હોતી જુની, નઉતર લીલા હોતીજુની જો શ્રી વલ્લભ પ્રગટ ન હોતે, બસુધા રેહેતી સુની. ન- ઉતર૦ ૧ દીનદીન પ્રગટ લલુ રાજત, હે જયો કંચન બીચ ચુની; છુગનદાસ આગરાકો શેવક. ગાવત જયાકો મુની. ૨ નઉતર લીલા હોતી જુની.

## ધોળ ૨૬૭.

### આશરાનાં કિરતન રાગ બીહાગ.

કેતે દીન હરી સ્મરણ બીના ખોએ, કેતે દીન હરી સ્મરણ બીના ખોએ; પરનિંદા રસના કે રસમાં, આ- પનો કર્તવ બોએ. કેતેદીન૦ ૧ તેલ લગાય કીએ રૂચી મરદન, બસતર બનાય કે ધોયે; તીલક બનાય સ્વામી હોય નીકસે, વેશ્યનકે મુખ જોએ. કેતે દીન૦ ૨ કંપત કાળવ્યાળ મુની ડરપત, બ્રહ્માદિક શિવ રાએ; સુરધન-

કી કાહાગત વેહેગી, ઉદર ભર ભર સોએ. કેતે દીન હરી સ્મરણુ બીના ખોએ૦ ૩

## ધોળ ૨૬૮.

### રાગ બીહાગ.

કેતી કહી સમજાઈ, તોસુ કેતી કહી સમજાઇ; નંદ નંદ નંદન કે ચર્ણુ કમળ ભજ, તજ પાખંડ ચતુરાઈ. તો સુકેતી કહી. ૧ સુખ સંપત દારા સુત વેહે, જુઠ સબે સમુદાઈ; ક્ષણું ભંગુર એ સબ સયામ બીન. અંત સંગ નહી જાઈ. તોસુ કેતી કહી. ૨ જન્મ મરણુ બોહોત યુગ બીતે, હજીહુ લાજ નહી આઇ, સુરદાસ ભગવત ભજન બીન, જઇએ ગાંડ ગમાઇ. તોસુ કેતી કહીસમજાઈ૦ ૩

## ધોળ ૨૬૯.

### રાગ બીહાગ.

દોઉનમે એકો નહી ભાઇ, દોઉનમે એકો નહી ભાઇ; ન હરી ભજ્યા ના ગ્રેહ સુખ પાયો, વ્રથા બાંહ ગઇ.દો ઉનમે૦ ૧ જયું સુવા શીમળ ફળ લગેકે, લાલચ દાહ દહી; પસ્તાનો જયમ ચાંચ ગુદાને, નીક સત તુળ મહી. દોઉનમે૦ ૨ હરી વિમુખવે ચંદ્ર ચકોર જયું ચુગતઅગાર મહી; દ્રાક્ષ કાંહાં તે ખાએ, સુર પ્રભુ બોહે બંબોરમહી. દોઉનમે એકો નહી ભાઈ૦ ૩

# ધોળ ૨૭૦.

રાગ બીહાગ.

મન તું જાયગો અમજાંની, મન તું જાયગો અમ જાંની. જોગીપતી તપી સબે જાયગો, અરૂજાયગે અભિમાની. મનતુ૦ ૧ રાજ્ય કરંતે રાજા જાયગે, અરૂરૂપ તીરાની; વેદ ભણંતે બ્રહ્મા જાયગે, કથા સુનન તે ગાની, મનતુ૦ ૨ આવેગી એક લેહેર લોભકી, બુડેગો બીન પાણી; સુરદાસ એક ભક્તિ ન જાયગી, જ્યાંકી મતી ઠરાણી. મનતુ જાયગો અમ જાની૦ ૩

# ધોળ ૨૭૧.

રાગ બીહાગ.

કોહુ કામ નહી આયો, ભજન બીના કોહુ કામ નહી આયો; આ જુઠી માયા કે કારણ, રતન શું જન્મ ગમાયો. ભજનબીના૦ ૧ ઉંચે ઉંચે મેહેલ ચિત્ર વિચીત્ર કીનો, રૂચી રૂચી ભોવન બનાયો; તા હું મોસે પકર નિકસે, ક્ષણુંભર રેહે ન પાયો. ભજન બીના૦ ૨ તરીઆ કહતહે સંગ ચલુંગી, ધુત ધુત ધન ખાયો; ચલતી વેર રહી મુખ મુડ, ડગક્યું નહી પોહોચાયો. ભજન બીના૦ ૩ જેતે સંગી તેરે હેત કરતહે, તીનકેહાથ બંધાયો; કાહાડ લીએ કંઠ હુ તે દોરા, કુંકી કુંકી બદન જલાયો. ભજન બીના. ૪ અબ તું સચ કરતહે અધ-

મી, પેહેલે કછુ ન કમાયો; સૂર કહે ભગવંત ભજન બિના, ઉંધે શિર લટકાયો. ભજન બીના કોહુ કામ નહી આયો૦ ૫

## ધોળ ૨૭૨.

રાગ બીહાગ.

જીવન એસે જો બની આવે, જીવન એસે જો બની આવે; શ્રીવલ્લભ શ્રીવિઠલ પ્રભુકી, સરણુ તાતજો પાવે. જીવન૦ ૧ દ્વાદશ તીલક સહિત મુદ્રાધરી, તુલસી કંઠ ધરાવે; પ્રેમ સહિત જો નંદ નંદનકો, દીન જન્મ કર્મ ગુણ ગાવે. જીવન૦ ૨ શ્રીભાગવત મુખ રસ ટીકા, અનુદીન શ્રવણ કરાવે; ભુશાણુ બસન બીચીત્ર બહુ રંગ, પ્રભુકું લાડ લડાવે. જીવન૦ ૩ આછી ભાત સામગ્રી કરકે, પ્રભુકુ ભોગ ધરાવે; પ્રભુકે ભકતનસુ હીલમીલકે, વેપ્રસાદ જ્યો પાવે. જીવન૦ ૪ શ્રીગોકુલ ગોવરધન બસકે, શેવ દ્રઢ મન લાવે; શામા શ્યામ સંગમકી લીલા, ધ્યાન રૂદેમાં આવે. જીવન૦ ૫ શ્રી જુમનાંજીશું અધીક સ્નેહ કરી, મુખ જળ પાન કરાવે; રસીક કહે પાય બાંધી ઘુઘરી, અપનો અંગ નચાવે. જીવન એસે જો બની આવે૦ ૬


સમાપ્ત.

# श्री नाथ द्वारना साचोरा ब्राह्मण जगन्नाथ तरफथी मळेली वइश्नवने नित्य नियम राखवानी शीक्षा.

શ્રીકૃષ્ણાયનમઃ શ્રીગોપીજન વલભાયનમઃ વૈષ્ણવને પ્રાતઃકાળે વેહેલું ઉઠવું, શુર્યોદય સમે નિંદ્રા નિશેદછે. પ્રથમ ઉઠીને કંઠમાં બે માળા તેહનાં દરશન કરવાં, હાથ ધોવા, તીન કોગળા કરી ચર્ણામૃત લેવું. ત્યાર પછી જયજય શ્રીવલભ પ્રભુ શ્રીવિઠલેશ સાથે તથા જયજય શ્રીવલભ નંદન પ્રાતઃ સમે ઉઠી કરીએ. શ્રીલક્ષમણ સુતગાન પ્રાતઃ સમે ઉઠી કરીએ, શ્રી વલભ સુત ગાન ઈનવિના ઓર જે આપને કીર્તન આવડતાં હોય તે ગાઇએ. શ્રી જુમનાંજીનાં પદ તથા વલભાખ્યાન પછે દીશા જંગલ જાઇએ, તે જતાં વખતે બે માળા કંઠમાં હોય તે અગર જનોઈ હોય તો તે કાને લગાવવી. તીન વાર મૃત્યકા લેઈ ગુદા ધોવી તથા દીશા જંગલ જઈએ તે પછી ડાબા હાથથી લોટો નઝાલવો તથા ડાબો હાથ બીજે અડકાડવો નહી. દસવાર મૃત્યકા લેઈને હાથ ધોવા, પછી પગ ધોવા, ત્યારપછી મૃત્યકા લેઈ બેવાર હાથ ધોવા, બાર કોગળા કરવા, પછી દાતણ કરવું, શુદ્ધ જગોપર લોટો મુકી દાતણ કરવું, દાતણ કરતાં એઠો હાથ લોટે લગાવવો નહી. કુણીવતી હાથ ધોવા, પેહેલાં કોગળા કરી મો-

ડું શુદ્ધ કરીને હાથ ધોઇને પછી કપાળ ધોવું, પછી સ્નાન કરી વાશી કપડે અડકવું નહી, અપ્રશમાં રહેવું, પછી એકાંત જગાએ સુકવેલું ધોતીયું જો તેને કોઈ અડયું ના હોય તો તે ધોતિયાને પેહેરવું અથવા મુગટો પેહેરવો, પછો જયાં શેવાનું ઠેકાણું હોય ત્યાં આસન બીછાવવો, પછી આપણે બેસવું, બેશીને તીલક કરવું, તીલક કરવાની રીત શ્લોક પ્રમાણે.

कुमकुमे नचरे धिमा तिलकानि दाद शिवतुः॥ ललाटे उर्ध पुंद्रं स्यात् पद्मा कारंतु वक्षसिवेणु पत्रनीमं बाहु अन्य दिपा कृति भवेत॥

અર્થ—પ્રસાદી કંકુ થકી દ્વાદસ તીલક કરવાં. ઉર્ધ પુંદ્ર જે માર્તંડ ગ્રંથમાં શ્રીગીરધરજી માહારાજ કાશી વાળાએ નિર્ણય કરયું છે. લલાટકે વિશે ઉર્ધ પુંદ્ર કરવું ઉર્ધપુંદ્ર ભગવાનના ચર્ણકૃતી દંડાકાર કરવું, એ તિલક નિર્ગુણ એટલે ગુણ કરકે રહીત હેવી રીતે કરવું, એ તીલક શુદ્ધ છે રૂદય કમળ વિશે કમળના ફુલની આકૃતી અથવા ભુજાને વિશે વાંસના પત્તા સરખું, ઓર ઠેકાણે દીવાની જોત સરખાં. એવી રીતે તીલક કરવાં. હેની ઉર્ધપુંદ્રની ભીતર એક ગદા ધારણ કરવી, તેના ઉપર ત્રણ સંપ્રદાયની છાપ ધારણ કરવી. છાપાં કર્યા વિના રેહેવું નહી. કહ્યુંછે કે—

॥ उर्धपुंड्रं त्रिपुड्रवा मध्ये शुंन्यन कारियते॥

અર્થ—તીલક વીચમાં શુન્ય ન રાખવો, ચાંલો કરવો. એ શાસ્ત્રમાં કોઈ જગાએ વચન નથી તેથી ચાંલો ન કરવો. ભગવંત નામ રૂપી છાપાં જરૂર ધારણ કરવાં જેટલીવાર નાહીએ તેટલીવાર તીલક કરીએ તેટલીવાર છાપાં કરવાં. શ્રી માહાપ્રભુજીએ નિબંધમાં કહ્યું છે તે શ્લોક—

॥ शंख चक्रादिकं धार्य मृदं पुजांग मेवतत् ॥

॥ तुलशी काष्टजा माला तिलकं लिंग मेववत् ॥

અર્થ—શંખ ચક્રાદી ધારણ કરવાં, મૃત્યકા વતી કરવાં એટલે ગોપીચંદન કદાપી ન મળે તો બ્રમાંન્ડ ઘાટની રજવતી કરવાં તથા તે પણ ન મળે તો તુળશીજીના થડ ભિત્તરની મૃત્યકા વતી કરવાં પણ છાપાં વિના ન રેહવું તુળશી કાષ્ટની માળા પેહેરવી તથા તીલક ઉર્ધપુંડ્ર કરવું. निबंध तत्व द्विप श्लोक॥ वन्हि नैवतु संयुक्त चक्र मायाद वैष्णवः॥ धारयेते सर्व वर्णांनां हरिज्ञ लोक्य काम्ययेतिः॥ તે થકી તપ્તમુદ્રા ધારણ ન કરવી ॥ शंखादि चिन्ह रहितः पुजावस्त समाचरेत॥ निःफळ पुजन तस्महरिष्नाविन तष्यति॥ અર્થ—તે થકી છાપ વિના શેવામાં ન જાવું શેવામાં જાય તો હરી જે ભગવાન તે પ્રસન ન થાય તેથી છાપાં કરવાની જરૂર છે વૈષ્ણવને શેવા જરૂર કરવી. श्लोक॥ निबंध तत्व द्विपनेशे एक कालं द्विकालंवा त्रिकालंवापि पुज्यते॥ અર્થ—અપને ઘરમે પુષ્ટિ માર્ગની પરનાળીકા-

યુક્ત શેવા ન બીરાજતી હોય તો હું ગુરૂની આજ્ઞા પ્રમાણે સુક્ષ્મ શેવા કરવી, શેવા વિના રેહેવુ નહી. તે શેવાની રીત લખતા નથી. એક કાળ જાય તો બીજા કાળમાં અથવા બીજો કાળ જાય તો ત્રીજા કાળમાં શેવા કરવી પણ સુક્ષ્મ શેવા કર્યા વિના ખાવું નહી. આપણા શ્રી જે ભગવાન તે થકી બહીરમુખ થાય, શેવાના અવકાશમાં સંધ્યા કરવી. કાળનો ત્યાગ થાય પણ કરમનોત્યાગ ન થાય તેથી શેવાના અવકાશમાં કરવી પછી, જપકરવો, પછી આપને જે શ્રી સર્વોતમજી પાઠ અગર બીજો કોઈપણ પાઠ આવડતો હોય તે જરૂર કરવો સર્વોતમજીનો પાઠ તો જરૂર કરવો કેમકે તે વૈષ્ણવની ગાયત્રીછે. જે રીતે આપણે શેવા કરતા હોઇએ તે કર્યા પછી માહાપ્રસાદ લેવો. ભોગ ધરીને અથવા છ પ્રકારના જે પ્રસાદ કહ્યાછે તેમાં એકે પણ જરૂર લેવો. તે છ પ્રસાદ કયા કયા તેહની વિગત—૧ સાક્ષાત પ્રસાદ, ૨ સ્પર્શ પ્રસાદ, ૩ દ્રષ્ટપ્રસાદ, ૪ મિશ્રીત પ્રસાદ. ૫ ચર્ણામૃત પ્રસાદ, ૬ અક્ષ પ્રસાદ એ રીતે છ પ્રકારના પ્રસાદમાંથી એક પણ લેવો, અસમર્પિત વસ્તુ લવી નહી.

સાંજની રીત—ત્રણવાગ્યા પછી જે રીતે આપણ શેવા કરતા હોઈએ તે પ્રમાણે કરવી તે પછી શ્રીગોવર્ધનવાશીનું ધ્યાન કરવું પછી વલભાખ્યાન અથવા મુળપુરૂષ અથવા શ્રી ભાગવતની અનુક્રમણીકા આદી લેકે આપણને જે ધોળ આવડતાં હોય તેહનો પાઠ કરવો. પછી

વૈશ્નવ મંડળીમાં જાવું, તેહનો નિમ રાખવો; નેત્યાંહાં જે વંચક થાતુ હોય તેહનું ધ્યાન રૂદેમાં રાખવું, ને તેમાં જે સંશય હોય તેહનો ખુલાસો જે કાઇ મ્હોટાં વૈશ્નવ હોય તેહને પુછી કરવો, ને તે જે પ્રમાણે કહે તે પ્રમાણે ચાલવું સતસંગ કરવાની જરૂરછે, વઈશ્નવને મુખ્ય દયા રાખવી, સંસાર વિશે વૈરાગ્ય રાખવો એટલે સંસાર વિશે આશક્ત ન થવું; કામ; ક્રોધ, લોભ, મદ, મત્સરકરીનેરહિત રેહેવું, કોઈની હીંસા ન કરવી, તથા નિંધા ન કરવી, કોઇ ઉપર દ્વેશ ન કરવો, અસત્ય ભાશણ ન કરવું, અનાશ્રય ન કરવો, અસત સંગ ન કરવો, ખોટી ક્રીયા ન કરવી, ભગવંત ધર્મ સમાન બીજો ધર્મ ન જાણવો, પરસ્ત્રિનું ગમન ન કરવું, જો કરેતો હજાર વર્ષની તપશ્ચર્યાની નાસ્તી થાય, હજાર વર્શની શેવા નિષ્ફળ થાય, દર્શન કર્યા વિના સર્વ સ્થાન રેહેવું પરસ્ત્રિ સાથે એકાંતમાં એક પળ પણ બેસવું નહી. જો બેસેતો કામ ઉત્પનથયા વિના રેહે નહી. તે થકો શ્રી ભાગવતાદીકમાં ના કહી છે, આપણી દીકરી હોય અથવા બેહેન હોય તથામાતા ગુરૂપતની અથવા સાસુની જોડે પણ એકાંન્તમાં ન બેસવું—શ્રી માહાપ્રભુજીએ આજ્ઞા કરીછે. ||શ્લોક|| વિષયા क्रांत देहाना नावेशसर्वथाहरेः || અર્થ—જહેનું મન- લૌકિક વિશયને વિશે છે તેહના રૂદયમાં કોઈકાળ ભગવાન પધારતા નથી. વઈશ્નવને શ્રીઠાકોરજી શ્રીવલભકુળ એમને વિશે સામાન્ય બુધ્ધિ રાખવી. તા. વઈશ્નવે હમે-

શાં પોતાના ઘરમમાં તુળશીજીની તા. ગાયની શેવાકરવી.

કીર્તન સુતી વખત સ્મરણ કરી કેહેવું,

જયશ્રીવલ્લભ, જયશ્રીવિઠ્ઠલ જયશ્રીજીુમનાં શ્રીનાથજી; કળયુગના તો જીવ ઓધાર્યા, પુસ્તક ધરીઆ હાથજી. વઈશ્નવજન પર કૃપા કરીને દેજો વ્રીજમાં વાસજી, આગે પાછે ગરૂ બીરાજે, બીચમે મારો નાથજી. મોર મુગટ પીતાંબર સોહીએ, મોરલી શોભે હાથજી; જયશ્રી ગીરધર જયશ્રી ગોવીંદ, જયશ્રી બાળકૃશ્નજી. જયશ્રીગોકુળ પતી, જયશ્રી રઘુપતી. જયશ્રી જદુપતી, શ્રીઘન સ્યામ જી. શ્રીગોકુળ વારે નાથ, મેરી દોરી તુમ્હારે હાથજી. જયજીુમનાંજી, શ્રી ગોવર્ધનનાથ. માહા પ્રભુજી શ્રીવિઠલ નાથ, જેજે શ્રી ગોકુલશ. શેખ્ય નરેહે કેલશ, ક્ષણુંક્ષણું પળ પળ સ્મરણ કીજે, નામ નીરંતર લીજેજી. ચરણ શરણ રાખે માહારો વાલો, શ્રી ગોકુળ અવતરીએજી; શ્રી ગોકુળમાંતો વાસો વસીએ, સંતસજાતીમાં રેહજી. શ્રીવલભ શ્રી વલભ મુખથી કહીએ, ભવસાગરતો તરીએજી. નિત્ય પ્રત્ય રમણ રતીમાં રહીએ, ગુલાબ છડી દરસન કરીએ. જે દરસન બ્રહ્માને દુર્લભ, તે અપને અંગે કરીએ. શ્રી વંદ્રાવન ગોવર્ધન વાશી, રાધા માધવ સુંદર શ્યામ. હરિદાસ હરિ જનકો શેવક, દરશન દીજે આઠો જામ. એટલું કહી મુખ ચર્ણામૃત લેવું.

શ્રી માહા પ્રભુએ અપના નિબંધમાં જે આજ્ઞા કહીછે

તે પ્રમાણે તે શાસ્ત્ર મુખ્ય જાણવાં. ૧ વેદ. ૨ વ્યાસશુત્ર, ૩ ગીતા, ૪ શ્રીમદભાગવત, એચારેને સર્વોપમા માનવા.

પેસાબ કરીને હાથ પગ ધોવા ને ત્યાર પછી કોગળા ત્રણ કરવા ને જમીને કોગળા આઠ કરવા. વિશયકરીને કોગળા કરવા પ્રસંગે પ્રસંગે કોગળા કરી ચર્ણામ્રત લેવું અશુદ્ધ રેહેવું નહીં.

| | |
|---|---|
| શ્રી હર રાયજીની શિક્ષાપત્રી<br>શ્રી ગોકુળનાથજીનું વચનામ્રત<br>શ્રી દ્વારકશાની ભાવના. | વઈશ્નવને વારંવાર વિચાર કરવો અને જરૂર સાંભળવું. |

શ્લોક.

यकंठ लग्न तुळशी न ळीनाक्षमाला॥ येबाहमलपरिशो-भित शंख चक्रा॥ एवा ललाट पटलेल सर्दूर्द्ध पुंढ्रा-स्ते वैश्नवा भुवन माशु पवित्र यंति॥

અર્થ.

જેહેને કંઠમાં તુળશીની માળાછે, અથવા કમર કાકડીની માળાછે; બાહુને વિશે શંખ ચક્રાદી ધારણ કર્યાંછે, લલાટને વિશે ઉર્ધપુંદ્રુ તીલકછે એવા જે વૈશ્નવ તે જયાંજાય ત્યાંહાં એક માસસુધી તે ભોવન પવિત્ર રેહે.

---

અધ્યાય તથા શ્લોક તથા પ્રકર્ણનું પ્રમાણ સ્કંધવિશે

રાગ કાફી.

શ્રી વલ્લભચર્ણે લાગુજી, ગુણ ગાવું વાણી હેવી મા-

ગુજી. ૧ શ્રી વીઠલનાથજી પુરો આશજી, જન્મ જન્મની જાણી દાસજી. ૨ અનુક્રમ તે શ્રી ભાગવતનુ કહીએજી, સ્કંધ તે દ્વાદશ લહીએજી. ૩ અધ્યાય ત્રણસેને બત્રિશજી, પ્રાકૃત અધ્યાય મળી ત્રણસે પાંત્રીશજી. ૪ શ્લોક અઢાર હજાર પ્રમાણજી, પ્રકરણ તેતાળીસ પ્રમાણ નિરવાણજી. ૫ ઓગણીશ અધ્યાય પ્રથમ સ્કંધજી, ત્રણ્ય પ્રકરણ કહ્યાં પદ બંધજી. ૬ હિત પ્રકરણ ત્રણ અધ્યાય લગી થાયજી, પેહેલા અધ્યાય સઉનક પ્રકરણ કેહેવાયજી. ૭ બીજે અધ્યાય સુત પુરાણી ઉત્તર દીધોજી, ભક્તિ યોગ તે ઉત્કૃષ્ટ કીધોજી. ૮ ત્રીજે અધ્યાય કથા અવતાર ચોવીશજી, બીજુ પ્રકરણ મધ્યમ કહુ નામી શીશજી. ૯ ચોથે ચિંતા વ્યાશજીને થઈ નારદ આવ્યાજી, ઉપદેશ કરી પાંચમે સમજાવ્યાજી. ૧૦ કીજેજી શ્રી ભાગવત પ્રકાશજી, તેણે થાય તાપ તીમરનો નાશજી. ૧૧ છઠે પોતાનું વ્રત્તાંત નારદે કહ્યુંજી, આગળ જન્મે જે સુખ દુખ લહ્યુંજી. ૧૨ ત્રીજુ તે પ્રકરણ ઉત્તમ જાણોજી, તેર અધ્યાયમાં એહ વખાણોજી. ૧૩ સાતમે અધ્યાયમાં બાણ અશ્વસ્થામા કેરાંજી, રક્ષા કરી સર્વને રાખ્યાં નેરાંજી. ૧૪ આઠમે ઉતર્યા ગર્ભ રક્ષા કરી લીધીજી, કુંત્તાજીએ પ્રભુની સ્તુતી કીધીજી. ૧૫ ભીસ્મ પીતાએ યુધીસ્ટીરને ઉપદેશ કીધોજી, તે સર્વને વચ્ચે અધ્યાય પ્રસિધોજી. ૧૬ દશમે અધ્યાય યુધીસ્ટરને રાજ્ય બેસારયાજી, પછે શ્રીજી પોતે દ્વારકાં પધાર્યાજી. ૧૭

એકાદશ અધ્યાય સગાં સહોદર સર્વ મળીઆંજી, માંહો-
માંહ પરસ્પર ભળીઆંજી. ૧૮ ભગવત ભક્ત પરીક્ષત
રાયજી, જન્મ વર્ણુ દ્વાદશ અધ્યાયજી. ૧૯ ત્ર્યોદશે વી-
દુરજી હસ્તીનાપુર આવ્યાજી, તીર્થ યાત્રા કરી સર્વ મન
ભાવ્યાજી. ૨૦ ધ્રુતરાષ્ટ્ર ગાંધારી લેઈ સાથજી, વીદુરજી
ચાલ્યા ઉત્તરા પંથજી. ૨૧ ચૌદમે અધ્યાય દ્વારકાંથી અ-
ર્જુન આવ્યા ગ્રહજી, મુખ જોઈ યુધીષ્ટિર પ્રશ્ન પુછ્યા જેહ
જી. ૨૨ પંદરમે અધ્યાય યાદવ કુલ ક્ષે થાયજી, પરિક્ષતને
રાજ્ય દેઈ પાંડવ ઉત્તર પંથ જાયજી. ૨૩ શોલમે અધ્યાય
પરિક્ષત દીગવીજે કહ્યાંજી, પ્રથ્વિ ધર્મ કલીયુગને તાંહાં
લહ્યાંજી. ૨૪ ધર્મ રક્ષા સતરમે અધ્યાય કીધીજી, કળીયુ-
ગને સ્થાન દેઈ શિખ દીધીજી. ૨૫ પરિક્ષતને વિપ્ર શ્રાપ
થયો અરિશ્ટજી, ઓગણીસમેં અધ્યાય જઈ બેઠા ગંગા
તીરેજી. ૨૬ સર્વ રાજ્યતે ત્યાગ કીધુંજી, શુકજીને પુછીને
વૃત લીધુંજી. ૨૭ અધીકાર લીલા એ કેહેવાયજી, એક
રસના ક્યમ કરી ગુણ ગવાયજી. ૨૮ હરીદાસ પ્રભુ શ્રી
ગોવર્ધન ધારીજી, શોભા નીરખી નીત્ય પ્રત્યે જાઉ બલી-
હારીજી. ૨૯ ઈતી પ્રથમનું ધોળ આખ્યાન સંપુર્ણ.

## अथश्री द्वीतियस्कंध अनुक्रम आख्यान प्रारंभ.

જાને લીલા દ્વિતીય સ્કંધછે, અધ્યાય દસ માહે પ્રકરણ
એનાં ત્રણયછે, તત્વ ધ્યાન પેહેલું ત્યાંહે. ૧ પેહેલા અધ્યા-

૫ માંહે કહ્યાં, સાક્ષાત યોગ સાન; પોતાનાજ કારણે, સ્થુળ સ્વરૂપનું ધ્યાન. ૨ સુક્ષ્મ સ્વરૂપનું ધ્યાનછે, તેતો અધ્યાય બીજે; દંતપ્રસાદ પ્રકરણુ બીજુ, એનું વર્ણન ત્રીજે. ૩ ઉસતી દેવતા સર્વેની, થઈ ભક્તી તે સકામી; સર્વે તજી પ્રભુને ભજો, એછે અંતરયામી. ૪ મન વાંછીત ફળ પુરેશ, પુરણકામજ એહ; મંગળાચરણુ સુકજી કર્યું, ચોથે અધ્યાય જેહ. ૫ તેમાં શ્રીજીની સ્તુતી કરી, તહ્યાં લગી કહીએ; ત્રીજુ મનનું પ્રકરણછે, તે છ અધ્યાયમાં લહીએ. ૬ એક ઉત્પતી, બીજો ઉપ પતી; એના બે પ્રકાર, પ્રથમ ઉત્પતી પ્રકારનો, કીધોછે ઉચ્ચાર. ૭ નારદ પુછ્યું બ્રહ્માજીને, કહ્યું પાંચમે કરી માન; અધ્યાત્મક જ્ઞાન પર્ચાકરણુ, સ્થુળ સુક્ષ્મ જ્ઞાન. ૮ આઠ સ્વરૂપ વૈરાગ્યનાં, છઠે અધ્યાય જાણો; સર્વે ઉત્પતી પ્રભુથી થઈ, તે કહી વખાણો. ૯ સાતમે અધ્યાય શેવા વણુવ, ચોવીશે અવતાર; આઠમે અધ્યાયથી જાણીએ, ઉત્પતી પ્રકાર. ૧૦ નારદજીએ બ્રહ્માજીને પુછીયુ, તે એનાં કહીએ; પોતાની ઉતપતીં કહી, તે નવમે અધ્યાય લહીએ. ૧૧ ચતુર શ્લોક શ્રી ભાગવતનો, બ્રહ્માજીયે ઉપદેશ કીધો; નારદજીએ રદે ધરી, શ્રવણે રસ પીધો. ૧૨ તે ઉપદેશ શ્રી શુકજીએ, પરિક્ષતને કહ્યો; શ્રી ભાગવત રસ સાંભળી, કૃતારથ થયો. ૧૩ આ અધ્યાય જો વરણવું, આંધી દૈવક સ્વરૂપ; દશમે અધ્યાય વરણવું, તે કહીએ અનુપ. ૧૪

શ્રવણે સુધારસ પીજીએ, રૂદયા માંહે ધરી; હરીદાસ પ્રભુ શોભા નીરખીએ શ્રી કુંજબીહારી. ૧૫ ઇતિશ્રી ભાગવત દ્વીતીયસ્કંધ અનુક્રમ આખ્યાન સંપુર્ણ.

## अथश्री त्रतीयस्कंध प्रारंभ.

( એની ચાલ વન યાત્રાના ધોળની છે. )

સ્વર્ગ લીલા ત્રતિયસ્કંધ કહીએ, અધ્યાય તેત્રીશ પ્રકરણ ૭ લહીએ. ૧ પેહેલું અધીકાર પ્રકરણ કહ્યું અધ્યાય ચારે, વીદુરજી તીર્થ યાત્રા કરી આવ્યા ત્યારે.૨ વીદુર ઉદ્ધવજી જમુના ત્રઠમાં મળ્યા સહી, બીજે અધ્યાય બાળ ચરીત્રની લીલા કહી.૩ ત્રીજે રાજ્ય લીલા ચોથે પ્રભાશ લીલા કેહેવાય, પછે ઉદ્ધવજી ત્યાંથી ઉતર પંથે જાય. ૪ બીજુ પ્રકરણ ગુણ નીત્ય પાંચમેથી જે, વીદુરજી મૈત્રેયને પુછે ભગવાન માયા તત્વે તે. ૫ છઠે માયા નીરૂપણ મૈત્રય કીધું, ત્રીજે સગુણ પ્રકરણ અધ્યાય ત્રણ્યમાં સીધુ. ૬ સાતમે ભગવત ચરિત્ર અવતાર કથા પ્રશ્ન પુછયાં જે, આઠમે મુળ પુરૂષથી બ્રહ્માજીની ઉત્પતી થઈ તે. ૭ નવમે અધ્યાય બ્રહ્માજી શ્રીજીની સ્તુતી કીધી, દરશન થયાં શ્રષ્ટિ કરવાની આજ્ઞા દીધી. ૮ ચોથું કાળ પ્રકરણ દશમે અધ્યાયથી જાણો,કાળાતમ કઈક પ્રકાર પશુ સૃષ્ટિ વખાણો. ૯ પરમાણુ કાળ ગતી અધ્યાય અગ્યારે, નવ અધ્યાયમાં શ્રાભ મુળજીવ પ્રકરણ અધ્યાય ચારે. ૧૦

બ્રહ્માજીને અંગથી સૃષ્ટિ થઈ સનકાદિક મરિચ્યાદિજે, સરસ્વતી સ્વાયંભુ મનુશતરૂપા તે. ૧૧ તેરમે અધ્યાય વારાહજીનો જન્મ થયો, ચૌદમે કસ્યપજી અદીતી સંવાદ કહ્યો. ૧૨ પંચદશમે જય વિજયને સનકાદિકનો શ્રાપ સોલમે સનકાદિકને દરશન દીધું વઇકુંઠ નાથે આપ. ૧૩ સતરમે હીર્ણ્યાક્ષ વારાહ યુદ્ધ થાય, અઢારમે અધ્યાય પણ એ લીલા કહેવાય. ૧૪ ઓગણીશમે હીણ્યાક્ષને મારી પ્રથિવ લીધી, વીશમે અધ્યાય વારાહની સ્તુતિ કીધી.૧૫ ખટ તત્વ પ્રકરણ તહેના ભેદછે બે,તેર અધ્યાય કરી વર્ણવ થાય તે. ૧૬ એકવીશમે સ્વાયંભુ મનુ આવ્યા, કર્દમ રૂષીની પ્રાર્થના કરી મન ભાવ્યા. ૧૭ કર્દમ રૂષી દેવહુતીનો વિવાહ કરી, બાવીશમે સ્વાયંભુ આવ્યા ફરી. ૧૮ ત્રેવીશમે કર્દમ રૂષિયે વિમાન રચ્યું, યોગ્યા અભ્યાસને બળે રત્નથી જડયું.૧૯ વૈભવ સુખ ભોગ દેવહુતીના કહ્યા, નવ કન્યાના જનમ તે થયા. ૨૦ કપીલ દેવજીના જનમ ચોવીશમે કહીએ, નવ કન્યાના વિવાહ લહીએ. ૨૧ પછે કર્દમ રૂષી વન જઈ સાધન કીધાં, પંચવીસમે કપિલજી માતાને ઉપદેશ દીધા. ૨૨ છવીશમે તત્વ સંખ્ય વર્ણવ જેહ, સતાવીશ લગી વર્ણવ છે તેહ. ૨૩ યોગ્ય ધ્યાનમાં જેવા સરૂપનું ધ્યાન કરવું, અઠાવીશમે અધ્યાય તે રદે ધરવું. ૨૪ ઓગણત્રીશમે ભક્તિ યોગ વર્ણ કહ્યા, ત્રીશમે વર્ણવ કર્મ વિશક્ત લહ્યા. ૨૫ એકત્રીશમે અ-

ધ્યાય જીવની અવસ્થા કહી, ગર્ભ સ્થિતિ જન્મ મર્ણ પર્યંત લહી. ૨૬ જ્ઞાન ભક્તિ નિરૂપણ અધ્યાય બત્રીસે દેવહુતી શ્રિધપદ પામ્યાં અધ્યાય તત્રિશે. ૨૭ માતાએ જ્ઞાન ભક્તિ ઉપદેશી ચિત ધરચાં, ત્યારે કપીલ દેવજી ઉતરપંથ પધારચા. ૨૮ તેર અધ્યાયમાં તત્વ પ્રકરણ થયું, તેહનાં બે પ્રકરણ છે તે પણ કહ્યું. ૨૯ પેહેલા ચ્યાર અધ્યાયમાં ઉરરસ મુક્તિ પ્રકરણ જાણો, હરીદાસ પ્રભુની લીલા વખાણો. ૨૦ ઇતિશ્રી ભાગવતે ત્રતિયસ્કંધ અનુક્રમ આખ્યાન સંપુર્ણ.

# अथश्री चतुर्थस्कंध प्रारंभ.

ચતુર્થસ્કંધમાં વિસર્ગ લીલા કહીએ, પ્રકરણ ચાર અધ્યાય એકત્રીસમાં સહીએ. ૧ ધર્મઅર્થ કામ મોક્ષ પ્ર કરણ ચારેછેરે, સાત પ્રકરણમાં ધર્મ પ્રકરણનો વિસ્તાર છેરે. ૨ એના અધિકાર તે દસ પ્રજાપતીરે, પેહેલા અધ્યાયમાં મનુશંતતીરે. ૩ તેમાં સોમ દતાત્રય દુર્વાસા જાણીયેરે, નારદ નારાયણ ઇત્યાદિક વખાણીયેરે. ૪ વિસ્વાસૃજના યજ્ઞમાં દક્ષપ્રજાપતિ આવીઆરે, બીજા અધ્યાયમાં સર્વે આદર કરી બોલાવીઆરે. ૫ શિવજી ઉઠ્યા નહી તે દક્ષપ્રજાપતિએ રોષ કીધોરે, વીખવાદ કરતાં એક બીજાને શ્રાપ દીધોરે. ૬ ત્રીજે દક્ષના યજ્ઞમાં જવા સીખ માગી સતીરે, ત્યારે તે સંભે ના કીધી પતીરે. ૭

ચોથે આજ્ઞા ઉલંઘન કરી સતી ગયાંરે, દેહ મુકી પર્વતનિ પુત્રિ થયાંરે. ૮ પાંચમે નારદજી શિવ આગળ સર્વ વાત કરીરે, ક્રોધ યજ્ઞનો કિધો વિધ્વંસ વાત રૂદે ધરીરે. ૯ છઠે બ્રહ્માદિક શિવજીની સ્તુતિ કરી અહીંરે, સાતમે દક્ષનો યજ્ઞ પુરણ્યોછે તહીંરે. ૧૦ સર્વે મળી શ્રીજીની સ્તુતિ કરી તે જાણીએરે, બીજુ અર્થ પ્રકરણુ અધ્યાય પાંચમે વખાણીએરે. ૧૧ આઠમે અધ્યાય ઉતાનપાદનો વંશકહ્યોરે ધ્રુવજી અપરમાને વચને તપ આરાધીયુંરે. ૧૨ નવમે પ્રભુ મળ્યા વરદાન લઈ આવ્યા ઘરભણીરે, સર્વેને ધ્રુવજી સાથે પ્રિત્ય વ્યાધિ ઘણીરે. ૧૩ દશમે ઉતાનપાદ પામ્યા મ્રત્યુ દુઃખ રૂદે ધર્યુંરે, ભ્રાતનું વૈર લેવાની મત્યે ધ્રુવજીએ જુધ કર્યુંરે. ૧૪ એકાદસમે અધ્યાય પ્રભુજી આવીઆરે, કરી ધ્રુવજીનું સમાધાન ઘેર બોલાવીયારે. ૧૫ ધ્રુવજીએ રાજ્ય કરયું સંપુર્ણ દ્વાદશમે અધ્યાય કહ્યુંરે; પછે પુત્રને સોંપી રાજ્ય અચળપદ લહયુંરે. ૧૬ ધ્રુવજી માનિતા પરપદ પામ્યા તે બારમેરે, ત્રીજુ કામ પ્રકરણુ અધ્યાય અગિયારમેરે. ૧૭ એના અધિકારિ તે પૃથુરાજ સહિએરે. તેહના ચરિત્રની કથા હેમાં કહિએરે. ૧૮ ધ્રુવના વંશ અધ્યાય તેરમે કહ્યોરે, ચૌદમે રાજા વેન બ્રહ્મ શ્રાપે માર્યોરે. ૧૯ પંચદશમે પૃથુની જન્મપત્રિ વિચારી છેરે. ૨૦ સોલમે પૃથુનુ ચરિત્ર થયા એકવિશમેરે, સનકુમારથિ આત્મ યોગ્ય બાવિશમેરે. ૨૧ એતો આઠ

અધ્યાયમાંછે તે કહ્યાંરે, તેહેના ભેદ તે બે એમે લહ્યારે. ૨૨ બ્રહ્મ તત્વદર્શી ત્રણ અધ્યાયમાં થાયછેરે, ક્રમ સાધુ જય પાંચ અધ્યાયમાં કેહેવાયછેરે. ૨૩ અનુક્રમ પુર્વે ઉત્તર જાણજોરે, હવે ચોવીશમે અધ્યાય પૃથુવંશ વખાણજોરે. ૨૪ પ્રચેતાને શ્રી માહાદેવજી મળ્યારે, રૂદ્ર ગિત વર્ણવ કહુરે હેવા હળ્યારે. ૨૫ પ્રાચિન બહીર્શને નારદ મળ્યા પંચવીશમેરે, પુરંજન આક્ષાન કહ્યું, છવીશથી અઠાવિસમેરે. ૨૬ પુરંજન આખ્યાન સાંભળી ઓગણત્રીસમે દુઃખ પાંમ્યારે. કપિલાશ્રમ જઇ પ્રાચિન બહિરસ સુખ પાંમીયારે. ૨૭ પ્રચેતાને ત્રિસમે પ્રભુ પ્રસન થયા કારજ સીધુંરે, કરજો દશ હજાર વરશ રાજ્ય એ વરદાન દીધુંરે. ૨૮ એકત્રીશમે નારદજી પ્રચેતાને ભગવદ વાર્તા કહીરે, એ કથા સાંભળિ હસ્તિનાપુર વિદુર આવ્યા સહીરે. ૨૯ હરિદાસ શોભા વિચારીએરે, સદા એમના ગુણ કીજે જ્ઞાન રૂદેમાં ધારીયેરે. ૩૦ ઇતિશ્રી ભાગવતે ચતુર્થસ્કંધે અનુક્રમ આખ્યાન સંપુર્ણ.

## अथ पंचमस्कंध प्रारंभ.

### રાગ કાફિ.

પંચમસ્કંધ અધ્યાય છવિશ કેહેવાય, સ્થાન લીલાનું વર્ણન થાય. ૧ ત્રણ પ્રકરણ દસકાળ સપ્ત કહીએ, પેહેલે ઇશ પ્રકરણ અધ્યાય ત્રણ લહીએ. ૨ પ્રીયવ્રતનો વંશ કહ્યો પેહેલા અધ્યાય માંહે સપ્ત સમુદ્ર દ્વીપ કહ્યાં

ત્યાંહે ૩ બીજામાં અગ્નિ ધુમા નવ પુત્ર કહ્યા, તે નવ ખંડના રાજા થયા. ૪ નામી રાજાને પુત્રનું વરદાન દીધું, ત્રીજા અધ્યાય માંહે પ્રસિધું. ૫ એકવીશમા અધ્યાયમાં બીજું કાળ પ્રકરણ જાણો, ચોથા અધ્યાયમાં રશભ દેવનો જન્મ વખાણો. ૬ રશભ દેવને નાભિરાજે રાજ દીધું જયારે, પોતે પરમપદ પાંમ્યા ત્યારે. ૭ રશભ દેવના પુત્ર સોને બ્રાહ્મણ એકાશી, નવ યોગેશ્વર દેશ રાજા સુખ રાશિ. ૮ પાંચમે છઠે રશભ દેવ ચરીત્ર લહિયે, સાતમે ભરથને પુત્ર કહ્યો તે કહીએ. ૯ અષ્ટમે ભરથ ચરિત્ર કહ્યાં પ્રકાશ, મૃગ સંગત મૃગ થયા તે પાંમ્યા નાશ. ૧૦ જડ ભરથ ચરિત્ર નવમે મુગા થઈ ચાલ્યા, દશમે રહુગણે વેઠમાં ઝાલ્યા. ૧૧ ભરથને જ્ઞાન અપુર્વ રહુગણે પુછયું અગીઆર, તેજ કથા કહી છે અધ્યાય બાર. ૧૨ તેરમે જડભરત કથા ચરિત્ર કહી, રહુગણ આત્મ વિદ્યા પાંમ્યા ચતુર દીસે સહી. ૧૩ પંચ દશમે શુમતિનો વંશ વખાણીએ, તેમાં ગયા રાજાનો જન્મ તે જાણીએ. ૧૪ શોળમે ભુગોળ વર્ણન થાય, તેમાં જાંબુદ્વિપ નવ વર્ષ મેરૂ પ્રભુ પ્રભાય. ૧૫ સતરમે શેષ શેવક કેહેવાય, તે કથા ઓગણીસમે તે થાય. ૧૬ વિશમે શપ્ત સમુદ્રનુ પ્રમાણ, વિસમે એકવીશમે જ્યોતિશ ચક્રનું પ્રમાણ તે વખાણ. ૧૭ બાવિશ તેવિશ સુધી એ ચરિત્ર કહીએ, ચતુરવિશમે રાહુનું પ્રમાણ તે લહીએ. ૧૮

ત્રિજુ સ્વપન પ્રકરણ બે અધ્યાય ભેદ એહ, એક જીવા-ત્મા બીજો પરમાત્મા તેહ. ૧૯ પંચવિશમે પાતાળ લોક વર્ણન કહ્યો, નર્ક વર્ણવ છવિશમે લહ્યો. ૨૦ હરીદાસ પ્રભુ ગુણ ગ્યાન કિજે નિત્યે, શોભા નિર્ખી ધરી લીજીએ ચિત. ૨૧ ઇતિશ્રી પંચમસ્કંધ અનુક્રમ આખ્યાન સંપુર્ણ.

## अथश्री सष्ठमस्कंध प्रारंभ.

રાગ ધન્યાશ્રી.

એની ચાલ (શ્રીમદ વલભ પ્રભુને કરૂં પ્રણામજી.) સષ્ટમસ્કંધ અધ્યાય ઓગણીસમાં પોષણ લીલા વર્ણન કહી; નામ ધ્યાનમે અર્ચન ત્રણ પ્રકરણ એમાં છ સ-હી. ૧ અજામીલનું આખ્યાન અધ્યાય પેહેલે, બીજે વીષ્નુ દુત યમદુત સંવાદ થયો; માહાદુષ્ટ આચાર્ણ કર્યું તોહે, પ્રભુ નામ પ્રતાપે વઈકુંઠ ગયો. ૨ ત્રિજે ધર્મરાજે પોતાના શેવકને, નામ માહાત્મ કહ્યું હરી; શ્રવણ કથા કિર્તન નામ સ્મરણ કરે, ત્યાંહાં જાઓ રખે ફરી. ૩ પેહેલું નામ પ્રકરણ કહ્યું, હવે બીજુ ધ્યાન પ્રકરણ કહેવા-યછે; ચોથા અધ્યાયમાં વર્ણન તેનું, તેતો ચઉદશ અધ્યાય લગી થાયછે. ૪ પ્રચેતાનો વંશ કહ્યો તે પણ ચોથા અધ્યાયમાં જાણીએ દક્ષનો જન્મ થયો તે સર્વ, એમાં કહી વખાણીએ. ૫ પ્રભુજી પ્રસન થયા ઘણું, દક્ષે એવું તપ કીધું; પ્રસન વદને શ્રીનાથજી, સંતાન થયાનું વરદાન

દીધું. ૬ પાંચમે દક્ષના પુત્ર સર્વે મોક્ષ પાંમ્યા, નારદજીએ ઉપદેશ કીધો, દક્ષને ત્યાર ક્રોધ ચડીયો, નારદજીને શ્રાપ દીધો. ૭ છઠે દક્ષને કન્યા થઈ તે, કહુ પતી સંતતિ એમાં વખાણીએ; સાતમે ઇંદ્ર ગુરૂ બ્રહસ્પતિ રીશાણા, વિશ્વ રૂપનો ગુરૂ કીધો તે જાણીએ. ૮ આઠે ઇંદ્રિને નારાયણ કવચ દીધું, નવમે વિશ્વ રૂપને માર્યો તે કથા કહી; વત્રાસુરનો જન્મ એમાં કહ્યો, દશમે દધિચીના અસ્થિનું વજ્ર કીધું સહી. ૯ એ વજ્ર લેઈ ઇંદ્રે જુદ્ધ કીધું, વત્રાસુર સાથે ત્યાં; એકાદશમે પરસ્પર યુદ્ધમાં પ્રસનતાનાં વચન થયાં ત્યાં. ૧૦ દ્વાદશમે વત્રાસુર મારી ઇંદ્ર જીત્યો, ત્રયોદશમે બ્રહ્મ હત્યા થઈ; ઇંદ્રેજ્યારે યજ્ઞ કીધો, ત્યારે બ્રહ્મહત્યા ગઈ. ૧૧ પુર્વ જન્મ વત્રાસુરનો ચિત્રકેત રાજા, તેહ કથા ચઉદમે કહી: પંચદશમે પુત્ર શોક થયો, ચીત્રકતને નારદજીએ સમાધાન કર્યું સહી. ૧૨ સોળમે પુત્ર શોક સાંભળી, વૈરાગ ઉપનો સાધન કીધું પ્રભુ મળ્યા ત્યાં; સતરમે વૈમાન બેશી કૈલાસ ગયો, પારવતીજીએ શ્રાપ દીધો ત્યાં. ૧૩ ત્રીજુ જે અર્ચન પ્રકરણ, તે અઢારમેથી થાય છે; અદિતિને અદિતિના પુત્રનો, એહમાં વંશ કેહેવાય છે. ૧૪ મરૂત ગણની ઉતપતી થઈ ઓગણીશમે, પુશવત વ્રત કરયું; હરીદાસ પ્રભુ નીરખી શોભા, ગુણ ગ્યાન કરી રૂદે ધરયું. ૧૫

ઇતિશ્રી સપ્ટમસ્કંધ અનુક્રમ આખ્યાન સંપુર્ણ.

# अथश्री सप्तमस्कंध प्रारंभ.

( શ્રી લક્ષ્મણ સુત શ્રી વલભ રાયજી ) એચાલ.

સપ્તમસ્કંધ અધ્યાય પંદરેમ થાયછેરે, એનાં પ્રકરણ ત્રણ કેહેવાય છેરે. ૧ અસદ વાસના કહીએરે, સદ્વાસના પ્રકરણ ત્રિજુ લહીએરે. ૨ પેહેલું અસદ્વાસના પાંચ અધ્યાય લગી જાણોરે, પેહેલે જય વિજયના શ્રાપનું કારણ એ વખાણોરે. ૩ બીજા અધ્યાય માંહી હીરણાક્ષ વધ કર્યુરે, માતાને આખ્યાનમાં સમાધાન જ્ઞાન કરયુંરે. ૪ ત્રિજે ભ્રાતનું વેરલેવા નિમીતરે, હીરણાકશ્યપે તપ કીધું ધરી ચિતરે. ૫ બ્રહ્માજીએ આવી વરદાન દીધુંરે, જેજે હીરણાકશપે માગી લીધુંરે. ૬ ચોથે હીરણાકશપે રાજ કીધું જયારેરે, દેવતા ભાગી ગયા તે વારેરે. ૭ ભગવત ભક્ત પ્રહલાદ પુત્ર થયારે, પંચમે અધ્યાય ભણવાને ગયારે. ૮ ભણ્યા ભગવદ નામ તે સારરે, બીજુ કાંય ન કરે ઉચારરે. ૯ સદ્વાસના પ્રકરણ બીજુ કહીએરે,તેપણ પાંચ અધ્યાયમાં લહીએરે. ૧૦ છઠે પ્રહલાદજી ભણતા નિશાળરે, શ્રી હરી નામ જપે સર્વ બાળરે. ૧૧ સાતમે પ્રહલાદજીને બાપે પુછયું ત્યારેરે, તમો એ ભણ્યાછોક્યાંરેરે. ૧૨ માતાજીને ઉપદેશ નારદે કહ્યોરે, એતો ગર્ભમાંથી તે લહ્યોરે. ૧૩ આઠમે પ્રહલાદજીને પીતાએ ક્રોધ કરી વાર્યોરે, સ્થંભથી પ્રગટ થઈને હીરણાકશપ માર્યોરે. ૧૪

દેવતાએ પ્રભુજીની સ્તુતી કરીરે. નવમે પ્રહલાદજીની સ્તુતી રૂદય ધરીરે. ૧૫ દશમે ભકિત વરદાન સ્તોત્ર દીધુંરે, રાજ્ય બેસાડી સર્વ કાજ્ય કીધુંરે. ૧૬ મયનામા દઈત ત્રિપુર તાર્‍યો જેહરે, બાળીભસ્મ કર્યું ત્યાં તેહરે. ૧૭ સદવાસના પ્રકરણ ત્રિજુ ત્યાં થાયરે, એકાદશમે ચાર વરણ કેહવાયરે. ૧૮ દ્વાદશમે બ્રહ્મચારીના કહ્યા ધર્મરે, વાનપ્રસ્થમાં કહ્યાં સર્વ કર્મરે. ૧૯ ત્રયોદશમે પતિવ્રતાના ધર્મ કહીઅરે, અજગરને પ્રહલાદજીનો સંવાદ થયોરે. ૨૦ ચતુરદમે ગૃહસ્થાશ્રમ કેહેવાયરે, પંચદશમે ત્રીગુણ ધર્મ કેહવાયરે. ૨૧ ઉત્તમ મધ્યમ કનીષ્ટ સર્વ પ્રકારરે, ઇતિ લીલા કહી વિસ્તારરે. ૨૨ હરીદાસ પ્રભુ શોભા નિહાળીરે, ગુણ ગાવું ત વળી વળીરે. ૨૩ ઈતિશ્રી સપ્તસ્કંધ અનુક્રમ આખ્યાન સંપુર્ણ.

## अथश्री अष्टमस्कंध प्रारंभ.

### રાગ ધનાશ્રી.

જય જય લાલ ગોવરધન ધારી, સુંદીર રૂડાં નામજી એ દેશી.

અષ્ટમસ્કંધ મનવંતર લીલા, અધ્યાય છે ચોવીશજી; પ્રકરણ કહ્યાં છે એનાં, તે કહું નામી શિશજી. ૧ તામસ સાત્વિક રાજસ ભકિત, ચાર પ્રકરણનાં નામજી; પેહલું તામસ પેહલે અધ્યાયથી, વર્ણવુ સર્વ તજી કામજી. ૨ સ્વયંભુ મનુ સ્વારોચિષ મનુ, ઉત્તમ મનુ તામસ મનુ કહ્યાજી; બીજે અધ્યાય ગજેંદ્રને, જળમાં ગ્રાહે ગ્રહ્યાજી. ૩

ત્રિજે શ્રી હરીની સ્તુતિ કીધી, ગ્રહેથી મુકાવીઓ ગજેં-
દ્રજી; ભકત હેત પ્રભુ પોતે ધાયા, છબીપર વારૂ કોટીક
ચંદ્રજી. ૪ ચોથે ગજગ્રાહના પુર્વ જન્મનું કહ્યું, મોક્ષ
થયા તે એમ કહીએજી; પાંચમે રેવત મનુ ચાકસ મનુ
થયા તે કથા સર્વ લહીએજી.૫ દેવતા દૈત્ય ગયા ક્ષિર સાગર,
અમૃત મથ નીમીતજી; સર્વ મળી પ્રભુની સ્તુતિ કીધી,
નીર્મળ કરીને ચીતજી. ૬ છઠે પ્રભુ પ્રસન થઈ દીધો, દે-
વતા મંદ્રાચળગીરી લેવા આવ્યાજી; ઉપાડી ન શક્યા તે
જોઈ, પ્રભુજી ગરૂડે ધરી લાવ્યાજી. ૭ સાતમે કુર્મ અવતાર
ધરીને, સમુદ્ર મથન કીધુંજી; કર્તા મથન હળાહળ નીસ-
ર્યું, તે શીવજીને દીધુંજી ૮ આઠમે રત્ન ચઉદ તે નીસ-
યાં દેવ દાનવ યુધ કર્યુંજી; દેવતાને અમૃત પાવાને કાજે;
મોહની વપુ પ્રભુ ધર્યુંજી. ૯ નવમે અધ્યાય અમૃત દેવ-
તાને પાઈ, રાહુનું છેદીયું શિષજી; દેવતાને અમૃત દૈત્યેન
ટાંણે, અંતરધ્યાન થયા જુગદીશજી. ૧૦ દશમ દૈત્ય પર-
સ્પર વઢીયા, એકાદશમે દેવસુર સંગ્રામજી; દ્વાદશમે મોહ-
ની સ્વરૂપ ધર્યું, સીવહીત કોટીક કામજી. ૧૧ ત્રયોદશે
વૈવસ્વતમનુંના રાજમાં, શ્રીવામનજી પ્રગટ થયાજી; પછે
ભવિષ્ય મન્વંતર આગળ થાશે, તે પણ સર્વ કહ્યુજી. ૧૨
સવર્ણ મનુદત સાવરણી, મનુ બ્રહ્મા સાવર્ણી કહીએજી;
રૂદ્ર સાવર્ણી દેવ સાવર્ણી, ઈંદ્ર સાવર્ણી તે લહીએજી.
૧૩ ચતુર્દશે મનવાદી મનુના પુત્ર ઈત્યાદી, સર્વે ભગવદ

અંશ જાણીએજી; હવે નવઝગી પ્રકરણ તે ત્રિજી, રાજ્યસ કહી વખાણીએજી. ૧૪ પંચદશામે બળી રાજે રાજ્ય તે કીધું, અશ્વમેધ યજ્ઞ કીધો જયારેજી; સોડશામે વિજ્ઞાપ્તિ આદિતી કરી પતિની, પુત્રની કામના જે કાજ તમારેજી. ૧૫ પુત્ર થશે વ્રત કરો કહુ પતિ, થયો વ્રત વિધો કહીજી; આદિતીએ કરયું પયોવ્રત ત્યારે, સર્વે વિધી રૂદે લહિજી. ૧૬ સપ્તદશે પયોવ્રત કિધે, પ્રભુ પ્રસન થયા જાણીજી; ગર્ભે વિશે આવ્યા પ્રભુ ત્યારે, બ્રહ્માદિક સ્તુતિ કરી વખાણીજી. ૧૭ અષ્ટાદશે વામનજી પ્રગટ્યા, પધાર્યા બળી વામની પાસજી; યજ્ઞસાળામાં સનમાન કરીને, અવિલોક્યા અવિનાશજી. ૧૮ ઓગણીશામે ત્રણ પદ પ્રથિવ સંકલ્પ કીધી એહજી; બે પદમાં સ્વર્ગ મૃત્યુ સર્વે લીધું, વિશામે એક પદની માગે જાગ્ય તેહજી. ૧૯ ત્રીજા પદનું રહ્યું ન ઠેકાણું, પરસ્પર વિવાદ વચન થયાંજી, એકવિશામે બ્રહ્માજી સ્વર્ગમાં, શ્રીજીના વર્ણ લહ્યાંજી. ૨૦ અંગુષ્ટ દેખી અભિશેક કીધો, ગંગા પ્રવાહ થઈ પ્રથ્વિપર વહ્યાંજી, બળી રાજાને વરૂણ પાસથી બાંધ્યો, તે પ્રશ્ન એમાં કહ્યાંજી. ૨૧ બાવીશામે બળી આત્મ નિવેદન, સત્ય વચન માટે કીધુંજી, શિશ ધર્યું ફરી પ્રભુ પ્રસન થયા, રાજ્ય સુતળનું દીધુંજી. ૨૨ ત્રેવિશામે બળીને જીતી દીધું દેવતાને, રાજ્ય ગયું હતું જે એહનુંજી, સર્વ મળી સ્તુતિ કરી પ્રભુની, પ્રફુલ્લિત મન થયું તેહનુંજી. ૨૩ ચોથું પ્રકરણ જે

કહીએ ચોવીશમે અધ્યાયજી, વૈવસ્વતમનું રાજ્યમાં, મચ્છા અવતાર થયો તે કહેવાયજી. ૨૪ હરીદાસ પ્રભુના ગુણ ગાતાં, તનની ત્રાત તે જાયજી, નિત્ય પ્રત્યે એની શોભા નીર્ખી હઇડું ટાહાડું થાયજી. ૨૫

## અથશ્રી નવમસ્કંધ પ્રારંભ.

રાગ એની ચાલ.

નવમસ્કંધ વર્ણન કરૂં, અધ્યાય ચોવીશ જાણી, પ્રભુ કૃપાથી ઇસાનુ કથા, પ્રકરણ બે વખાણી. ૧ સુર્ય વંશ મર્યાદ પ્રકરણ, તેતો પેહેલું કહિયે, ચંદ્રવંશ પુષ્ટિ પ્રકરણ છે, તે સાંભળી સુખ લહિયે. ૨ પેહેલે અધ્યાયથી પેહેલું સુર્ય વંશ તે કહિયે વખાણ્યો, વૈવસ્વતમનુને પુત્ર દશ થયા, ઇક્ષ્વાકુ આદિ જાણો. ૩ એક કન્યા થઈ તે એમ હવે, કહું બીજે અધ્યાય, ચાર સુતને સંતાન થયાં નહી, તે પણ કહેવાય. ૪ આ પછી ત્રણ પુત્રેન વંશ થયો તે એમાં કહિય, નૃતા ભગનારી સંતત તે દ્રસ્ટના લહિયે. ૫ ત્રિજે સયાતિનો વંશ કહી, રેવતી કન્યા જેમાં, ચોથે નૃપનો વંશ કહ્યોરે, રાજા અમરીશ તેમાં. ૬ ભક્તને દુરવાશાએ દુઃખ દીધું, પોતે દુખ પામ્યા ત્યારે, પાંચમે દુરવાશા સઘળે ફરી આવ્યા, અમરિશ પાસે જ્યારે. ૭ સુદરશનને સમાધાન કરીને, વાર્યું ત્યારે સુખ થયું; છઠે અમરીશનો વંશ થયો, તે સર્વે કહ્યું. ૮ પછે ઇક્ષ્વાકુનો વંશ કહ્યો, તેહેના વંશમાં માનધાતા, તેહના વંશમાં મુજકંદ થયા; તે કહું

વિક્ષાતા. ૯ સાતમે માનધાતાના પુત્ર પુરૂ કુછનોવંશજાણો,
તેમાં હરીચંદ રાજા થયા, આઠમે એનો વંશ વખાણો.૧૦
જેમાં સગર રાજા થયા, નવમે એનો વંશ તેહ; તેહના વં
શમાં ભાગિર્થ રાજા, ગંગાજી લાવીઆ જેહ. ૧૧ ભગિર્થ
વંશ કહ્યો, ખડવાંગ થયો; દશમે રઘુનો વંશ કહો, રામા
અવતાર કહ્યો. ૧૨ એકાદશમે રામજીનું રાજ્ય વર્ણવ,
દ્વાદશમે કુશનો વંશ કહો; પુષ્ટિ પ્રકરણ અધ્યાય, બારેમ
તેરેમથી લહો. ૧૩ ઈક્ષ્વાકુના નિમી તેહના વંશમાં રાજા
જનક થયા જાણો, ચૌદમે ચંદ્રમાથી બુધ થયા; તેહના
પુત્ર પુરૂરવા વખાણો. ૧૪ પંચદશમે પુરૂરવાના વંશમાં,
શ્રી ફરશુરામજી થયા; શોળેમ ફરશુરામ ચરિત્રને, વિશ્વા
મિત્ર જન્મલહ્યા. ૧૫ સપ્તદશમે પુરૂર્વાના પુત્ર, મોહોટા
નહુશનો વંશ એમાં; રાજા યયાતીનો વંશ કહો, અધ્યાય
અઢાર તેમાં. ૧૬ ઓગણીશમે યયાતિ પરમગતી પામ્યા.
વિશમે પુરનો વંશ કહ્યો; તેમાં એકવિશમે દુસુકંતને પુત્ર
ભરથ, તેહનો વંશ લહ્યો. ૧૭ રંતિદેવ જેહમાં થયા, ગ-
ર્ગાચાર્ય વંશ કહો; રાજા પંચાળના, કૃપાચાર્ય કહી લહ્યા.
૧૮ બાવીશમે દ્રુપત કહ્યા પછે, અજમીઠનો વંશજાણો;
જેહમાં જરાસંધ થયા પછે સંતનું વંશ વખાણો. ૧૯ પાં-
ડવકૌરવનો વંશ કહિ, પછે જરાસંધ વંશ કહીયે; ત્રેવિશમે
બાકી યયાતિના ચાર પુત્રનો વંશ કહિયે. ૨૦ તેહમાં ય-
દુનો વંશ થયો, મેધાવિ રૂવિ જેહમાં; ચોવીશમે જાદવનો

વંશ, ને અકુરનો વંશ તેહમાં. ૨૧ ઉગ્રસેનને દેવકનો ક-
હ્યો વંશ, એ માંહે વર્ણન કહ્યોછે; જન્મ તે કંશ. ૨૨
સુરસેનનો વંશ કહ્યો, જે જેહના સુત વાસુદેવ; તેહેના
સુત પ્રગટ્યા શ્રીકૃષ્ણ ચંદ્રજી, નિત્ય કીજીએ શેવ. ૨૩
હરીદાસ પ્રભુગુણ ગાઇને, ચિતમાં ધરીલીજે; નિત્યપ્રતિ
શોભા નિરખીને નરણે રસ પિજે. ૨૪

## अथ दशमस्कंध प्रारंभ.

શ્રી લક્ષ્મણ સુતને હું નમુ, કરૂં તે પરમાણ; વાણી તે
મુજને આપજો, ગુણગાવું તે વિસ્તાર.

શ્રીલક્ષમણ સુત ગુણ ગાઇએ, શ્રીવલભ પરમઉદાર;
શ્રી વિઠલવરને સમરીએ, દ્વિજકુળ ધરિઓ અવતાર. ૧
એહના પદ વંદન કરી, માગુ તે વાંણી સાર; દસમસ્કંધ
રૂદે ધરી, અનુક્રમ કરૂ ઉચ્ચાર. ૨ અધ્યાય સત્યાસિ
એહના, ત્રણ મન્વંતર કેહેવાય; સર્વે મળી કેહેવાય છે,
નેવું તે અધ્યાય. ૩ નિરોધ લીલા નિરૂપણ, છે પ્રકરણ
પાંચ તે જાણી, જન્મ તામસ રાજયસ સાત્વિક, ગુણ
પ્રકરણ વખાણી. ૪ જન્મ પ્રકરણ પેહેલું પેહેલા અધ્યાય
થી, ચાર અધ્યાય લગીતેહ; રાજાએ પ્રશ્ન પુછયું ત્યારે,
શ્રી શુકદેવજી ઉત્તર દીધો તેહ. ૫ શ્રી વસુદેવજીને
દેવકીજી, પરણ્યાં કંસરાય કરી પ્રિતી; બીજે અધ્યાય
કંસે દેવકીજીના, પુત્ર માર્યા તે કહી રીતી. ૬ સંકર્ષણ
ગર્ભમાંહે પધાર્યા તે કહું, પછે પ્રભુ પધાર્યા ગર્ભ માંહી;

ત્યાંહાં સર્વ દેવતા મળીને, સ્તુતિ કીધી છે તાંહી. ૭ ત્રીજે શ્રીકૃષ્ણજી પ્રગટ થયા, મથુરાંમાં કાળાગ્રેહ; શ્રીવસુદેવજીને શ્રીદેવકીજી, સ્તુતિ કરે છે તેહ. ૮ પુત્ર લેઈ શ્રી ગોકુળ પધરાવ્યા, શ્રીયશોદાજીને અંક; કન્યા લેઇ તે આવીઆ, મનમાં તે થાયશંક. ૯ ચોથે માયા ઉઠી ગઈ, આકાશે કંસને થયો પશ્ચાતાપ; પછે બેનનું સમાધાન કીધું, જોઇને સંતાપ. ૧૦ દૈત્યને તેડી એમ કહ્યું, મારો ને દુઃખ દો એહ; તામસ પ્રકરણુછે, અઠવિશમાં થાય તેહ. ૧૧ એના ભેદ ચાર પ્રકાર, પ્રમાણુ પ્રમેય કહેવાય; સાધન ફૂળ એ ચ્યારછે, પ્રમાણુ પેહેલું થાય. ૧૨ પાંચમે શ્રીજીનો ઓછવ વ્રજ, ફુલુ અંગ ન માય; પછે કંસને કર દેઈને, ગ્રહાવીઆ આનંદ રાય. ૧૩ છઠે પુતના મોક્ષ, સાતમે સંકટ ભજન જાણી; ત્રાણુવત મર્દન વિસ્વરૂપ કીધું, લીલા એહ વખાણી. ૧૪ આઠમે ગર્ગાચાર્ય નામ કર્મ ચૌર્ય લીલાને મૃતી ભક્ષ; વિશ્વ રૂપ દરસન દેખાડ્યું, જનુનીને તે પ્રત્યક્ષ. ૧૫ નવમે ઉલુખલ બંધન દાસમય મળીયેછે અરજુન; ભંજન નલકુબર મણીગ્રીવ ઉધાર, એકાદશમે નંદ ગામની લીલા, વછાસુર બકાસુર વધનો પ્રકાર. ૧૬ પક્ષાતર કલમસ ભેદના ત્રણુ અધ્યાય, વિરૂધ વાક્ય જેહ; દ્વાદસે અગાસુર વધ, ત્રયોદશે ગોવાળ મંડળી તેહ. ૧૭ ભોજન શિક્ષા બેશી ભોજન કીધાં, બ્રહ્માજીએ હેરચાં વછબાળ; ચૌદમે પ્રભુ લીલા જોઇ,

બ્રહ્માએ સ્તુતિ કીધી તત્કાળ. ૧૮ બીજુ પ્રમેય પ્રકરણ છે, તેહના સાત અધ્યાય; દ્વાદશે વન ક્રિડા કરી, પ્રભુજીએ ચરાવી ગાય. ૧૯ ત્યાં ધેનુકનો વધ કરી વિશજળથી રાખી સર્વ; ત્રયોદશે કાળીંદ્રી મથન કીધું; વિષદુર કીધું નિવાર્યો ગર્વ. ૨૦ ચૌદમે કાળી રાહ્યા, ત્યાં તેહનો તે કહ્યો પ્રકાર; દાવાનળનું પાન કીધું, સર્વની કરી સાર.૨૧ પંચદશમે બાળલીલા, પ્રભુ કરી ચરાવી ગાય; ગ્રિષ્મ રૂતુ વર્ણન કરીને, પ્રલંબ વધ કેહેવાય. ૨૨ સોળમે દાવાગ્નિનું પાન કીધું, વનથી પધાર્યા ગેહ; સતરમે વર્ષારૂતુ વર્ણન શર્દરૂતુ વર્ણન તેહ. ૨૩ અષ્ટાદશે વેણું ગીત, પછી ત્રિજુ સાધન પ્રકરણ કહેવાય; ચિત ધરીને સાંભળો, એના તે સાત અધ્યાય. ૨૪ ઓગણીશમે હેમંત રૂતુ, કાત્યાયની વ્રત વખાણી; વ્રજ ભક્તને વરદાન દીધું, એમાં તે એ જાણી. ૨૫ વિશમે રૂષિ પત્નીનું અન્ન આરોગ્યા, એકવીશમે ઇંદ્ર નોત્રોજ યાગ; ભોગ ધરાવ્યો ગીરી રાજયને, પ્રભુજીએ કરી અનુરાગ. ૨૬ અન્યાશ્રય દુર કરાવી, પોતાનો આશ્રય કરાવ્યો નાથ; બાવિશમે ઇંદ્રકોપ વૃષ્ટિથી રાખ્યો સર્વ સાથ. ૨૭ ત્રેવિશમે એવું પ્રાક્રમ જોઈ, સર્વને આશ્ચર્ય જ્ઞાન એવું થાય; ચોવીશમે ઇંદ્રસ્તુતિ અભિશેક કરી, ગોવિંદ નામ ધરચું કેહેવાય. ૨૮ પચીશમે શ્રીનંદજીને વરૂણ પાસથી, મુકાવ્યા વ્રજઈશ; વ્રજ ભક્તને બ્રહ્મ રૂદયમાં, નિજ ધામ દેખાડચું શ્રી જગદીશ. ૨૯ ફળ પ્રકરણ કહ્યું

ચોથું. સાત અધ્યાય માંહે એહ; છવીશમે વેણું નાદ કરી, વ્રજ ભક્તને તેડ્યા તેહ. ૩૦ રાસ ક્રિડા આરંભકરી, અંતર ધ્યાન થયા તે વખાણી; સતાવીશમે વ્રજ ભક્ત લીલા સ્મરણ કરી, દ્રુમને અંધી પુછતાં ફર્યાં જાણી ૩૧ અઠાવિશમે વ્રજભક્ત મળી, સર્વ કર્યું ગોપીકા ગીત ગ્યાન; ઓગણત્રીસમે દિન થઈ રૂદન કીધું, તત્કાળ પધાર્યા ભગવાન. ૩૨ ત્રિસમે રાસ રમણ કરી, સુખ દીધું વ્રજભક્તને નાથ; એકત્રિશમે સર્પ ડંશથી નંદરાયજી. મુકાવ્યા તે દીઠું સર્વ સાથ. ૩૩ બળદેવજીનો રાસ વર્ણવ્યો, તેમાં શંખચુડનો વધ કહેવાય; બત્રિસમે દીવસ વિયોગ તાપસ દુર કરવા, વ્રજભક્ત ગુણળી ગતી ગાય. ૩૪ ગુણ ગ્યાન નિશદિન કર્યું, પ્રભુનું એ સદા મનહાસ; હરિદાસ પ્રભુ શોભા નિર્ખી, માગે ચર્ણરજમાં વાસ.૩૫

અથ બીજું પદ.

એની ચાલ રૂક્ષ્માણી હરણની.

બીજુ પ્રકરણ તે રાજસ જાણો, અધ્યાય અઠાશીમાંહે વખાણો. ૧ તેના પણ ભેદછે ચાર, પ્રમાણ પ્રમેય સાધન ફુળસાર. ૨ તેહમાં પેહેલું પ્રમાણ પ્રકરણ થાય, તેના જાણીએ સાત અધ્યાય. ૩ તત્રિસમે વૃષાભાસુર વધકહિએ, નારદે કંસને ઉપદેશ કર્યા તે લહિએ, ૪ ચોત્રિસમે કેશી દૈત્ય વધ જાણી, નારદનંદ ગ્રેહ ભવિષ વાર્તા વિખાણી. ૫ પછે વ્યોમાસુર વધ થયો જેહ, પાંત્રિસમે

અક્રુર વ્રજ કંસે મેલ્યા તેહ. ૬ પછે કુશળ પ્રશ્ન પુછયાં ત્યારે છત્રિસમે અક્રુર સાથ મથુરાં પધારે. ૭ સ્નાનસમે મારગમાં દરશન દીધું, અક્રુર સાડત્રિસમે સ્તુતિકરી સુખ લીધુ. ૮ અડત્રિસમે મથુરાં પ્રવેશ, રજક માર્યો સુંદીર ધરાવેશ. ૯ વાયકને પ્રભુ દીધી મુક્તિ, દીધી માળા સુદામાને ભક્તિ. ૧૦ ઓગણચાળીસમે કુબજા કીધી સ્વરૂપ; ધનુકયનો ભંગ સાંભળ્યો કંસ ભુપ. ૧૧ કંસને દુસુપ્ત થાયેછે ભારી, રંગ મંડપમાં પધાર્યા ગીરધારી. ૧૨ સાત અધ્યાયમાં પ્રમેય પ્રકરણ થાય, ચાળીશમે કવળ્યાપીડ વધ કેહેવાય. ૧૩ રંગમંડપમાં પધાર્યા પ્રભુ ઈહાં, જેને જેવો ભાવ તેવાં તેને દરસન દીધાં તીહાં. ૧૪ પરસ્પર મળી માહાત્મ વખાણે, એકતાળીસમે મલ્લ યુદ્ધ થયુંતે ટાણે. ૧૫ કંસમામાને મારી દોડ્યા, માતા પિતાના બંધન છોડ્યા. ૧૬ માતા પિતાનું સમાધાન બેતાળીસમે કીધું ૧૭ નંદાદીકને વ્રજ મોકલ્યા નાથ, વસુદેવજીને ગૌદાન દેવરાવ્યાં હાથે. ૧૮ જન્મસમે સંકલ્પ કીધો જેહ, પ્રભુજીએ ગાય દોવરાવી તેહ. ૧૯ અવંતિકા ગયા વિદ્યા ભણવા કાજે, ગુરૂ પુત્ર લાવી દીધો માહારાજે. ૨૦ ત્રેતાળીસમે ઉધવ વ્રજ આવ્યા, કુશળ વાર્તા કરી નંદજી મન ભાવ્યા. ૨૧ પ્રાતઃ વ્રજ જનને ઉધવજી મળ્યા સહી, ચુંવાળીસમે ગ્નાન વાર્તા ઉપદેશ કહી. ૨૨ વચન આશક્તિનાં કહ્યાં વ્રજજન, શુદ્ધ સત્વ ઉપન્યું મન. ૨૩ દ્રષ્ટાંત ભ્રમરનું દેઈને કહ્યું, તે સર્વ ભ્રમર

ગીતમાં લહ્યું. ૨૪ પીસતાળીશમે કુબ્જા ગ્રહ પધાર્યા હરી, ત્યાંહાંથી ફરી મનોરથ પુરણ કરી. ૨૫ અક્રુર પાંડવની શુદ્ધ લેવા ગયા તેહ, છેતાળીશમે હસ્તિનાપુર આવ્યા અક્રુર એહ. ૨૬ સર્વેની શુદ્ધિ લીધી, કુંતાજીએ દુઃખની વાર્તા કીધી. ૨૭ આવીને પ્રભુજીને કહ્યું, પુર્વાર્ધ સંપુર્ણ થયું. ૨૮ હરીદાસ પ્રભુ શોભા ગુણ ગાવું, શોભા નિરખી કુશી અંગ ન સમાવું. ૨૯ સંપુર્ણ.

॥ અથ ત્રિજુ પદ ॥

એની ચાલ રતી વહુને સુપ્યુંછે રાણી રૂક્ષમણી.

ઉત્રાર્દ્ધ સાધન પ્રકરણ અધ્યાય સાતનુ, તે તો ઉત્રાર્દ્ધમાં થાયછે; સુડતાળીશમે અધ્યાય જરાસંધ યુદ્ધ થયું, સતર મીવાર તે કેહેવાય છે. અઢારમી વાર જુદ્ધને કાજે આવ્યો ઈહાં, દ્વારિકાં સમુદ્રમાં પ્રભુ વાશી સર્વને મોકલ્યા તીહાં. ૩ પછે પોતે પધાર્યા ત્યાંહાં થકી મુચકુંદને વર દીધો એણે સ્તુતિ કરી. ઓગણપંચાશ મુચકંદ બદ્રિકાશ્રમ ગયા, બળદેવજી રેવતીજી પરણ્યાં જાણીયે; રૂક્ષમણીજીનો સંદેશો શ્રી કૃષ્નને પોતો, પંચાશે રૂક્ષમણી હરણ વખાણીએ. ૪ એકાવનમે યુદ્ધમાં શ્રીકૃષ્નજીની સાથે રાજા સર્વછે, રૂક્ષમઈઆનાં મુછ મુસ્તક મુડી કૃષ્નજીએ બાંધ્યો નિવારી ગર્વછે. ૫ ત્યાંથી પ્રભુજી દ્વારકાં પધાર્યા વિધિ પુર્વક વિવાહ કરીયા, બાવનમે પ્રદ્યુમનજી પુત્ર પ્રગટીયા સંવર દૈત્યે તે હરીઆ. ૬ યુદ્ધ કરી સંવરદૈત્યને મારી, રાણી

રતીજી લેઈ ઘેર આવીઆ, ત્યાં સર્વ જન જોવા મળીઆ, રૂક્ષમણીજી મન ભાવીઆ. ૭ ત્રેપનમે મણી પ્રસંગમાં જાંબુવંતી સતભામા બેહુ વરીઆ, ફળ પ્રકરણ અધ્યાય સાતમાં, ચોપનથી વર્ણવ કરીઆ. ૮ પ્રભુજી પાંડવની શુદ્ધ લેવા પધારીઆ, ત્યાં સાંભલ્યું જે સતરાજીત મારીઓ સહી, સતધનવાને મારી મણી લીધી તે, સતભામાને પુત્રે સર્વે લહી. ૯ સતભામાના આગ્રહથી, શ્રીકૃશ્નજી ફરી પધારીઆ, સતધનવાને માર્યો મણી મળી નહી અપવાદ થયો અકુરેને તેડાવીયા, અપવાદ ગયો મણી આવી તહી. ૧૦ ચોપનમે શ્રીકૃશ્ન ઇંદ્રપ્રસ્થ પધાર્યા, ને કાલીંદ્રીજી પરણ્યા કહ્યું, ખાંડવ વનનો દાહ કીધો, મિત્ર વંદા પરણ્યા તે લહ્યું. ૧૧ સત્યા ભદ્રા ને લક્ષ્મણા, તે છપનમે ભૌમ માર્યો છે હરી, સોળ સહસ્ત્ર કન્યા રોકી હતી, તે તો પ્રભુજીને વરી. ૧૨ સતાવનમે હાસ્ય પુકૃચન તેતો રૂક્ષમણીજીને કહ્યાં, પ્રતિ ઉત્તર ફરી દીધો, તેતો સર્વ એમાં રહ્યાં ૧૩ અઠાવનમે સર્વે સ્ત્રિને, પુત્ર દશ થયા છે તે જાણીએ, પટરાણી આઠ જે મુખ્ય તેના, પુત્રનાં નામ વખાણીએ. ૧૪ પ્રદ્યુમન પુત્ર તે રૂક્ષમણીના, તેહના સુત અનિરૂધ છે, માંમાની કન્યા પરણી લાવ્યા, તેતો કીધું યુદ્ધ છે. ૧૫ ઓગણસાઠમે શ્રી અનિરૂધજીને, ચિત્રલેખાએ હર્યા, શ્રોણીતપુરમાં બાણાસુર તનયા, સુપનાંતરમાં વર્યા. ૧૬ ત્યાં હાર્ગ કારણે પધાર્યા, બાંધીયા નાગ પાસ છે, સાઠમે બાણાસુર સંગ્રામ

થયો; પછે અનીરૂધજી પરણી પધાર્યા, પુરી આશ છે. ૧૭ અનીરૂધજી પરણી પધાર્યા, ગુણ ગ્યાન કરી ચિત ધારીએ; હરીદાસ પ્રભુ શોભા નિરખીએ, તનમન ધન સર્વે વારિયા. ૧૮ ઇતિશ્રી દશમસ્કંધ અનુક્રમ આખ્યાન ત્રીજુ પદ સંપુરણ.

॥અથ ચોથું પદ.॥

એની ચાલ ધન્ય ધન્ય શ્રીજમુનાંજીનું નીરજી.

ચોથું પ્રકરણ સાત્વિક ત્રેવિશ અધ્યાયજી, સાત અધ્યાયમાં પ્રમેય પ્રકરણ પેહલું થાયજી. ૧ એકસટે કુપમેપથિ કર્કલાસનો ઉધાર કીધોજી, તેહેના પુર્વજન્મ વૃતાંત પ્રસિધ્યાજી. ૨ બ્રહ્મ અંશ કઠણ ઘણું તે કહીએજી,બાસટે બળદેવજી, વ્રજ પધાર્યા તે લહિયેજી.૩ સરવેને મળિ રાજ રમણ સુખ લીધુંજી, શ્રી જમુનાંજીયું આકર્શણ કીધુંજી. ૪ ત્રેસટે પુંડરીક કાશીનો રાજા જેહજી, તેહેનો પુત્ર સુદક્ષણ વધ કર્યો તેહજી. ૫ કાશી ભસ્મ કરીછે જ્યારેજી, ચોસટે બળદેવજી દ્વિવિધ માર્યો ત્યારેજી.૬ પાંસટે દુર્યોધનની કન્યા લક્ષમણા જાણોજી,જાંબુવતીના પુત્ર શ્યામ પરણ્યા તે વખાણોજી. ૭ બળદેવજી વિવાહ થયો તે કહીયેજી, ત્યારે હસ્તિનાપુર વાંકું કીધું તે લહિયેજી. છાસટે નારદજી આવ્યા શ્રી કૃશ્ન ગ્રેહેજી,ગૃહસ્થાધરમ જોતાં થાકયા એહજી. ૯ સોળસહસ્ત્ર ઘેર ફેરે નવ જાયજી, ગ્રહ પ્રત્યે નૌતમ લીલા થાયજી. ૧૦ સડસટે પ્રભુજીની આહુક વિ-

ધિજી, જેમ કરતા તેમ કર્યું પ્રસિદ્ધજી. ૧૧ નારદજીએ
આવીને કહ્યું જેહજી, પાંડવને રાજ્ય મનોરથ થયો તે-
હજી. ૧૨ સાધન પ્રકરણ અધ્યાય સાતજી, અડસઠે પ્ર-
ભુજીએ ઉધવજી કરી વાતજી. ૧૩ દુતને નારદજીએ કહ્યું
તે ચિત ધરીજી, પાંડવ પાસે ઇંદ્રપ્રસ્થ પધાર્યા શ્રીહરીજી.
અગનોતેરમે રાજસુયજ્ઞ નિમિત દિશાઓજીતીજી, જરા
સંધ મારી પુત્ર રાજ્ય બેસાડ્યોજી. ૧૫ બંધનથી રાજાસર્વ
કરી પ્રિત્ય મુકાવ્યાજી, શિતેરમે વસ્ત્રભુષણ ભોજનકરાવ્યાંજી.
૧૬ એલદાન ઇંદ્રપ્રસ્થ પધાર્યા શ્રી નાથજી. ઇકોતેરમે
યજ્ઞમાં શિશુપાળ વધ કરી રાખ્યો ચરણ સાથજી. ૧૭
બોહોતેરમે સાલ્વ પ્રદ્યુમનજી, માહા યુદ્ધદારૂણ થયુંજી૧૮
ચુંવોતેરમે સાલ્વ માર્યો, કરી ગદા પ્રહારજી; હેવ સાત
અધ્યાયમાં કુળ પ્રકરણ પ્રકારજી. ૧૯ પંચોતેરમે વિદુરથ
દંતવક્ર તે માર્યાજી, પછે પ્રભુ મહાભારથ યુદ્ધમાં પધાર્યા
જી. ૨૦ છોતેરમે બળદેવજી તિર્થ યાત્રા કરી આવ્યા તે
કહ્યુંજી, યુદ્ધ સંપુર્ણ ત્યારે તે થયુંજી ૨૧ સીતોતેરમે સુ-
દામા મિત્રની આજ્ઞાથી દ્વારીકાં આવી લાહો લીધોજી.
૨૨ ઇઠોતેરમે પ્રભુ પ્રસન થઈ, સુદામાને વઈભવ દીધો-
જી. ૨૩ અગન્યાસીમે સુર્ય ગ્રહણ જાણી કુરૂક્ષેત્ર પધા-
ર્યા તેહજી, વ્રજના સરવ મળી કુશળ પુછે સમાધાન કીધાં
એહજી. ૨૪ એંશીમે પાંડવને મળી કુશળ વારતા કીધી
જી, પટરાણી સર્વને દ્રૌપતિયે પાણીગ્રહણ વાર્તા પુછી
લીધીજી. ૨૫ એકાશીએ રૂશી મુનિ પુજા કરી પ્રભુમન

ભાવ્યાજી, વસુદેવજીએ નારદ પાસે, જ્ઞાન ઉપદેશ કરાવ્યા જી, ૨૬ યજ્ઞ કરાવ્યો વિદાય સર્વને કરીજી, પછે પોતે દ્વારીકાં પધારચા શ્રી હરીજી. ૨૭ ગુણ પ્રકરણ અધ્યાય છમાં થાય એહજી, બાશીમે દેવકીજીના પુત્ર લાવ્યા તેહ-જી. ૨૮ કંસે છ પુત્ર મારચા તે જાણીજી, પાતાળ જઈ બળીરાજા પાસેથી આણ્યાજી. ૨૯ સ્તન પાન કરી પુત્ર સ્વર્ગ પધારચાજી, દેવકીજી માતાના મોહ નિવારયાજી. ૩૦ ત્રાશીમે શુભદ્રા હરણ તે અર્જુને કીધુંજી, પ્રભુજી સુત દેવ જનક ગ્રેહ પધારી સુખ દીધુજી. ૩૧ ચોરાશીએ સર્વ રૂશી મળી પરીક્ષા કરીજી, બ્રહ્મા વિષ્ણુ શિવ તેમાં મોહોટા શ્રીહરીજી ૩૨ નિશ્ચે કરી ઠરાવ્યું એ નહીજી, વેદ સ્તુતી કરી તે કહીજી. ૩૩ પંચાસીએ ભજન કેહેવું શ્રેષ્ટ તે કહીએજી, વ્રકાસુરનું આખ્યાન કહ્યું તે લહિએજી.૩૪ લોકા લોક જઈ વિપ્રનો મારચો પુત્ર લાવ્યા તેહજી, છાશીમે અધ્યાય લગી ચરીત્ર કહ્યાં જેહજી ૩૫ સતાશીએ રાજ નીતિ ગ્રસ્થાશ્રમ પ્રકારજી, ગણના ન થાય યાદવકુળ બહુ વિસ્તારજી. ૩૬ શ્રીવલ્લભજીના ચર્ણ કમળની આશજી, શોભા નીરખી ગુણ ગાએ હરીદાસજી.૩૭

## अथ अेकादशस्कंध प्रारंभ.

એની ચાલ શ્રી વલ્લભ ગુણ ગાવુંરે, કે લીલાછે ઘણી.

સ્કંધ એકાદશમાંરે લીલા મુક્તિ કહી, પ્રકરણ બે એનાંરે જીવ મુક્તિ બ્રહ્મ મુક્તિ સહી. ૧ જીવ મુક્તિ પ્ર-

કરણ પેહેલુંરે તેના ભેદ બે જાંણીએ, અધ્યાય ઓગણ-
ત્રીશ લગીરે, એહ વખાણીયે. ૨ એતો સર્વે સંપુર્ણ રે
એકત્રિશ અધ્યાયછે, બ્રહ્મ ભાવના અધ્યાયેર પંચ કેહેવાય
છે ૩ પેહેલા અધ્યાય માંહ્યરે યાદવકુળને બ્રહ્મશ્રાપ થયો,
બીજે વસુદેવજીનેરે નારદે જ્ઞાન ઉપદેશ કહ્યો. ૪ નવ
યોગેશ્વરનોરે સંવાદ જનક ગ્રેહ થયા, તે કરીને હરી બહુરે
વચેન કહ્યા. ૫ ત્રિજે અંતરીક્ષ પ્રબુધરે કહું તે એમાં
લહું. ૬ ચોથે યોગેશ્વરરે ત્રિગુણ અવતાર કહ્યાં, ચોવિશ
અવતારરે એમાં વર્ણવી લહ્યાં. ૭ પાંચમે ચમસકરરે, ભા-
ભા જનનો સંવાદ થયો જાણીયે, સાયુજ્ય મુક્તિ અધ્યાય
બેમાંરે તે કહી વખાર્ણીયે. ૮ છઠે દેવતા સરવે સ્તુતી
કીધીરે, યાદવને આજ્ઞા દીધી શ્રીહરી; પ્રભાસ જઈ યજ્ઞા-
દિક કરચોરે, એ વાત સરવે ચિતધરી. ૯ ઉધવ આવી
પ્રશ્ન કીધોરે, સાતમે અવધુતનો ઈતિહાસ કહ્યો. ચોવીશ
ગુરૂના ગુણ લીઆરે, રાજયદુનો સંવાદ થયો. ૧૦ આઠમે
ચોવિશ ગુરૂનું કારણરે, દશમે ઉધવજીને જ્ઞાન ઉપદેશ તે
સહી; એકાદશમે ભક્ત શેવા કરોરે, તેને માયા બાંધે
નહીં. ૧૧ દ્વાદશમે સાધુ સંગતરે, એમાં એવું ભાખે; ત્રયો-
દશમે તત્વ જ્ઞાન કેરીરે, સર્વ વિશે સામાન્ય દ્રષ્ટી રાખે.
૧૨ ચતુર્દશે ભક્તિનો યોગ ઉત્કૃષ્ટ કરોરં, પછે ધ્યાન સ્વ-
રૂપ કહું; પંચદશે અષ્ટાદશ સુધીરે, પ્રાપ્તી થાય તે લહું.
૧૩ વિભુતીનું સ્વરૂપરે, શોળસમે અધ્યાય જાણો; સપ્તદ-

શે અષ્ટાદશારે, વર્ણાશ્રમ ધર્મ વખાણ્યો. ૧૪ ભક્તિયોગ એ નિયમેરે, અધ્યાય ઓગણીસમે: જ્ઞાનયોગ કર્મયોગ ને ભક્તિયોગરે, વિધિ લક્ષણ વિસમે. ૧૫ વિધી નિશેધ કર્ત્તવ્યરે, એકવિસ કેહેવાયછેરે; તત્વનિશ્ચયાત્મકાદિકકેરેરે, બાવીસમે થાય છે. ૧૬ ભિક્ષુ ગીતાનું વર્ણવરે, અધ્યાય તેવીસમ, સાંખ્ય યોગાદિ લક્ષણાદિરે, વર્ણવ ચોવીસમે, ૧૭ પંચવિસમે યોગ લક્ષણાદિરે, છવિશ ઇલોપાખ્યાન સહી; પુરૂષારાધન વિધીરે સતાવીસમે અધ્યાય કહીરે. ૧૮ યોગાચાર વર્ણવરે, અઠાવીસમે કેહેવાયછે; ઓગણત્રીસમે યોગ કર્મારગ મારગ કહીરે, ઉધવજીનો વીવાદ થાયછે. ૧૯ બ્રહ્મ મુક્તિ પ્રકરણરે, અધ્યાય બેનુરે, તેહનાછે ભેદ બે. ત્રિસમ મમતા ત્યાગરે, દ્વારિકાંથી ચાલ્યા પ્રભાસલીલા કરી. ૨૦ એકત્રિસમ અહંતા ત્યાગરે તતો બ્રહ્માદિક સ્તુતિ કરી; હરીદાસ પ્રભુ શોભા નિર્ખીરે નિજધામ પધાર્યા શ્રી હરી. ૨૧

## अथ द्वादशास्कंध प्रारंभ.

### એની ચાલ સાહેલીરે શ્રીજીને નર્ખિયે

દ્વાદશસ્કંધ અધ્યાય એના તેરછે, અધ્યાય એ લીલારે પ્રકરણ પાંચ જાણી; સદા ગુણ ગાઇયે, એક લોકાશ્રય બીજો વેદાશ્રયરે. ત્રિજુ પ્રકરણ વખાણી સદા ગુણ ગાઇએ૦ ૧ ચોથુ શબ્દાશ્રય પાંચમું અર્થાશ્રય એ પાંચમાં પેહેલું લોકાશ્રય એહ. સદા ગુણ ગાઇએ૦ ૨ પેહેલા અધ્યાયમાંરે રાજા તે કહ્યા, બીજા અધ્યાયમાં

આગળ થશે તેહ. સદાગુણ૰ ૩ બીજુ પ્રકરણ વેદાશ્રય અધ્યાય ત્રિજેથી તેમાં તે યુગ યુગના સર્વ ધર્મ કહેવાય. સદાગુણ૰ ૪ ચોથે યુગ યુગનાં પ્રમાણ કહ્યાં, પ્રલયકાળ-નોરે એમાં વર્ણવ થાય. સદાગુણ૰ ૫ ત્રિજુ પ્રકરણ ભ-ગવદાશ્રય ત્રણ પ્રકરણ અધ્યાયમાં પુરણરે, ભગવદાશ્રય-ણી. સદાગુણ૰ ૬ પાંચમે પ્રમાણ લક્ષણ પરિક્ષતને સર્પ ડંશ કહ્યા, છઠે પરીક્ષતનરે મોક્ષ થયો નિરવાણ. સદાગુણ૰ ૭ સર્પ યજ્ઞ વેદ સંખ્યા વર્ણવ કહું, સાતમે પણરે વેદ સંખ્યા વર્ણવ. સદાગુણ૰ ૮ ચોથુ પ્રકરણ શબ્દાશ્રય અ-ધ્યાય ત્રણનું એનો શ્રી ભાગવતનો આશ્રય કરવોએહ. સદાગુણ૰ ૯ ભાગવત સ્વરૂપ શ્રી ભાગવતજી સહી, ભા-વ કરીરે કીજે નિત્ય ધ્યાન. સદાગુણ૰ ૧૦ આઠ અ-ધ્યાયથી માર્કંડ આખ્યાન છે, નવ દશ લગીરે માર્કંડેય આખ્યાનછે. સદાગુણ૰ ૧૧ એકાદશે સુર્ય દ્વાદશે પુર્વોક્ત થયું, તે સંક્ષેપે કહ્યા. સદાગુણ૰ ૧૨ ત્રયોદશે પુરણ સં-ખ્યા કહીરે, ફળ શ્રુતિ પણ એમાં થાય. સદાગુણ૰ ૧૩ નિબંધોક્ત સર્વ આખ્યાન થયાં, શ્રી ભાગવતરેમહીમા-ય અપરંમપાર. સદાગુણ૰ ૧૪ હરિદાસ પ્રભુ શોભા નિ ર્ખીને ગુણગાઈએરે, જાવું બલીહાર સદાગુણ ગાઈએરે. ૧૫



# अथ श्रीद्वारकांनी परीक्रमा.

શંખો દ્વારે શંખનારાયણ, પરમ પુરૂષ પરમેશ્વરજો, બ્રહ્માદિક ઇંદ્રાદિક શેવે, હેલી દેવ તે તેત્રીશકોડજો. ૧ દશ અવતારે દરશન દીધાં, મીટયા ત્રીવીધી તન તાપજો; શંખ તલાવે સ્નાંન આરંભ્યે, હેલીમટે જન્મનાં પાપજો.૨ ભકત વછળ ભકતના ભીરૂ, જાંનકીજીવન રામજો; ભરત શત્રુધન લછમન ભ્રાત, હેલી આપતે પુરણ કામજો. ૩ નારાયણની શોભા સુંદર, લક્ષ્મીજીના કંથજો; એહના દરશન આવે પ્રાણી, મીટે છે મનની ભ્રાંતજો. ૪ કેશવરાય કરૂણામય સાગર, હેલી જગનનાથ જગદીશજો; આદ્યનારાયણ અલકનીરંજન, સકળ ભોવનપતી ઇશજો. ૫ પંચવક્ર તરૂણેશ્વર પુજા, હેલી કપીલેશ્વર માહાદેવજો; નરસઇજીનાં દરશન કીધાં, સકળ સુરા-સુરશેવજો. ૬ ચંદ્રભાગા ઓર કબીર ચોરો, વીદુરતણા ગોપાળજો;નાગાના નારાયણ સ્વામી, હેલી સંત કેરા પ્રતીપાળજો. ૭ મીરાંબાઈ હરીની દાસી,ગીરધરલાલ શું જાણીજો; ઇંદ્ર પાટની બડી હવેલી, ત્યાંહાં વલભકુળનો વાસજો. ૮ વૈશ્નવજન ત્યાં કીરતન ગાવે, આનંદ મન ઉલ્લાસજો. ૯ એહેને દરશન આવે પ્રાણી, પાવન કરે શ્રીનાથજો. ૧૦ રમણદીપ રણછોડ બીરાજે,આનંદ પુરણબ્રહ્મજો; નારદ તુમર ત્યાં ગાન કરે,શું જોતાં જાય મનની ભ્રાંતજો.૧૦ કુશેશ્વર ઓર

ગણુપતીજીને, પ્રેમે લાગુ પાયજો;નીજ મંદીર જઈ શીશ નમાવે, તેહેનો જનમ કુતારથ થાયજો.૧૧ છત્ર ચમરની શોભા સુંદર, એ ચૌદ લોકનો નાથજો; ત્રીકમતેજપ્રતાપ અધીક છબી, માધવ મદન ગોપાળજો. ૧૨ કલ્યાંણુરાય કરૂમય સાગર, પુરૂષોતમ પ્રતીપાળજો; માતા દેવકી શ્રી લક્ષ્મીજી, સતભામા શોભા સિંધુજો. ૧૩ પ્રેમપુંજ ભ્રખુભાન લડંતી, ત્યાંહાં રમે નંદાનંદજો;નટવરલાલ ગોવર્ધનધારી, ગોપીપત ગોપાળજો; મુકંદ મધુસુદન જાંખુવંતી, શ્રીપતી પરમક્રપાળજો. ૧૪ નારદાદિક સનકાદિક શેવે, દેવ તે તેત્રીશક્રોડજો; ગરૂડ અંબાજી પ્રહલાદાદીક, બેઠુ રહ્યા કરજોડજો. ૧૫ ચરણુકમળ ગોમતીએ નાહ્યા, ત્યાંહાં સુરજની જોતજો; રૂક્ષ્માણી કુંડે નાહાતાં ધોતાં, ગઈ છે મનની ભ્રાંતજો. ૧૬ કાળીને કાલંદ્રી નાહ્યાં, શંખોદ્ધાર ધામજો; તેહેની ધજાનાં દરશન કીધાં, ત્યાં પામે વીસરામજો. ૧૭ પદમતીરથ બાંણુગંગા નાહ્યાં, ત્યાંહાં તુળશીનો વાસજો; સતભામાને આંગણીએ, કંઇ કલ્પ વ્રક્ષનું ઝાહાડજો. ૧૮ શેહેસ્ત્ર ઇઠયાશી રૂખી તણાં, જો વ્યાસા કોટડી ધામજો; રૂખી કીપાએ પાંમીએ, મુક્ષનારાયણનું નામજો. ૧૯ ઝાહાડીમાં હનુમાન બીરાજો,નવ નાથ ચોરાશી સીધજો; એને દરશન જોયે પ્રાણી, આપે છે બહુ રીધજો. ૨૦ પ્રેમસા નીલેશ્વર સ્વામી, અભયા અભેપદ ધામજો; મહમાયાને પાએ લાગુ, આપ તે પુર-

ણુ કામજો. ૨૧ પરીક્રમા પરમેશ્વર કેરી, પુરે સઉની આશજો; ક્રશ્નસ્નેહી નંદકુંવરનો, જન્મજન્મનો દાસજો.૨૨

# श्रीद्वारकांनी परीक्रमा बीजी.

જોજોજો રણુછોડરંગી, ત્રીકમરાય માધવરાય અંગી; કલ્યાંણરાય પુરૂષોતમ સંગી, જોજોજો રણુછોડ. રંગી.૧હું અષ્ટ પટરાણી વાસી, શ્રી રાધાસુખની રાસી; ટેહેલ કરે છે બહુ દાસી, જોજોજો રણુછોડ. ૨ દરશન કરી પાવન થઈએ, તીરથનો મહીમા લહીએ; પ્રેમે પરક્રમા જઇએ, જોજોજો રણુછોડ. ૩ પરથમ પંચખાળે નાહાવું, દામોદરરાય ગોમતી જાવું; પાંડવ ઘાટે પાવન થાવું, જોજોજો. રણુછોડ. ૪ ગૌઉ ઘાટે ગઉની ખરીએ, પઇસા રૂપઈઆ ધરીએ; ભયોમુખ બ્રામણને કહીએ, જોજોજો રણુછોડ. ૫ ત્યાંથી બાંણુ ગંગા જાવું, આવી સંગમમાં નાહાવું; ચક્ર તીરથ ચીતમાં ચાહાવું, જોજોજો રણુછોડ. ૬ સ્નાંન પાવન સ્નાંને થાવું, સાંહાંમે સીધનાથમાં જાવું; હીડતાં હરીના ગુણ ગાવું, જોજોજો રણુછોડ. ૭ બ્રમાસાવત્રીવાવ્ય, દામોદરરાય કુવેનાહ્ય; દરશન બે મંદીર થાય,જોજોજો રણુછોડ. ૮ ભાગીરથી ગંગાએ ચાલો, રૂક્ષ્માણીડેરામાં માહાલો; ગજધાયકે ત્યાંહાં નીહાળો, જોજોજો રણુછોડ.૯ કકલાસ્યકુંડ લીધો અવતાર, કાંચીડાનો કીધોઉદ્ધાર; હરીના ચરણુસીરોમણુ સાર, જોજોજો રણુછોડ. ૧૦જય

વજે પ્રભુનાછે પ્રતીહાર, તેહેને નમીએ વારંવાર; ચરણા-મ્રતલે પ્રભુનેદ્વાર. જોજોજો રણછોડ. ૧૧ ભુજ્યાયે શંખ ચક્ર લખશે, તેહેનું દરશન જો કરશે; તે ભવસાગરમાં તરશે, જોજોજો રણછોડ.૧૨ તેહેનાથી પ્રસન્ન થાશે,પ્રેમેપરીક્રમા ગાશે; વેમાને બેશી વૈકુંઠે જાશે, જોજોજો રણછોડ રંગી. ૧૩ દ્વારકાંમાહાતમમાંકેહેછે,મહીમા મોહોટોલેહેછે નાહીને દાન કરીદેછે, જોજોજો રણછોડ· ૧૪ તેહેનો જન્મ સફલ થાશે, વળી કોઇ દ્વારકાં જાશે; નાહીને હરીના ગુણગાશે, જોજોજો રણછોડ રંગી. ૧૫

---

# જાહેરખબર.



---